# સાહિત્યપલ્લવ

## ભાગ પહેલો

જીણાભાઈ દેસાઈ
ઉમાશંકર જોષી



વોરા ઍન્ડ કું. પબ્લીશર્સ લિમિટેડ
રાઉંડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨

પ્રકાશક
મનહરલાલ કે. વોરા
વોરા એન્ડ કું. પબ્લીશર્સ લિમિટેડ
રાઉંડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨
મુદ્રક
જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય, અમદાવાદ









અગિયાર આના

પ્રથમ આવૃત્તિ: ફેબ્રુઆરી, ૧૯૪૧

# નિવેદન

'સાહિત્યપલ્લવ'ને વિદ્યાર્થીઓ, શિક્ષકો અને સાહિત્યરસિકોના હાથમાં મૂકતાં અમને આનંદ થાય છે. આ પુસ્તકનું સંપાદન અમે શિક્ષક તરીકે કર્યું છે. અમારે જો વિદ્યાર્થીને શીખવવાનું હોય તો આપણા સાહિત્યમાંથી તેમની સમક્ષ અમે કઈ કૃતિઓ રજૂ કરીએ તેનો ખ્યાલ આ સંગ્રહમાંથી આવી શકશે. આમાંના કેટલાક પાઠ વિદ્યાર્થીઓ સમક્ષ એ રીતે અમે રજૂ પણ કરી જોયાં છે, અને તે ઉપરથી મળેલા અનુભવે અમારી પસંદગીમાં અમને સારી સરખી મદદ કરી છે.

પુસ્તકને ગદ્ય અને પદ્ય એવા બે વિભાગોમાં વહેંચ્યું છે. પદ્યમાં જૂનું અને નવું એવા વિભાગો પણ પાડી શકાત, પણ તેમ ન કરતાં એનો એક જ ખંડ રાખ્યો છે—જોકે એના પેટાખંડ સહેજે નક્કી કરી શકાય એમ છે. નવી કવિતાને પૂરતું સ્થાન આપ્યા છતાં સંભવ છે કે, જૂની કવિતા તરફ અમારો વધુ પક્ષપાત છે એવો આ સંગ્રહમાંથી પંક્તિસંખ્યાની તુલના કરતાં કોઈને ભાસ થાય. આ સંબંધી કોઈ પણ જાતનું લંબાણ કર્યા વિના અમે એટલું જ નોંધવા ઇચ્છીએ છીએ કે, આપણા વિદ્યાર્થીઓ 'ગુજરાતી' ગુજરાતી લખતાં શીખે એવો સમય હવે આવી પહોંચ્યો છે; અને એ ગુજરાતી જૂની કવિતાના અભ્યાસ વિના એકલા આપણા નવા ગદ્ય કે પદ્યના અભ્યાસથી સાધી શકાશે ખરું? એથી વિદ્યાર્થીઓ આપણા જૂના કવિઓનો જેટલો વધુ પરિચય સાધે તેટલું સારું.

આ સંબંધમાં એક મુશ્કેલીનો અમને ખ્યાલ છે. રુચિ એ સામાન્ય રીતે વારસામાં મળેલી વસ્તુ છે. આપણે કબૂલ કરવું જોઈએ કે, જેને આપણા સાહિત્યમાં અર્વાચીન યુગ કહેવામાં આવે

છે તે યુગમાં જૂની કવિતા પ્રત્યે આપણી રુચિ કંઈક મંદ પડી છે. રુચિમાંદ્યનો વારસો છેલ્લી બેત્રણ પેઢીથી ઉત્તરોત્તર મોટો થતો આપણને મળ્યો છે. આમાં કવિતા શ્રાવ્ય નહિ પણ પાઠ્ય છે એવી આપણી ક્રમશઃ વધતી જતી માન્યતાએ એને વધુ જોર આપ્યું છે. જૂની કવિતા મુખ્યત્વે કરીને શ્રાવ્ય હતી, અને તે પણ અમુક ચોક્કસ લઢણમાં એને ગાવા માટેની પરંપરા ઊભી થઈ હતી. એ પરંપરા આજે આપણે ગુમાવી છે. એથી આજના આપણા ગુજરાતી ભાષાના શિક્ષકો — પછી તે શાળામાં હોય કે મહાવિદ્યાલયો કે અનુસ્તાનક વર્ગોમાં શીખવતા હોય તે બધા — જૂના કવિઓએ કાવ્યરસિકો સમક્ષ જે રીતે રજૂ કરવાની દૃષ્ટિથી પોતાની કવિતાઓ રચી હતી, તે રીતે રજૂ કરી શકતા નથી. એથી એ કવિતાનું વાચન મોટે ભાગે અરસિક, શુષ્ક અને પુરાતત્ત્વીય શોધખોળ જેવું થઈ જાય છે. આપણે સદ્‌ભાગ્યે વ્યાપક રાષ્ટ્ર-જાગૃતિના યુગમાં આપણી જૂની સાહિત્યસમૃદ્ધિ તરફ અને આપણા લોકસાહિત્ય તરફ આપણા સાહિત્યસેવકોનું ધ્યાન જતાં, લોક-સાહિત્યના પુનરુજ્જીવનનો આપણે ત્યાં એક સબળ ઉછાળો આવ્યો, અને પરિણામે આપણે શોધી શોધીને એ લુપ્ત થઈ જતી સમૃદ્ધિ પાછી ભેગી કરવા મંડ્યા. આ પ્રવૃત્તિને પરિણામે જૂની કવિતાના વધુ ઊંડા અને વિશાળ અભ્યાસને અનુરૂપ નવી ભૂમિકા ફરીથી તૈયાર થઈ છે. એનો પૂરતો લાભ તો આપણને ત્યારે જ મળે જ્યારે આપણે શિક્ષકો એ જૂની કવિતાઓને એના યોગ્ય સ્વરૂપમાં વિદ્યાર્થીઓ સમક્ષ રજૂ કરીએ. એ માટે અમારી અમારા સહશિક્ષક ભાઈબહેનોને એક વિનંતી છે કે, તેઓ જૂની કવિતા બને ત્યાં સુધી તેના સુગેય ઢાળોમાં જ વિદ્યાર્થીઓ સમક્ષ રજૂ કરે. એમ થતાં એનાં કલાતત્ત્વો આપોઆપ વિદ્યાર્થીઓ પકડી લેશે, અને એના શબ્દાર્થ કે ભાવાર્થ આપવાની જરૂર નહિ રહે, તેમ જ જે સેંકડો પંક્તિઓ આ પુસ્તકમાં આવી છે તે બધી [illegible] શીખવવી હોય તો કંઈ મુશ્કેલ પડશે નહિ.

નવી કવિતાની વિશિષ્ટતાઓનો વિદ્યાર્થીઓને ઠીક ઠીક ખ્યાલ આવે અને તેનું વાચન વિદ્યાર્થીઓને પ્રેરણાદાયી નીવડે, એ દૃષ્ટિએ નવી કવિતાની પસંદગી થઈ છે.

કવિતાના શિક્ષણ સંબંધી એક અગત્યની વાત નોંધવી જરૂરી લેખીએ છીએ. કવિતાનો પ્રદેશ લાગણી અને કલ્પના છે. એની વિદ્યાર્થી ઉપર થતી અસર તેના નેત્રની ચમક ઉપરથી જોવાની છે. એ અસરને વ્યક્ત કરવા જેટલું ભાષા–પ્રભુત્વ વિદ્યાર્થી કદાચ દર્શાવી ન પણ શકે તો તે માટે આગ્રહ ન રાખવો. તેમ જ કેટલીક વાર કેટલીક પંક્તિઓનો અર્થ કરવા જતાં મુશ્કેલી પડે એવું પણ બને; અને છતાં કાવ્યમાં પોતાને સ્થાને તે પંક્તિ અર્થપૂર્ણ હોય. તેવે વખતે તેના શબ્દાર્થમાં ન ઊતરવું. ટૂંકમાં, કવિતાના રસાસ્વાદ માટે કહેવાતી સમજૂતી વગેરે ગૌણ લેખાવાં જોઈએ. કવિતા વિદ્યાર્થી માટે બોજરૂપ ન હોવી જોઈએ. તે વિદ્યાર્થીના જીવનને ઉલ્લાસ, પ્રેરણા, સ્ફૂર્તિ અને તાજગીથી ભરી દેનાર નીવડવી જોઈએ. કવિતા-શિક્ષણમાં આ દૃષ્ટિ સતત આપણી નજર સમક્ષ રહેવી જોઈએ.

કવિતાની જેમ ગદ્યમાં પણ જુદા જુદા ગદ્યપ્રકારોનો વિદ્યાર્થીને પરિચય કરાવવાની દૃષ્ટિ રાખી છે. જુદી જુદી જાતના નિબંધો, નવલકથા, નવલિકા વગેરેના સૂક્ષ્મ પ્રકારો, સંવાદ, નાટકો આદિ વીણી વીણીને નમૂનાઓ ભેગા કર્યા છે.

કલા-દર્શનને પણ અમે આ પુસ્તકનું એક મહત્ત્વનું અંગ લેખ્યું છે. એમાં આપણા ઘરઆંગણે ખીલી રહેલી કલાથી માંડી સદીઓ પહેલાંની આપણી ભવ્ય સંસિદ્ધિઓ અને મહાન આંતર-રાષ્ટ્રીય કલાકૃતિઓ અમે રજૂ કરી છે.

આ બધી કૃતિઓના સંપાદનમાં અમે જાણે કે વિદ્યાર્થીઓ સમક્ષ જ એ રજૂ કરતા હોઈએ એવી દૃષ્ટિ રાખી છે, અને તેથી એ દરેક કૃતિનો પ્રવેશક તે કૃતિને — અને નહિ કે તેના કર્તાને — અનુલક્ષીને લખાયો છે. કર્તાનો પરિચય તો કૃતિમાં રસ પડતાં વિદ્યાર્થીઓ આપોઆપ શોધી લેશે, પણ કૃતિમાં રસ પડે એ મુખ્ય કાર્ય છે,

અને એથી અમે કોઈ કોઈ જગ્યાએ તો લંબાણનું જોખમ વહોરીને પણ વિગતે રસાસ્વાદ આપવા પ્રયત્ન કર્યો છે. એ રસાસ્વાદ શાસ્ત્રીય પરિભાષા કે આંટીઘૂંટીમાં ન ઊતરી જાય તે માટે અમે ઘટતી કાળજી રાખી છે. દાખલા તરીકે, કાવ્યમાં મહત્ત્વના અલંકારો તરફ ક્યાંક ક્યાંક અંગુલિનિર્દેશ જ કરી તેની સુંદરતા શોધવાનું વિદ્યાર્થીઓ ઉપર છોડ્યું છે. તેમ બધા જ અઘરા શબ્દોના અર્થ નથી આપ્યા, પણ ખાસ અર્થમાં વપરાતા શબ્દો તેમ જ કેટલીક વાર વિદ્યાર્થી-ઓના કુતૂહલને જાગ્રત કરે એવી શબ્દવ્યુત્પત્તિઓ અમે આપી છે. જે વિદ્યાર્થીઓમાં સ્વાભાવિક રીતે જ આવા વિષયોનો શોખ હોય તે વિદ્યાર્થીઓને તો આનાથી અનેક પ્રકારે પ્રેરણા મળશે એવો અમારો દૃઢ વિશ્વાસ છે. પણ સામાન્ય વિદ્યાર્થીઓની રસવૃત્તિને પણ આનાથી સારી સરખી પ્રેરણા મળશે એમ અમે માનીએ છીએ. એવી જ રીતે સ્વાધ્યાય પરીક્ષાની દૃષ્ટિથી નથી આપ્યા; પણ દરેક કૃતિના વિકાસની ક્રિયા વિદ્યાર્થીના મન સમક્ષ ચીતરાઈ રહે અને તેનું વાચન સર્જનાત્મક બને, એ દૃષ્ટિએ તે યોજ્યા છે.

જે વિદ્યાર્થીઓને લેખકો સંબંધી જાણવાનું કુતૂહલ થાય તેમને માટે 'સાહિત્ય-પલ્લવ'ના ત્રીજા ભાગને અન્તે લેખકોના જીવનનો અતિ ટૂંકો એવો પરિચય આપ્યો છે. ઉપર જણાવ્યું તેમ લેખકની કૃતિને જ આ સંગ્રહોમાં પ્રાધાન્ય આપવું અમે યોગ્ય લેખ્યું હોઈ પહેલા બે ભાગોમાં જીવનચરિતોની જરૂરિયાત અમે જોઈ નથી.

આ સંગ્રહ શિક્ષકની મદદ વિના વાંચવા ઇચ્છતા વિદ્યાર્થીઓથી માંડી, એક બાજુ ઓછાં સાધનવાળી ગામડાંની શાળાઓ અને બીજી બાજુ શહેરોની અનેક સગવડ ભોગવતી સારાં પુસ્તકાલયો-વાળી શાળાઓના વર્ગોમાં જ નહિ, પણ ગુજરાતી સાહિત્યમાં રસ લેતા વાચનના શોખીનોને પણ ઉપયોગી થઈ પડશે, એવી અમારી આશા છે.

જે જે લેખકોની કૃતિ વડે આ સંગ્રહ સમૃદ્ધ બન્યા છે તે સૌના, અને અમારા અનેક વિદ્યાર્થીઓ જેમણે આ સંગ્રહો માટે હાથપ્રત તૈયાર કરવામાં અમને મદદ કરી છે તેમના, અમે ઋણી છીએ. નવજીવન મુદ્રણાલયના સંચાલક શ્રી. જીવણજી દેસાઈ જેમની ઝીણવટભરી કાળજીથી અમારી હાથપ્રતો આટલું શુદ્ધ મુદ્રણ પામી શકી છે, તેમના પણ અમે ઓછા આભારી નથી.

અમદાવાદ, ઝીણાભાઈ દેસાઈ
૧૫–૨–'૪૧ ઉમાશંકર જોષી

# અનુક્રમણિકા

# નરસિંહ

[ નરસિંહ મહેતાનું નામ ગુજરાતમાં ઘેર ઘેર જાણીતું છે. ગામડાના અભણ માણસો પણ તેમનાં પદો જાણતા હોય છે ને વહેલી સવારે ઊઠીને ગાતા હોય છે. નરસિંહ મહેતા આપણી ભાષાના આદિકવિ ગણાય છે. વિદ્વાનો 'અસાઈત' આદિ કવિઓ નરસિંહના પહેલાં થઈ ગયાનું જણાવે છે, છતાં નરસિંહ ગુજરાતીના પ્રથમ મહાન કવિ છે એમાં તો સંશય નથી.

**૧. રાધાદર્શન** એ નરસિંહના 'દાણલીલા' નામે કાવ્યમાંથી લીધું છે. ગોવર્ધન પર્વત ઉપરથી કૃષ્ણ ત્રણે ભુવનને તેજથી આંજી નાખતી રાધાનાં દર્શન કરે છે એ પ્રસંગ છે. કવિએ જસોદા કૃષ્ણને જગાડે છે ત્યાંથી પ્રસંગ વર્ણવવો શરૂ કર્યો છે. બીજી લીટી ગામડાંમાં નીચે પ્રમાણે ગવાતી પણ સાંભળવામાં આવે છે:

તમારે જાગ્યે સર્વે જાગશે, તમે જાગોને જગનાથ.

આખું કાવ્ય તળપદી ગુજરાતી ઢબે, વચ્ચે વચ્ચે 'જી રે' અને 'વહાલો' ઉમેરીને, ગાવામાં આવશે તો મૂળ નરસિંહ મહેતાના મનમાં આ લખતી વખતે જે આનંદ હશે તેનો કાંઈક હિસ્સો આપણને મળશે. ૨. **હુઓ** (જૂનો પ્રયોગ)—થયો. ૮. **બાંયડી**—હાથ. ૧૧. **માળ**—ડુંગર ઉપરની સપાટ જમીનના પટ્ટાને માળ કહે છે. સંસ્કૃત શબ્દ છે माल. ગામડાંમાં પણ વપરાય છે. ૧૨. **ફાંસો**, દોરીનો. ૧૪. **શૃંગાર**—શણગાર. **વાન**—શરીર. ૧૭. '**ઊભી**'નો કર્તા 'મંડળી'. ૧૮. **કરમદો**—કરમલો—ભાત. ૨૫. **ગેડી**—લાકડી. **ગેડી**—ગેડી—જેડી તે શબ્દો એક જ છે. સં. કંદુક (દડો) ઉપરથી ગુજરાતી ગેંદ શબ્દ છે તેની સાથે એને સંબંધ નથી. સરખાવો આપણો 'ગેડીદડો' એ પ્રયોગ. **ઘાડે**—ગાઢે. ૨૭. **સીંચાણી**—બાજ જેવી. પંખીઓ ઉપરથી ગાયોની જાત ને નામ નક્કી કર્યાં છે. ૩૩. **રંનાદેવી**—સૂર્યની પત્ની.

૨. ૨. **લોબરડી**—લોબડી (લોમપટ્ટી). ઘેટાંબકરાંના વાળનું બનાવેલું ઓઢણું. પાટણનાં જેમ પટોળાં વખણાતાં તેમ સોરઠની લોબડી વખણાતી. (રાણકદેવી ખેંગારનું મસ્તક લઈને સતી થતાં પહેલાં બોલે

છે: 'જુઓ પટોળાંવાળીઓ આ લોબડિયાળીનો કંથ.') ૫. ત્રટ—તટ, કિનારો. 'ત્રટ'નું સુધારીને 'તટ' કરવાની જરૂર નથી. વધારાનો 'ર' આપણે ઘણા શબ્દોમાં નાખ્યો છે: દા. ત. 'કોટિ'માંથી 'કરોડ'. 'તટ'નું 'ત્રટ' થઈને તેમાંથી 'તરડ' શબ્દ થયો છે. **લિયો**—(જૂનો પ્રયોગ)—લીધો. સરખાવો 'હુઓ'.

૩. ૧. **વેવારિયા**—વેપારી. [વેપાર શબ્દ 'વ્યવહાર'માંથી થયો છે, 'વ્યાપાર'માંથી નહિ.] ૪. **હોરવાને**—વહોરવાને, ખરીદવાને. ૭. 'લાખે લેખાં' એવો 'રૂઢિ-પ્રયોગ છે. અમે લાખ વગર તો લેખું (હિસાબ) કરતા નથી. રૂપિયા આના પાઈ એવી ગણતરીઓ અમે કરવા બેસતા નથી. ગોળગોળ આંકડા અને તે પણ સો કે હજારના નહિ, લાખના જ માંડીએ છીએ. **કસ્તુરી છે સૂંઘી** (સોંઘી)—જે અદ્ભુત સુગંધવાળો દુર્લભ પદાર્થ (કસ્તુરી) તે અમે સસ્તામાં જ આપીએ છીએ. એટલે કે પ્રભુપ્રેમનો પદાર્થ આ સંતો પાણીને મૂલે આપવા નીકળ્યા છે. 'છપ્પન ઉપર ભેળ' એ કહેવત છે. જેને ત્યાં છપ્પન લાખની મતા હોય તેને ત્યાં દરવાજે ભેળ વાગતી રહેતી એમ મનાય છે. અને બાવન કોટિની પૂંજી જેને ત્યાં હોય તેના મહેલ ઉપર ધજા ફરકતી.

૪. ૧. **કહાં** (જૂનો પ્રયોગ)—ક્યાં. **મલી**—મળી. ૪. **રાજગલી**—રાજમાર્ગ તેમ રાજગલી, મોટી ગલી. ૬. **દુઃખનાં દળણાં દળી**—દુઃખના સંજોગોમાં પસાર થઈ થઈને.]

## ૧. રાધાદર્શન

જાગો જાગો રે શામળા, જગવે જશોદા માત,
જાગો રે સહુ જન જાગિયા, જાગોને હુઓ પ્રભાત.
જશોદાએ જદુપતિ જગાવિયા, ઝાલી સુવર્ણઝારી હાથ;
વદન પખાળો મારા માવજી રે, આરોગો શ્રી જદુનાથ.
જશોદાએ જદુપતિ જગાવિયા, આરોગાવ્યા જગદાધાર; ૫
ધેન છોડીને વહાલો સંચર્યા, મોહન મદન ગોપાળ.
મોરે તે શ્રીરંગ શામળા, જીરે કેડે તે સઘળી ગાય;
બળદેવ કોટે બાંયડી, પ્રભુ વૃંદાવન જાય.

ઇંદ્રાદિક જગ મોહી રહ્યું, મોહન મધુરો ચરાવે ગાય;
જી રે બજાવે રૂડી મોરલી, દુઃખ દળદર ભંજન થાય. ૧૦
ગાયો ચારે છે ચોફેર ફરી, જી રે ગોવર્ધનને માળ;
બળભદ્ર ફાંસો પાડિયો, શીંકું બાંધ્યું ડાળ.
મરકટ કોટે સાંકળાં, જી રે કુમતડાં લળકે કાન;
શૃંગાર સર્વ સજાવિયા, તેણે વિચિત્ર શોભે વાન.
છોડી છોડી નાખે માંકડાં, બાંધે બાંધે નંદકિશોર; ૧૫
મરકટ માને નહિ માવનું, ત્યારે કરે ઝાઝું જોર.
ગોવાળિયા મંડળી મળી ઊભી ગોવર્ધનને માથ;
કૃષ્ણ આરોગે રૂડા કરમદા આહીરડાંની સાથ.
ચાખે ને ચખવી જુએ, વહાલો પીએ પિવડાવે ખીર;
જમી જમાડી પોતે જમે હરિ હળધર કેરો વીર. ૨૦
બમણું તે લે વહાલો વહેંચતાં તત્‌ક્ષણ આરોગી જાય;
જેનું દેખે વહાલો વાધતું તેનું પડાવી ખાય.
ગાયો હીંડી ગોવર્ધન ભણી, જી રે ક્ષણું એક લાગી વાર;
વારો આવ્યો પ્રભુ તમ તણો, તમો વાળોને દીનદયાળ.
કર ગેંડી લઈ ઊભા થયા, ઘાડે સ્વરે બોલાવી ગાય; ૨૫
હીંડે વૃંદાવન શોધતા ચૌદ ભુવનનો રાય.
સીંચાણી, બગલી ને સારસી, પારેવી, ચાતોર, મોર,
પીળી, ધોળી ને કાજળી બોલાવે નંદકિશોર.
ગોવર્ધન ચઢી વહાલે ચિંતવ્યું, દૂર દીઠી અનોપમ નાર;
તેજે ત્રિભુવન મોહી રહ્યાં, જી રે નરખે નંદકુમાર. ૩૦
છો રે રંભા કે રે મોહની, કે છો રે આનંદ કે ચંદ,
કે રે પાતાળમાંની પદમણી, એવો વિચાર કરે ગોવિંદ.

નહિ રે રંભા, નહિ રંનાદેવી, જીરે નહિ આનંદ કે ચંદ,
વ્રખુભાનની કુંવરી છું રાધા, બાળમુકુંદ.

## ૨. કૃષ્ણનૃત્ય

(રાગ કાલેરાનો હીંડોળો)

મેહુલો ગાજે ને માધવ નાચે, રૂમઝમ વાજે પાય ઘુઘરડી;
આછાં ચીર ચરણાં ને ચોળી, માથે લીલી લોબરડી.
તાળ પખાજ વજાડે ગોપી, શ્યામ વજાડે વાંસલડી,
દાદુર મોર બપૈયા બોલે, મીઠે સ્વરે બોલે કોયલડી.
ધન વૃંદાવન, ધન જમુના ત્રટ, ધન કૃષ્ણે અવતાર લિયો; ૫
ધન નરસૈંયાની જીભલડી રે, ધન ધન રાગ કાલેરો કહ્યો.

## ૩. રામનામના વેપારી

સંતો, અમે રે વેવારિયા શ્રીરામનામના;
વેપારી આવે છે બધા ગામગામના.
અમારું વસાણું, સાધુ, સહુકોને ભાવે;
અઢારે વરણ જેને હોરવાને આવે.
અમારું વસાણું કાળ દુકાળે ન ખૂટે, ૫
જેને રાજા ન દંડે, જેને ચોર ના લૂંટે;
લાખ વિનાનાં લેખાં નહિ, ને પાર વિનાની પૂંજી;
હોરવું હોય તો હોરી લેજો, કસ્તુરી છે સૂંઘી.
રામનામ ધન અમારે, વાજે ને ગાજે;
છપ્પન ઉપર ભેર ભેરિ ભૂંગળ વાજે. ૧૦
આવરો ને ખાતાવહીમાં લક્ષ્મીવરનું નામ;
ચીઠીમાં ચતુરભુજ લખિયા, નરસૈંયાનું કામ.

## ૪. વેરણ રાત

કહાં જાઉં રે વેરણ રાત મલી,
કહાં જાઉં રે વેરણ રાત મલી.
ચોરા જોયા મેં ચૌટાં જોયાં,
જોઈ વળી સારી રાજગલી. કહાં૦
પીંડી ફાટે મારા પાયા દુખે, ૫
દુ:ખનાં દળણાં દળી રે દળી. કહાં૦
નરસિંહના સ્વામીએ વેણ વજાડી,
તે રે સમે મારી આંખ મલી. કહાં૦

### સ્વાધ્યાય

૧. કૃષ્ણ સવારે નીકળે છે તે સાંજે ગાયો વાળવા જાય છે ત્યાં સુધીની હકીકત તમારા શબ્દોમાં લખો.

૨. ગોપ-જીવન ગાળતા કૃષ્ણ પશુઓ સાથે પણ પ્રેમથી કેવા હળે ભળે છે, રમે છે ને લાડ કરે છે એ દર્શાવો.

૩. મેહુલો ગાજવા માંડતાં ગોકુળમાં શું શું થયું ?

૪. ગુજરાતીઓ મુખ્યત્વે વેપાર કરનારા છે એટલે આપણા ભજનમાં પણ વેપારનો દાખલો લીધો. તમે 'વહેવારિયા'ને ઠેકાણે બીજા કોઈ ધંધાદારીનું નામ મૂકી ભજન ગોઠવી શકશો ? (ગદ્યમાં)

૫. રાતને 'વેરણ' શા માટે કહી ? 'દુ:ખનાં દળણાં' કહેવાથી શું વિશેષ હશે ?

# મીરાંબાઈ

[મીરાંબાઈનું નામ ગુજરાતમાં ઘરેઘર ગાજતું છે. ભક્તિ સિવાય પોતાની પાસે કાંઈ નથી એમ એ ગાઈ બતાવીને કહે છે. એ ભક્તિ તો આ સંસારરૂપી ખારા સમુદ્રમાં અમૃતનું વહેળિયું છે. મનરૂપી મસ્ત મદનો હાથી બીજા કોઈ અંકુશથી હાથમાં આવતો ન હતો, તે આ ભક્તિથી વશ થયો. તેથી મીરાં તો પોતાને આંગણે તપસીઓ ભેગા કરે છે, ને તેઓ ધૂણી જગાવીને ભજન કરે છે તેમાંથી ભક્તિરસ મેળવે છે.

'જમનાનાં પાણી'માં ઝારી ઉપર બીજી ઝારીનું વર્ણન એવું ઉલ્લાસભર્યું કર્યું છે કે ચિત્ર આપણી નજર આગળ રમી રહે.

છેલ્લા ગીતમાં, આત્મા ચાલ્યો જવા માંડતાં શરીરની શી દશા થાય તેનો ખ્યાલ આપ્યો છે. હાથમાં વાટકી લઈને, દીવો રાણો ન થઈ જાય તે માટે, તેલ ઉધાર લેવા જવાનું ચિત્ર આપ્યું છે, તે છેલ્લી ઘડીએ જેઓ મોક્ષજ્ઞાન મેળવવા નીકળે છે તેમની દયાજનક સ્થિતિ બતાવવા આપ્યું છે. આત્મા ચાલી નીકળે છે ને પછી — વાણિયો ઊઠી જાય ને સૂની હાટડીમાં બહારવટિયા ધીંગાણું (રમખાણ) મચાવે તેમ — જમડા રમખાણ મચાવે છે; માટે આવતા જમડાને પાછા વાળવા હોય તો આગળથી ભક્તિ વગેરેનું ભાથું એકઠું કરી રાખવું — એવો ધ્વનિ છે. આની સાથે 'જૂનું થયું રે દેવળ જૂનું થયું' એ ભજન સરખાવવું.

પહેલા ભજનમાં હિંદી–બલ્કે મારવાડી ભાષાની છાંટ છે. મારવાડી અને ગુજરાતી બંને ભાષા જુદી જુદી થઈ નહોતી અને એકરૂપ જ હતી તે વારામાં મીરાંબાઈએ ભજનો ગાયાં છે. પછીથી ભાષામાં ફેરફાર થતાં, ગુજરાતીઓ ગુજરાતી કરીને તેનાં તે ભજન ગાતા ગયા ને ઉત્તર હિંદમાં હિંદી રૂપાંતર કરીને ગાતા રહ્યા.

૧. ૬. **વેદ પઢયો ન ગઈ કાશી રે** — 'ન'નો બંને તરફ ઉપયોગ કરવાનો છે. વેદ પઢ્યો નહિ, નહિ કાશી ગઈ. આને દેહલીદીપ (ઉબરા ઉપરનો દીવો — જેનું બંને ઓરડામાં તેજ પડે) કહે છે.

૪. ૩. ત્રાટું–તાટું, વાંસનાં ખપાટિયાંનો પડદો.]

## ૧. ભજન ભરોંસે

ભજન ભરોંસે અવિનાશી,
 મૈં તો ભજન ભરોંસે અવિનાશી.

જપતપ તીરથ કાંઈયે ન જાણું,
　　　ફરત મેં ઉદાસી રે. 　　મેં તો૦
મંત્ર ને જંત્ર કાંઈયે ન જાણું, 　　૫
　　　વેદ પઢ્યો ન ગઈ કાશી રે. 　મેં તો૦
મીરાં કે પ્રભુ ગિરધર નાગર,
　　　ચરણકમળ કી દાસી રે. 　　મેં તો૦

## ૨. અમૃતનું વહેળિયું

જ્ઞાન-કટારી મારી,
　　　અમને પ્રેમ-કટારી મારી.
મારે આંગણે રે રામજી તપસીઓ તાપે રે,
　　　કાને કુંડળ જટાધારી રે. 　　અમને૦
મકનોસો હાથી રામજી, લાલ અંબાડી રે, 　　૫
　　　અંકુશ દઈ દઈ હારી રે. 　　અમને૦
ખારા સમુદ્રમાં અમૃતનું વહેળિયું રે,
　　　એવી છે ભક્તિ અમારી રે. 　　અમને૦
બાઈ મીરાં કે પ્રભુ ગિરધર નાગર,
　　　ચરણકમળ બલિહારી રે. 　　અમને૦ ૧૦

## ૩. જમનાનાં પાણી

કોણ ભરે રે પાણી કોણ ભરે,
　　　જમનાનાં પાણી કોણ ભરે?
ઘર મારું દૂર, ગાગર શિર ભારી,
　　　અરે ખોટી થાઉં તો ઘેર નણદી વઢે. જમનાનાં૦
શિર પર કળશ, કળશ પર ઝારી, 　　૫
　　　ઝારી પે બેઠી ઝારી મોજ કરે. જમનાનાં૦

આણી તેડે ગંગા, પેલી તેડે જમનાં,
વચમાં કાનુડો રંગ રાસ રમે. જમનાનાં૦
સાવ સોનાનો મારો ઘાટ ઘડુલો,
ઉંઢણીએ તો કનક રત્ન જડે. જમનાનાં૦ ૧૦
મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ,
ચરણકમળ ચિત્ત ધ્યાન ઠરે. જમનાનાં૦

### ૪. જમનું ધીંગાણું

મંદરિયામાં દીવડા વિનાનું અંધારું.
ખળભળ્યાં દેવળ, ઊભી રહી થાંભલી,
ત્રાટું નહિ ઝાલે એના ભાર રે. મંદરિયામાં૦
હાથમાં વાટકડી ઘરોઘર ઘૂમતી,
કોઈ ને આલો ઓધારું રે. મંદ૦ ૫
ઊઠી ગયો વાણિયો ને પડી રહી હાટડી રે,
જમડા કરે છે ધીંગાણું રે. મંદ૦
બાઈ મીરાં કે પ્રભુ ગિરધર નાગર,
આવતા જમડાને પાછા વાળો રે. મંદ૦

### સ્વાધ્યાય

૧. પહેલા અને ત્રીજા ગીત ઉપરથી મીરાંબાઈને ભજન-ભક્તિ ઉપર કેટલો બધો વિશ્વાસ છે તે બતાવો.

૨. 'જમનાનાં પાણી'ના ગીતમાંથી તમને કઈ લીટી ગમી ગઈ? શા માટે ગમી? એના શબ્દોથી કોઈ ચિત્ર ખડું થાય છે?

૩. 'આ રે તીરે ગંગા પેલી તીરે જમુના' એ લીટી વ્યાકરણ દૃષ્ટિએ બરોબર છે? 'તીરે' ને ઠેકાણે 'કોરે' કે 'તેડે' શબ્દ મૂકવાનું કારણ?

૪. છેલ્લા ભજનમાં 'વાણિયો' તે કોણ? શરીર પડવાની વખતે જીવની દશા મીરાંબાઈએ કેવી વર્ણવી છે? 'નૂતું થયું રે દેવળ' એ મીરાંનું ગીત (સાંભળ્યું હોય તો) આની સાથે સરખાવો.

# ભાલણ

[ભાલણના 'દશમસ્કંધ'માંથી આ પદો લીધાં છે, તેમાં કૃષ્ણની બાળલીલા ગાઈ છે. ભાલણની વાણી સરળ અને રસાળ છે એ આ પદો પરથી સમજાશે. કૃષ્ણનું નિમિત્ત લઈ આપણા કવિઓએ માનવી હૃદયના વિવિધ નાજુક ભાવો ગાયા છે. પહેલા પદમાં કવિએ એક કરુણ પ્રસંગ ઉપાડ્યો છે. પ્રસંગ છે વસુદેવ દેવકી પાસેથી બાળક કૃષ્ણને લઈ જઈને જશોદાને સોંપવા નીકળે છે તે વખતનો. દેવકીના હૃદયની એ વખતે શી સ્થિતિ હશે તેની કલ્પના કરવા જેવી છે. કવિએ દેવકીના શબ્દોમાં જ એની વ્યથા રજૂ કરી છે....બીજા પદમાં કૃષ્ણ મુરલી વાય છે તે વખતે તમામ પશુ, પંખી, પ્રાણી, સરિતા, સૂર્ય, વગેરે સારી કુદરત તેના નાદમાં લયલીન થઈ ગઈ એનું વર્ણન છે... ત્રીજા પદમાં જે મીઠાશ છે તે તો બેચાર વાર મોટેથી વાંચવાથી સહેજે પમાશે. ત્રણે પદોને અંતે ભાલણે રઘુનાથ-રામનું સ્મરણ કર્યું છે તે બતાવી આપે છે કે, પોતે રામભક્ત હોવા છતાં પ્રેમપૂર્વક કૃષ્ણનું કીર્તન પણ કરે છે.

૧. ૩. **સાંઈડું**—ભેટવું તે. ૫. **આઈ**—મા, બા. ૧૯. **કહેવારે**—કયે વખતે. ૨૩. **ભામણડાં**—ઓવારણાં.

૨. ૯. ગભરાટમાં નીકળે છે માટે. ૧૦. સાપને કાન હોતા નથી માટે. **વ્યાપાર**—પ્રવૃત્તિ, કામકાજ.]

## ૧. કૃષ્ણને દેવકીની વિદાય

ધન્ય તે કામિની રે, હરિને જે ધરશે ખોળે;
ઉપનિષદમાંહે તો જોતા, મોટા મુનિ સરખા બોલે. ધ૦
ધવરાવી હુલરાવશે રે, સાંઈડું દેશે ગાઢું રે;
સુંદર વદન નિહાળતાં રે, હૈડું થાશે ટાઢું રે. ધ૦
આઈ આઈ કહેશે કાલું બોલશે, તે લાગશે મીઠું રે; ૫
મેં તો પાતક પ્રૌઢાં કીધાં જો સુતનું સુખ ન દીઠું રે. ધ૦
પાલણડું હુલરાવતાં, માનિની મંગળ ગાશે રે;
શું કહું તેના મન માંહે તે જોતાં સુખ થાશે રે. ધ૦

આણી તેડે ગંગા, પેલી તેડે જમનાં,
વચમાં કાનુડો રંગ રાસ રમે. જમનાનાં૦
સાવ સોનાનો મારો ઘાટ ઘડુલો,
ઉંઢણીએ તો કનક રત્ન જડે. જમનાનાં૦૧૦
મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ,
ચરણકમળ ચિત્ત ધ્યાન ઠરે. જમનાનાં૦

## ૪. જમનું ધીંગાણું

મંદરિયામાં દીવડા વિનાનું અંધારું.
ખળભળ્યાં દેવળ, ઊભી રહી થાંભલી,
ત્રાટું નહિ ઝાલે એના ભાર રે. મંદરિયામાં૦
હાથમાં વાટકડી ઘરોઘર ઘૂમતી,
કોઈ ને આલો ઓધારું રે. મંદ૦ ૫
ઊઠી ગયો વાણિયો ને પડી રહી હાટડી રે,
જમડા કરે છે ધીંગાણું રે. મંદ૦
બાઈ મીરાં કે પ્રભુ ગિરધર નાગર,
આવતા જમડાને પાછા વાળો રે. મંદ૦

### સ્વાધ્યાય

૧. પહેલા અને ત્રીજા ગીત ઉપરથી મીરાંબાઈને ભજન-ભક્તિ ઉપર કેટલો બધો વિશ્વાસ છે તે બતાવો.

૨. 'જમનાનાં પાણી'ના ગીતમાંથી તમને કઈ લીટી ગમી ગઈ? શા માટે ગમી? એના શબ્દોથી કોઈ ચિત્ર ખડું થાય છે?

૩. 'આ રે તીરે ગંગા પેલી તીરે જમુના' એ લીટી વ્યાકરણ દૃષ્ટિએ બરોબર છે? 'તીરે' ને ઠેકાણે 'કોરે' કે 'તેડે' શબ્દ મૂકવાનું કારણ?

૪. છેલ્લા ભજનમાં 'વાણિયો' તે કોણ? શરીર પડવાની વખતે જીવની દશા મીરાંબાઈએ કેવી વર્ણવી છે? 'જૂનું થયું રે દેવળ' એ મીરાંનું ગીત (સાંભળ્યું હોય તો) આની સાથે સરખાવો.

# ભાલણ

[ભાલણના 'દશમસ્કંધ'માંથી આ પદો લીધાં છે, તેમાં કૃષ્ણની બાળલીલા ગાઈ છે. ભાલણની વાણી સરળ અને રસાળ છે એ આ પદો પરથી સમજાશે. કૃષ્ણનું નિમિત્ત લઈ આપણા કવિઓએ માનવી હૃદયના વિવિધ નાજુક ભાવો ગાયા છે. પહેલા પદમાં કવિએ એક કરુણ પ્રસંગ ઉપાડ્યો છે. પ્રસંગ છે વસુદેવ દેવકી પાસેથી બાળક કૃષ્ણને લઈ જઈને જશોદાને સોંપવા નીકળે છે તે વખતનો. દેવકીના હૃદયની એ વખતે શી સ્થિતિ હશે તેની કલ્પના કરવા જેવી છે. કવિએ દેવકીના શબ્દોમાં જ એની વ્યથા રજૂ કરી છે...બીજા પદમાં કૃષ્ણ મુરલી વાય છે તે વખતે તમામ પશુ, પંખી, પ્રાણી, સરિતા, સૂર્ય, વગેરે સારી કુદરત તેના નાદમાં લયલીન થઈ ગઈ એનું વર્ણન છે... ત્રીજા પદમાં જે મીઠાશ છે તે તો બેચાર વાર મોટેથી વાંચવાથી સહેજે પમાશે. ત્રણે પદોને અંતે ભાલણે રઘુનાથ-રામનું સ્મરણ કર્યું છે તે બતાવી આપે છે કે, પોતે રામભક્ત હોવા છતાં પ્રેમપૂર્વક કૃષ્ણનું કીર્તન પણ કરે છે.

૧. ૩. **સાંઈડું**—ભેટવું તે. ૫. **આઈ**—મા, બા. ૧૯. **કહેવારે**—ક્યે વખતે. ૨૩. **ભામણડાં**—ઓવારણાં.

૨. ૯. ગભરાટમાં નીકળે છે માટે. ૧૦. સાપને કાન હોતા નથી માટે. **વ્યાપાર**—પ્રવૃત્તિ, કામકાજ.]

## ૧. કૃષ્ણને દેવકીની વિદાય

ધન્ય તે કામિની રે, હરિને જે ધરશે ખોળે;
ઉપનિષદમાંહે તો જોતા, મોટા મુનિ સરખા બોલે. ધ્રુ૦
ધવરાવી હુલરાવશે રે, સાંઈડું દેશે ગાઢું રે;
સુંદર વદન નિહાળતાં રે, હૈડું થાશે ટાઢું રે. ધ્રુ૦
આઈ આઈ કહેશે કાલું બોલશે, તે લાગશે મીઠું રે; ૫
મેં તો પાતક પ્રૌઢાં કીધાં જો સુતનું સુખ ન દીઠું રે. ધ્રુ૦
પાલણડું હુલરાવતાં, માનિની મંગળ ગાશે રે;
શું કહું તેના મન માંહે તે જોતાં સુખ થાશે રે. ધ્રુ૦

નાનડિયો સાદ દેતો આવશે, અધરણુ અધર તે હસશે રે;
મારા ભાગ્યમાંહે નવ લખિયું, તેને અંતર વસશે રે. ધ૦ ૧૦
વિષમ ચરિત્ર એ વિધાતાનાં, મારે ઘરથી ઓસરિયો રે;
પુત્રજન્મનો આનંદ ઓચ્છવ તેને ઘેર જઈ કરિયો રે. ધ૦
તેને ઘેર તોરણ બંધાશે, થાશે અતિ દિવાળી રે;
વેરણ વિધાતાએ શું સરજ્યું, જે હું દુઃખે બાળી રે. ધ૦
પાગે વાગે ઘુઘરડી ને, પગલાં ભરશે લટકે રે; ૧૫
ઉતાવળો આવીને મળશે એને હરિ ત્યાં મટકે રે. ધ૦
તે જણ્યા વિના જનની થઈ, મારો ખોળો ઠાલો રે;
રૂપ દેખાડી અભિનવું, મને મૂકી કિમ ચાલો રે. ધ૦
પુનરપિ કહેવારે દેખીશું, સુંદર મુખ રઢિયાળું રે;
મેં રાંકે કંઈ નવ ચાલે, પછે આંસુડાં ઢાળું રે. ધ૦ ૨૦
એણી પેરે દેવકી ટળવળ્યાં, હરિને હૈયે ચાંપે રે;
પિયુ તણે કર બાલક આપે, લેથી હૈડું કાંપે રે. ધ૦
ભામણડાં માવડી લઈને, લઈ ચાલ્યા વસુદેવ રે,
ભાલણ પ્રભુ રઘુનાથ મૂક્યા, જશોદા ઘેર તતખેવ રે. ધ૦

## ૨. મુરલી રસાલ

મુરલી વાય છે રસાલ, વૃંદાવન માંહે શ્રીગોપાલ;
મુરલી સાંભળવા જઈએ.
ગો તૃણ ચરતી રહી, સાંભળે છે માંડી કાન;
આકાશે ચાલે નહિ, થોભી રહ્યાં વિમાન. મુ૦
મૃગલાં મીટ માંડી રહ્યાં, વૃક્ષતણાં ન હાલે પાન; ૫
રાગરંગ એ સાંભળી, યોગીશ્વરનાં છૂટચાં ધ્યાન. મુ૦
યમુના જળ હાલે નહિ, સૂરજ રહ્યો સ્થિર સ્થાન;
સુરયુવતી મોહી રહી, સાંભળી સુંદર ગાન. મુ૦

અંબર તે સુરનારીનાં છૂટે,—અતિ વિહ્વલ દેહ;
મણિધર ફણ માંડી રહ્યા, શ્રવણ વિના નયણે સુણે તેહ. મુ૦ ૧૦
મેં રહ્યું જાયે નહિ, પ્રેમબાણના વાગ્યા પ્રહાર;
મન તો મોહિયું માવે, વિસારિયો વ્યાપાર. મુ૦
નયણે જઈને નીરખિયે, સુણી સુંદર જાત;
જન્મ સફળ તે કીજીએ, પામીએ અતિ આહ્‌લાદ. મુ૦
લોકલાજ મેં પરહરી, સોંપ્યું એને શરીર; ૧૫
પરવશ થયો એ આત્મા રે, રાખ્યો ન રહે ધીર. મુ૦
એ માહરે હૈડે વસિયો, પાસે રહું દિનરાત;
ભાલણ પ્રભુ રઘુનાથ શું, અંતર્ગત મળિયે સાથ. મુ૦

### ૩. મીઠું

મીઠું તે હરિનું બોલવું રે, મીઠી રે કહાનં કહે વાત;
મીઠી મીટ નિહાળતાં રે, મીઠો ગોવાળિયાનો સાથ. મી૦
મીઠી વેણુ વજાડતો રે, મીઠી ઘૂઘરી વાજે પાય;
મીઠી ચાલતાં મીઠું ઉતારે, મીઠી જશોદા માય. મી૦
મીઠાં આભરણ સારિયાં રે, મીઠું રે શ્રીકૃષ્ણનું રૂપ; ૫
મીઠાં આ બાલક સહુ મળ્યાં રે, મીઠો રે ત્રિભોવન ભૂપ. મી૦
મીઠાં ભોજન અતિ ભલાં રે, મીઠા રે શ્રીકૃષ્ણ ને રામ;
ભવસાગરમાંહે તારવા રે, મીઠું રે ભાલણ પ્રભુનું નામ. મી૦

### સ્વાધ્યાય

૧. દેવકીના હૃદયની વ્યથાનું તમારા શબ્દોમાં વર્ણન કરો. વસુદેવના મનની સ્થિતિ કેવી હશે?

૨. જશોદાને વસુદેવ કૃષ્ણ સોંપી ગયા તે પછીની એના મનની લાગણીઓ વિષે કલ્પના કરો.

૩. મોરલીના ગીતની અસર વિષે ખ્યાલ આપો.

૪. 'મીઠું' શબ્દ આખા કાવ્યમાં કેટલી વાર વિશેષણ તરીકે અને કેટલી વાર નામ તરીકે વપરાયો છે?

# અખો

[ અખાની વાણી જુસ્સાદાર, ચોટવાળી અને સીધી છે. સમાજમાં ધર્મને નામે જે વહેમ, ખોટા આચાર અને દંભ ચાલતા હોય છે તેની ઉપર એ કડકમાં કડક પ્રહાર કરે છે. કોઈ વાર એ સીધી ટીકા કરે છે, તો કોઈ વાર હસી કાઢે છે. બહુ જ ટૂંકામાં મર્માળી વાણીમાં એ આપણા મનને અસર કરે છે. આમાં એને કહેવતો, ઉખાણાં, દાખલા, વગેરે બહુ કામ આવે છે. ઘેરગથ્થુ દૃષ્ટાંતો લઈને એ આપણી આગળ હસવા જેવાં ચિત્ર ખડાં કરે છે અને એ રીતે સામા પક્ષને ઉતારી પાડે છે.

૧. ખેડે — ક્ષેત્રમાં. સં. 'ખેટક' શબ્દ લઈએ તો ગામમાં. ૬. બોખ — ડોલ. ૧૦. વ્યાસ પણ વેશ્યા જેવો જ છે. પોતાની વિદ્યા દ્વારા કમાણી કરવા ઇચ્છે છે. ૧૪. ભૂતકાળમાં જે મોટાં સ્ત્રીપુરુષો થઈ ગયાં તેમની મયા (કૃપા) વાંછે છે, એટલે કે તેમનાં ચરિત્ર ગાઈ રોટલો રળવા માગે છે, મનમાં બોધ ઉતારવા માગતો નથી. ૨૦. નાનપણમાં બાળકને જન્મ આપે તો પછી ('વળતી') સારી રીતે એના શરીરનો બાંધો વિકાસ પામે નહિ. ૨૯. ગ્રહો પોતે જ પરાધીન છે અને પીડાય છે, એમનાથી ડરવું શા માટે? ૩૭. એવી — તીરથમાં પ્રભુની સ્થાપના કરવાની — બુદ્ધિ. ૩૯. જેને સંસારની લાલસા-રૂપી ઝેર લાગ્યું નથી તે જ જીવતો છે. બીજા જીવતા પણ મૂએલા છે. એમને લીધે જ, જો અણજી હોય તો, આભડછેટ થાય છે એમ કહેવાય, પણ તે તો બીજાઓની — અંત્યજોની બાબતમાં આભડછેટ જુએ છે. પોતાની અંદર છે તે જોતા નથી. ૪૪. માણસ અવગત થાય છે એમ જે વહેમ છે તેની સામે સચોટ પ્રહાર છે. ૪૫. ખટ — ૭. દર્શન — ધર્મ સમજવાના માર્ગો. ]

જોજો રે મોટાના બોલ, ઊજડ ખેડે વાગ્યો ઢોલ;
અંધેઅંધ અંધારે મળ્યા, જેમ તલમાં કોદરા ભળ્યા.
ચેંસ ન થાય, ન થાય ઘાણી, કહે અખો એ વાતો જાણી.

આંધળો સસરો ને સણગટ વહુ, એમ કથા સુણવા ચાલ્યું સહુ;
કહ્યું કાંઈ ને સમજ્યાં કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યું, ૫
ઊંડો કૂવો ને ફાટી બોખ, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક.

શબ્દજાળ માયાનું કૂડ, ત્યાં નરપશુ પડે મતિમૂઢ;
શણગારી વાણી સૌ ગાય, ત્યાં મોહ્યા જીવ સાંભળવા જાય;
અખા શું વાંચ્યું, સમજ્યો કશું ? જેમ આંખનું કાજળ ગાલે ઘસ્યું.

વ્યાસવેશ્યાની એક જ પેર, વિદ્યાબેટી ઉછેરી ઘેર; ૧૦
વ્યાસ કથા કરે ને રડે, જાણે દ્રવ્ય અદકેરું જડે.
જો જાણે વાંચ્યાની પેર, અખા કાં ન વાંચે પોતાને ઘેર ?

ગુરુ થઈ મૂરખ જગમાં ફરે, બ્રહ્મવેત્તાની નિંદા કરે;
ભૂતકાળમાં જે થઈ ગયા, તેની મનમાં ઇચ્છે મયા.
અખા વહેલી કેમ ટાળે વ્યથા, જે નિત્ય વાંચે મડદાંની કથા ?

દેહાભિમાન હતું પાશેર, વિદ્યા ભણતાં વાધ્યું શેર;
ચરચા વદતાં તોલું થયો, ગુરુ થયો ત્યાં મણમાં ગયો;
અખા એમ હલકાથી ભારે હોય, આત્મજ્ઞાન મૂળગું તે ખોય.

ગુરુ થઈ બેઠો હોંસે કરી, કંઠે પહાણ શકે ક્યમ તરી ?
જ્યમ નાર નાનડી હવું પ્રસૂત, વળતી વાધે નહિ અદ્‌ભુત. ૨૦
શિષ્યને ભારે ભારે રહ્યો, અખા તે મૂળગેથો ગયો.

પોતે હરિ નહિ જાણે લેશ, કાઢી બેઠો ગુરુનો વેષ;
સાપને ઘેર પરોણો સાપ, મુખ ચાટી ચાલ્યો ઘેર આપ.
એવા ગુરુ ઘણા સંસાર, તે અખા શું મૂકે ભવ પાર ?

જ્યાં જોઈએ ત્યાં કૂડેકૂડ, સામેસામાં બેઠાં ઘૂડ; ૨૫
કોઈ આવી વાત સૂરજની કરે, તે આગળ લઈ ચાંચ જ ધરે:
અમારે હજારવર્ષ અંધારે ગયાં, તમે આવા ડાહ્યા ક્યાંથી થયા ?
અખા મોટાની તો એવી જાણ, મૂકી હીરો ઉપાડ્યો પહાણ.

હરિજનને ગ્રહ કહો શું કરે, જે ગ્રહ બાપડા પરવશ ફરે ?
રવિ ભમંતો, શશીનો ખે, રાહુ તો ધડવોણો વહે; ૩૦

કાણો શુક્ર ને લૂલો શનિ, બૃહસ્પતિએ સ્ત્રી ખોઈ આપણી.
ગ્રહે નહિ ગ્રહ, હરિ મુજ રહે, અખા હીન વચન કોણ વદે?
પોતાનાં પડખાં નવ જુએ, હાડચામડાં મૂરખ ધુએ;
શુદ્ધ કેમ થાય જો ચામડું, મોટું માંહે એ વાંકડું;
હરિ જાણ્યા વિના ભૂલા ભમે, અખા પાર ન પામે ક્યમે. ૩૫
તું તીરથ કાં સામું જુએ? કાં પોતાને પ્રતિબિંબે રુએ?
એવી બુધ જેણે આદરી, તેણે આપથી બીજો કીધો હરિ.
તું કલ્પદ્રુમ કાં કલ્પી રમે, અખા એમ પ્રીછે અર્થ શમે.
નિર્વિષપણું તે સજીવનદશા, વિકારસહિત તે મુડદા જશા;
મુડદાંની આભડછેટ ઘણી, તે આભડછેટ કોઈએ નવ ગણી; ૪૦
અળગી આભડછેટ જોવા જાય, પોતાની આભડછેટ પ્રલય ન થાય.
બાળકપે ઘરડો તે શૂન્ય, સત્ય માન્યું સમણાનું ધન;
બાળક રમતને માને ફોક, ઘરડો સત્ય માને હર્ષશોક.
પશુ મૂઓ કો ભૂત ન થાય, માણસ અખા અવગત કહેવાય.
ખટ દર્શનના જૂજવા મતા, માંહોમાંહીં ખાધા ખતા; ૪૫
એકનું થાપ્યું બીજા હણે, અન્યથી આપને અદકો ગણે.
અખા એ જ અંધારો કૂવો, ઝઘડો ભાંગી કોઈ ન મૂઓ.
અગમપંથમાં મોટો ભલ્લ, ચાલી શકે કોય એકલમલ્લ;
સામો મળે ન વાંકો જાય, નિજ બળ બળિયો ત્યાં ઠેરાય.
બાકી અખા હોંકારા કરે, ભૂમિ વિના પગ કોઈક ધરે. ૫૦

### સ્વાધ્યાય

૧. અખો કથા કરનાર અને સાંભળનાર વિષે શો અભિપ્રાય ધરાવે છે?

૨. મોટાઓ અને ગુરુઓ વિરુદ્ધ એણે શા પ્રહાર કર્યા છે?

૩. તીર્થસ્થાન, ગ્રહો અને ભૂતપ્રેતમાં ન માનવા માટે એ શી દલીલ કરે છે?

૪. અખાની કવિતામાં કહેવતોનો ઉપયોગ બહુ હોય છે. એ કહેવતો જુદી તારવી કાઢી સાબિત કરો.

# પ્રેમાનંદ

[ગુજરાતના સાહિત્યવૈભવમાં 'નળાખ્યાન'નું સ્થાન ઘણું આગળ-પડતું છે. ગુજરાતની સામાન્ય જનતાથી માંડી ગુજરાતના વિદ્વાનો સુધી સહુ કોઈનું આજથી બે ત્રણ દસકા પહેલાં સુપરિચિત અને માનીતું આખ્યાન-કાવ્ય એ હતું. ગામેગામ ફરતા ગાગર-ભટો એ કથા પોતાના બુલંદ અવાજે લોકોને સંભળાવતા અને ગુજરાતનાં હજારો ગામોમાં અનેક રાતો સુધી દર વરસે અનેક સ્ત્રી પુરુષો — બાળકો તથા વૃદ્ધો એ કથા રસપૂર્વક સાંભળતાં. છાપખાનાના પ્રચાર સાથે અને અંગ્રેજી રાજના આવ્યા પછીના બદલાયેલા સંજોગોમાં ગાગર-ભટો ધીમે ધીમે અલોપ થઈ ગયા છે, અને આજે ક્યાંક જો એવા કોઈ જોવા મળે તો તે માત્ર રડ્યા-ખડ્યા જ. એ ગાગર-ભટોના અલોપ થવાથી ગુજરાતે શું ગુમાવ્યું છે એ તો નળાખ્યાન વાંચ્યે જ જાણી શકાય. નળાખ્યાન જેવી ઉચ્ચ સાહિત્ય કૃતિઓથી જે દેશની આમ જનતાની સાહિત્યાભિરુચિ પોષાતી હતી તે હવે માત્ર સિનેમાનાં ગીતો અને સામાન્ય વાર્તાઓથી પોષાય છે. એટલે સાહિત્યની દૃષ્ટિએ આપણા આજના કહેવાતા આગળ વધેલા જમાનામાં આપણી આમ જનતા પણ આગળ વધી છે કે કેમ એ એક કોયડો જ છે — અને સંભવ છે કે આજના કરતાં અગાઉ તેની સાહિત્યાભિરુચિ કદાચ વધુ ઊંચા પ્રકારની હતી.

'નળાખ્યાન'માંથી અહીં એક પ્રસંગ ઉતાર્યો છે તે આપણા લોકોના આ માનીતા આખ્યાન-કાવ્યની અનેક વિશિષ્ટતાનો આપણને સરસ રીતે ખ્યાલ આપી શકે એમ છે. એનો રસ વાંચવાથી જેટલો માણી શકાય તેના કરતાં, જે રીતે ભટ્ટ પ્રેમાનંદે પોતાના બુલંદ અવાજથી ગુજરાતનાં લાખ્ખો નરનારને એ સંભળાવ્યું હતું તે રીતે જો ગાઈ શકાય તો વધુ સારી રીતે માણી શકાય. કાવ્યમાં કેવા ઊંચા પ્રકારનો હાસ્યરસ સંભવી શકે તેના ઉત્તમ નમૂના રૂપ આ કાવ્ય છે. પ્રેમાનંદે ઋતુપર્ણની જે ઠંડે કલેજે ઠેકડી કરી છે તે ઋતુપર્ણ તરફ કોઈ પણ જાતનો તિરસ્કાર જગાડ્યા વિના ભારે રમૂજ પેદા કરે છે. ઋતુપર્ણ રાજા છે, અને નળ તેને ત્યાં બાહુકના વેશમાં અશ્વપાલક તરીકે ચાકરી કરે છે. એવામાં એક બ્રાહ્મણ દમયન્તીના સ્વયંવરને દિવસે જ કંકોત્રી

લઈને આવે છે. એટલા ટૂંકા સમયમાં કેમ કરીને પહોંચાય ! અને ઋતુપર્ણને ખાતરી થઈ ચૂકી છે કે પોતે જો વખતસર પહોંચી શકે તો દમયન્તી તેને જ વરે. હવે શું થઈ શકે ? એટલામાં બાહુક યાદ આવ્યો. તે અશ્વવિદ્યા જાણતો હતો. તે જો મદદ કરે તો કદાચ પહોંચી શકાય. પણ બાહુક તો ઔર મિજાજનો આદમી હતો. અને એ તો પ્રેમાનંદે જ એવું તો સરસ રીતે બતાવ્યું છે કે તેના જ શબ્દોમાં આપણે વાંચવું જોઈએ. ઋતુપર્ણ રાજા હોવા છતાં હવે ગરજાઉ બન્યો, અને ગરજાઉ માણસ સ્વમાન પણ કેવો ગુમાવી બેસે છે તે પ્રેમાનંદે હાસ્યના હળવા પ્રકારે, પણ સહુ કોઈ એમાંથી ગંભીર બોધ લઈ શકે એ રીતે વર્ણવ્યું છે. બાહુક અને ઋતુપર્ણ વચ્ચેનો સંવાદ આપણા સાહિત્યમાં હાસ્યરસની શ્રેષ્ઠ કૃતિઓમાં સ્થાન પામી શકે એમ છે. વળી નળાખ્યાનમાંથી જે પ્રસંગ અહીં ઉતાર્યો છે તેમાં કેટલાંક વર્ણનો પણ અતિ સચોટ અને તેજસ્વી છે. ઘોડાનું વર્ણન, કળિનું વર્ણન વગેરે ન ભુલાય એવાં છે.

૧. ૧. ૧૫. **રૂપના પળકા**—અતિ રૂપાળા, રૂપના ભંડાર. ૨૪. **બેઠો વણસાડે અન્ન**—બેઠો બેઠો અન્ન બગાડે છે, ખાધે ભારે પડે છે. ૩૧. **રથખેડણ**—રથ હાંકનાર. ૩૨. **દુઃખફેડણ**—દુઃખ ફેડનાર. ૫૫. **કાંઈ એક ગોરી ગૂધ**—આનો અર્થ સ્પષ્ટ નથી. સ્વ. શ્રી. કે. હ. ધ્રુવે 'કાંઈ એક કારણ ગૂઢ' એવો એની જગ્યાએ પાઠ કલ્પ્યો છે, અને કોઈ ગૂઢ કારણસર પતિએ તેને છાની રીતે ત્યજી દીધી એવો અર્થ બેસાડયો છે. ૭૫. **મા મૂચ**—આ શબ્દો અસ્પષ્ટ છે. ચૂંચાં પણ કરી નથી—એક પણ અક્ષર બોલ્યો નથી એવો અર્થ બેસાડવો. ૮૩. **સામસામા ચક્ર ધરીને, બન્ને સાથે ચડયા**—પ્રેમાનંદ હાસ્ય ઉત્પન્ન કરવા કેવી બુદ્ધિશાળી યુક્તિઓ યોજે છે તેનો આ સારો નમૂનો છે. ૧૧૩. **ઐરાવત**—ઇન્દ્રનો સાત સૂંઢવાળો હાથી. **ઉચ્ચૈઃશ્રવા**—ઇન્દ્રનો ઘોડો, ૧૧૮. **પ્રબળ તારી રતિ**—રતિ એટલે પ્રેમ. તારો પ્રેમ જો આટલો મોટો છે તો પછી તારી આશા ફળવામાં કંઈ વાર નથી લાગવાની. ૧૩૨. **વરાંસે**—ભોળવાય. ૧૬૬. **છેદન શાતા**—શાન્તિનો છેદનાર. આ સમાસ ખરી રીતે જોતાં **શાતા છેદન** હોવો જોઈતો હતો, આગલી પંક્તિમાં **ધર્મછેદન** છે તેમ; પણ કવિતામાં કેટલીક વાર સમાસનાં પદોને ઉલટાવવામાં આવે છે, અને તેનો આ નમૂનો છે. ૧૮૫. **લલુતા**—લોભ, અહીં લોભીના અર્થમાં. ૧૮૯. **હેલામાં**—રમત વાતમાં. ૨૧૬. **ક્રિયા અન્ન**—પ્રેતભોજન. ૨૧૭. **અકરાનું કામ**—ન કરવાનું

કામ. ૨૩૩. **તાપે**—તપ કરે. ૨૪૬. **બેડાના દ્રુમ માંહે**—બેડાના ઝાડમાં. બેડાનું ઝાડ નળે ખરાબ એથી લેખ્યું કે એના ફળના જૂગટું રમવાના પાસા બનતા હતા.

૨. ૧૧. **ભીને વાન**—શામળો. ૧૮. **શગ**—શિખા. ૩૪. **દોત**—ખડિયો. (હિંદી–દવાત). ૪૨. **પારીખ**—પારેખ (સોનારૂપા ઝવેરાત વગેરેના)—મોટા વેપારી. ૪૩. **ખામણે**—કહે. ૪૯. **પારથ**—પાર્થ–અર્જુન. ૭૭. **નેત્રાંબુજ**—નેત્રરૂપી કમળ. ૯૦. **શામળશાહ**—શામળ નામના વેપારી. વાણિયાઓના નામને છેડે આવતો 'શાહ' શબ્દ ફારસી નથી. તે સંસ્કૃત 'સાધુ' શબ્દમાંથી બનેલો છે (સાધુમાંથી 'સાહુ' ને પછી 'શાહ' અથવા 'શા'). અને 'સાધુ' શબ્દ પણ 'સારો માણસ' એ અર્થમાં નહિ, પણ 'સાધનવાળો' એ અર્થમાં સમજવાનો છે. ૧૨૫. **ઉપેર**—ઉપર. આગળ 'દુવારામતી' શબ્દ આવ્યો છે, આ પ્રયોગો જૂની ગુજરાતીના છે તે સહેજે સમજાશે. ૧૩૨. **વિપ્ર**—બ્રાહ્મણ. પ્રેમાનંદ પોતાના નામ આગળ 'વિપ્ર' 'ભટ્ટ' લખતા, 'કવિ' લખતા નહિ, એ ધ્યાનમાં લેવા જેવું છે.

## ૧. ઋતુપર્ણનો 'વરઘોડો'

સુદેવ સભામાં આવિયો જ્યાં બેઠો છે ઋતુપર્ણ;
કરમાંહે આપી કંકોતરી, ઉપર લખ્યું નિમંત્રણ.
પ્રીત વિશેષે પત્ર લીધું, કીધું અવિલોકન;
સ્વસ્તિ શ્રી અયોધ્યાપુરી, ઋતુપર્ણ રાય પાવન.
વિદર્ભ દેશથી લખિતંગ ભીમક, 'નળે દમયંતી પરહરી; ૫
એને દેવનું વરદાન છે માટે, સ્વયંવર કીજે ફરી.
પૃથ્વીના ભૂપતિ આવશે, તમો આવજો ખપ કરી;
સૂરજવંશીને વરવો નિશ્ચે, કુંવરીએ ઇચ્છા ધરી.'
ભૂપતિ આનંદે ભર્યો, સભામાંહે એમ ભાખે;
'ભાઈ વેદવાણી, દમયંતી કોને નહીં વરે મુજ પાખે.' ૧૦
અધર ડસે, કર ઘસે, વિપ્ર ઉપર આંખ કહાડે;
'નોતરિયો નિર્માલ્ય દીસે, આવ્યો લગ્નને દહાડે.'

સુદેવ કહે, 'હું કયમ કરું, વેગળું તમારું ગામ;
શત ઠામ થાતાં આવવું, કંકોતરીનું કામ.'
ધાઈ ગયા સવ ભૂપ જે, પ્રથમ રૂપના પળકા; ૧૫
ઋતુપર્ણ આસનથી ઊઠે બેસે, થાય પરણવાના સળકા.
આહા ગઈ દમયંતી હાથથી, કંકોતરી આવી મોડી;
એક નિશાનો આંતરો હોત તો, જાત જેમ તેમ દોડી.
ત્રાહે ત્રાહે બોલે મસ્તક ડોલે, નિસાસા મૂકે ઊંડા;
વૈદર્ભી વરતાં વેર વાળ્યું, અરે બ્રાહ્મણ ભૂંડા. ૨૦
સાંઢ તો સાંપડી નહીં, નહીં પવનવેગી ઘોડા;
કંસાર દમયંતીના કરનો, નહીં જમે આ મોઢાં.
સભામાં બેઠો નિરાશ થઈ, પ્રધાન બોલ્યો વચન;
'પેલો બાહુકિયો શે અર્થ આવશે, બેઠો વણસાડે અન.'
ઋતુપર્ણ આનંદ પામ્યો, મોકલ્યો સેવક; ૨૫
'લાવ તેડી બાહુકિયાને, જે જાણે ગયાની તક.'
શ્વાસ ભરાયો દાસ આવ્યો, અશ્વપાલકની પાસઃ
'ઊઠો ભાઈ ભૂપ તેડે છે, ગ્રહો પરોણો રાસ.'
બાહુક ચાલ્યો, ચાબક ઝાલ્યો, સુખે તે બડબડતો;
આવ્યો નીચી નાડે નરખતો, નાકે તે સરડકાં ભરતો. ૩૦
સભા મધ્યે સર્વ હસ્યા, આ રત્ન રથખેડણ!
ઋતુપર્ણ બોલ્યો માન દેઈ, 'આવો દુઃખફેડણ.
ઘણે દિવસે કારજ પડયું છે, રાખો અમારી લાજ;
તમો પરણાવો વૈદર્ભીને, વિદ્રભા જાવું આજ.
સમુદ્ર સેવ્યો રત્ન આપે, મેં સેવ્યા એમ જાણી; ૩૫
આજ વિદરભા લઈ જાઓ, ગ્રહું દમયંતીનો પાણિ.'
બાહુક વળતો બોલિયો, ફુલાવીને નાસા;

'આ ભિયા પરણુશે દમયંતીને, અરે પાપિણી આશા!
હંસકન્યા કેમ કરે વાયસસું સંકેત;
નિર્લજ્જની સાથે અમે આવું, તો પછે થાઉં ફજેત. ૪૦
છછોરા ન થઈએ રાયજી, પરપત્નીસું તલખાં;
કેમ વરે વર જીવતે, તો મિથ્યા મારવાં વલખાં.
પુણ્યશ્લોકની પ્રેમદા ને, ભીમકરાજકુમારી;
તમો વિષયીને લજ્જા શાની, થાય ફજેતી મારી.'
રાય કહે, 'હયપતિ, મારી વતી હયને હાંકો; ૪૫
મારે તો સર્વસ્વ ગયું રે, તમો જે વારે ના કહો.'
બાહુક વળતો બોલિયો, 'જ્યાં હોયે સ્વયંવર;
અંતર નહીં સેવક સ્વામીમાં, આપણુ બન્યો વર.'
હાસ્ય કરીને કહે રાય, 'વર તમો પ્રથમ;
ભાગ્ય ભડશે, કન્યા જડશે, ત્યાં જઈએ જયમત્યમ.' ૫૦
દૂબળા ઘોડા ચાર જોડ્યા, રથ કર્યો સાવધાન;
શીઘ્રે ત્યાં શણગાર સજવા, સાંચર્યો રાજાન.
રાણી કહે ઋતુપર્ણને, 'પરહરી હું પર પ્રેમ;
ક્ષત્રી થઈને કરો ઘઘરણું, નવ હોયે અંતે ક્ષેમ.
પતિએ તજી તે અણુછતી, કાંઈ એક ગોરી ગૂધ; ૫૫
બાહુક વડે પરણવી રાય, થયું ઊજળું દૂધ.
સૂરજવંશ તણી એ શોભા, તમથી ઝાંખી હોય.'
રીસ ચડી ઋતુપર્ણને, પછી ધણિયાણીને પોયઃ
'અમો ભ્રમર કોટિ કુસુમ સેવું, તું શું ચલાવીશ ચાલ;
વીજળી સરખી લાવું વૈદરભી, કરું શોકનું સાલ.' ૬૦
એમ કહી સભામાં આવ્યો, દુંદુભિ રહ્યાં છે ગાજી;
રીસ કરી કહ્યું બાહુકને, 'કાં જોડ્યા દુર્બળ વાજી?'

સુદેવ કહે, 'હું કયમ કરું, વેગળું તમારું ગામ;
શત ઠામ થાતાં આવવું, કંકોતરીનું કામ.'
ધાઈ ગયા સવ ભૂપ જે, પ્રથમ રૂપના પળકા; ૧૫
ઋતુપર્ણ આસનથી ઊઠે બેસે, થાય પરણવાના સળકા.
આહા ગઈ દમયંતી હાથથી, કંકોતરી આવી મોડી;
એક નિશાનો આંતરો હોત તો, જાત જેમ તેમ દોડી.
ત્રાહે ત્રાહે બોલે મસ્તક ડોલે, નિસાસા મૂકે ઊંડા;
વૈદર્ભી વરતાં વેર વાળ્યું, અરે બ્રાહ્મણ ભૂંડા. ૨૦
સાંઢ તો સાંપડી નહીં, નહીં પવનવેગી ઘોડા;
કંસાર દમયંતીના કરનો, નહીં જમે આ મોઢાં.
સભામાં બેઠો નિરાશ થઈ, પ્રધાન બોલ્યો વચન;
'પેલો બાહુકિયો શે અર્થ આવશે, બેઠો વણસાડે અન.'
ઋતુપર્ણ આનંદ પામ્યો, મોકલ્યો સેવક; ૨૫
'લાવ તેડી બાહુકિયાને, જે જાણે ગયાની તક.'
શ્વાસ ભરાયો દાસ આવ્યો, અશ્વપાલકની પાસઃ
'ઊઠો ભાઈ ભૂપ તેડે છે, ગ્રહો પરોણો રાસ.'
બાહુક ચાલ્યો, ચાબક ઝાલ્યો, મુખે તે બડબડતો;
આવ્યો નીચી નાડે નરખતો, નાકે તે સરડકાં ભરતો. ૩૦
સભા મધ્યે સર્વ હસ્યા, આ રત્ન રથખેડણ!
ઋતુપર્ણ બોલ્યો માન દેઈ, 'આવો દુઃખફેડણ.
ઘણે દિવસે કારજ પડ્યું છે, રાખો અમારી લાજ;
તમો પરણાવો વૈદર્ભીને, વિદ્રભા જાવું આજ.
સમુદ્ર સેવ્યો રત્ન આપે, મેં સેવ્યા એમ જાણી; ૩૫
આજ વિદરભા લઈ જાઓ, ગ્રહું દમયંતીનો પાણિ.'
બાહુક વળતો બોલિયો, ફુલાવીને નાસા;

'આ ભિયા પરણુશે દમયંતીને, અરે પાપિણી આશા!
હંસકન્યા કેમ કરે વાયસનું સંકેત;
નિર્લજ્જની સાથે અમે આવું, તો પછે થાઉં ફજેત. ૪૦
છછોરા ન થઈએ રાયજી, પરપત્નીસું તલખાં;
કેમ વરે વર જીવતે, તો મિથ્યા મારવાં વલખાં.
પુણ્યશ્લોકની પ્રેમદા ને, ભીમકરાજકુમારી;
તમો વિપથીને લજ્જા શાની, થાય ફજેતી મારી.'
રાય કહે, 'હયપતિ, મારી વતી હયને હાંકો; ૪૫
મારે તો સર્વસ્વ ગયું રે, તમો જે વારે ના કહો.'
બાહુક વળતો બોલિયો, 'જ્યાં હોયે સ્વયંવર;
અંતર નહીં સેવક સ્વામીમાં, આપણ બન્યો વર.'
હાસ્ય કરીને કહે રાય, 'વર તમો પ્રથમ;
ભાગ્ય ભડશે, કન્યા જડશે, ત્યાં જઈએ જયમલ્યમ.' ૫૦
દૂબળા ઘોડા ચાર જોડ્યા, રથ કર્યો સાવધાન;
શીઘ્રે ત્યાં શણગાર સજવા, સાંચર્યો રાજાન.
રાણી કહે ઋતુપર્ણને, 'પરહરી હું પર પ્રેમ;
ક્ષત્રી થઈને કરો ઘઘરણું, નવ હોયે અંતે ક્ષેમ.
પતિએ તજી તે અણછતી, કાંઈ એક ગોરી ગૂધ; ૫૫
બાહુક વડે પરણવી રાય, થયું ઊજળું દૂધ.
સૂરજવંશ તણી એ શોભા, તમથી ઝાંખી હોય.'
રીસ ચડી ઋતુપર્ણને, પછી ધણિયાણીને ધોય:
'અમો ભ્રમર કોટિ કુસુમ સેવું, તું શું ચલાવીશ ચાલ;
વીજળી સરખી લાવું વૈદરભી, કરું શોકનું સાલ.' ૬૦
એમ કહી સભામાં આવ્યો, દુંદુભિ રહ્યાં છે ગાજી;
રીસ કરી કહ્યું બાહુકને, 'કાં જોડ્યા દુર્બળ વાજી?'

કરણ લૂલા ને ચરણ રાંટા, બગાઈ બહુ ગણગણે;
અસ્થિ નીસર્યાં ત્વચા ગાઢી, ભયાનક હણહણે.
ચારે નોહે ચાલવાના આગળ નીચા પાછળ ઊંચા; ૬૫
ખૂંધ ને ખોડે ભર્યા, બે કરડકણા બે બૂચા.
ઋતુપર્ણ જોઈ શીશ ધુણાવીને, બોલ્યો વળતી ખીજી;
'એ જોડી શું કુરૂપ લાવ્યા, જોડ ઘણી છે બીજી.
પવનવેગે પાણીપંથા શત જોજન હીંડે ઠેઠ;
એવા ઘોડા મૂકીને કાં, જોડ્યા દૈવની વેઠ? ૭૦
બાહુક કહે, 'શી ચેષ્ટા માંડી, શું ઓળખો અશ્વની જાત;
જો પુષ્ટ હયને જોડશો, તો હું ન આવું સાથ.
એ અશ્વ રાખવો ને રથ હાંકવો.' ચઢી બેઠો ભૂપાળ;
રાસ પરોણો પછાડિયો, બાહુકને ચડ્યો કાળ.
'આટલી વાર લગે લજ્જા રાખી, બોલ્યો નહીં મા મૂચ; ૭૫
તું આગળથી રથે કેમ બેઠો, હુંપે તું શું ઊંચ?'
ઋતુપર્ણ હેઠો ઊતર્યો, વિવિધ વિનય કરતો;
જાય રાય પાસે બાહુક-નાસે, તે રથ પૂંઠે ફરતો.
પ્રણિપત્ય કીધું ઋતુપર્ણે, 'હયપતિ હઠ મૂકો;
ઉપકારી જન અપરાધ મારો, બેઠો તે હું ચૂકો.' ૮૦
બાહુક કહે, 'યદ્યપિ રાસ ઝાલું, બેસીએ બન્યો જોડે;
તુંને હરખ પરણ્યાં તણો ત્યમ, હુંયે ભર્યો છઉં કોડે.'
સામસામા ચક્ર ધરીને, બંને સાથે ચડ્યા;
એડી દીધી બાહુકે ત્યારે અશ્વ ઢળીને પડ્યા.
મુગટ ખસી ગયો રાયજીનો, સાન શુકન હુઆ; ૮૫
બાહુકે અશ્વ ઉઠાડિયા, હાંકે ને કહે ધણીમૂઆ.
અન્ન એવા અશ્વ નિર્બળ, ખાંચે ખીજી ખીજી;

રાય કહે લોક સાંભળો, એ વિના ગાળ દો બીજી.
સુદેવ તાણી બેસાડિયા, રાય કાઢે છે ડોળાં;
શેરીએ શેરીએ જાન જોવા, ઊભાં લોકનાં ટોળાં. ૯૦
દુર્બળ ઘોડા, દરિદ્ર બ્રાહ્મણ, જોગ સારથિનો જોડો;
વૈદર્ભીને વરવા ચાલ્યા, ભલો ભજ્યો વરઘોડો.
હાંકે ને હીંડે પાછા પાછા, ઝૂંસરી કાઢી નાખે;
તાણી દોડે ઘર ભણી; ઊભા રહે વણ રાખ્યે.
પૃષ્ઠ ઉપર પડે પરોણા, કરડવા પાછા ફરે; ૯૫
પહોળે પગે રહે ઊભા, વારે વારે મળમૂત્ર કરે.
રાય કહે, 'હો હયપતિ, નથી વાત એ કો સરવી;'
બાહુક કહે, 'ચિંતા ઘણી છે, મારે દમયંતી વરવી.'
ઘણે દોહેલે ગામ મૂક્યું, રાયે નિસાસા મૂક્યા;
પુણ્યશ્લોકે હેઠા ઊતરી, કાન અશ્વના ફૂંક્યા. ૧૦૦
અશ્વમંત્ર ભણ્યો, ભૂપતિએ ઇંદ્રનું ધર્યું ધ્યાન;
અશ્વ ચારે ઉતપત્યા, ઉચ્ચૈઃશ્રવા સમાન.
અવનીએ અડકે નહિ, રથ અંતરિક્ષ જાય;
દોટ મૂકી બેઠા બાહુક, રખે પડતા રાય.
માંહોમાંહે વળગીને બેઠા, ભૂપ ને બ્રાહ્મણ; ૧૦૫
રાય વિમાસે, 'વરે કન્યા, વરૂઆમાં વશીકર્ણ.
કામણગારો કાળિયો, એના ગુણ રસાળ;
ત્રણ કોડીનાં ટટવાં, એણે કર્યાં પંખાળ.'
હસી રાજા બોલિયા, થાબડી બાહુકની ખંધ;
'તારે પુણ્યે મારે થાશે વૈદર્ભીસું સંબંધ. ૧૧૦
વાજીવિદ્યા વાસવાની, તુજ કને પરિપૂર્ણ;
નાની વાત નોહે ભાઈ, રહે વિદ્યાનું સ્મરણ.

ઐરાવત ને ઉચ્ચૈઃશ્રવા, હાર્યો ગરુડનો વેગ;
તારે હાંકવે હમણાં થઈશું, વિદર્ભ ભેગાભેગ.'
વિખાણે પોતાના ભાગ્યને, ભૂપ કાઢે ઘેલાં; ૧૧૫
'જો દમયંતી મુજને વરે, તો બાહુક પૂજું પહેલાં.
ભીમકસુતાનું હસ્તમેળાપક, જો થાશે હયપતિ;'
બાહુક કહે, 'વિલંબ શો છે, પ્રબળ તારી રતિ.'
વાટ ઓસરે વાત કરતાં, ઊડતા ચાલે અશ્વ;
રાય વિદ્યાને વખાણે, ન જાણે મનનું રહસ્ય. ૧૨૦
તાણ્યા ન રહે ત્રેહેકતા, દે દોટ ઉપર દોટો;
એક ઝાંખરે વળગી રહ્યો, રાયની પામરીનો જોટો.
'હાં હાં રાખ' કહેતાં હય દોડ્યા, રથ ગયો જોજંન;
બાહુકે રથ રાખ્યો, કહે, 'લઈ આવો રાજંન.'
રાય વળતો બોલિયો, શ્રમ મંન વિચારી; ૧૨૫
'દમયંતીના નામ ઉપર, નાખી પામરી ઓવારી.
જા લાવ, બાહુક, તુને આપી, પામરી બેહુ જોડ.'
બાહુક કહે, 'દમયંતી ઉપર, તું સરખા ઓવારું ક્રોડ.
રાય મોટા દાનેશ્વરી બોલ્યા, બાહુક, જાચક તું થા.
પરણવા જાઉં દમયંતી, લેઉં તારી પામરીના ચૂંથા.' ૧૩૦
એવું કહી રથ ખેડિયો ને, રાય મંન વિમાસે;
રંક હોય તો સદ્ય લાવે, મોટો કેમ વરાંસે.
'હયપતિ તમમાં મોટી વિદ્યા, ગુણે વળિયો છેક;
તારે પ્રતાપે મુજ કને છે, અક્ષવિદ્યા એક.
ગણિતશાસ્ત્રને હું જાણું છઉં, કહો તો દેખાડું કરી.' ૧૩૫
એક બેડાનું વૃક્ષ આવ્યું, બાહુક પડ્યો ઊતરી.
રાય પ્રત્યે કહે રે બાહુક, 'ગર્વવચન શાં આવડાં;

બેડાની જમણી ડાળે, કેટલાં છે પાંદડાં?'
રાયે વિચારીને કહ્યું, 'સહસ્ર ત્રણ ને શત ત્રણ;'
બાહુકે જઈ વૃક્ષ છેદી, ડાળ પાડી ધરણ. ૧૪૦
ગણી જોયાં બાહુકે, ઊતર્યાં તંતોતંત;
ઉત્કૃષ્ટ વિદ્યા દેખીને, હરખ્યું નળનું ચંત.
ફરી આવ્યો રથ પાસે, કહ્યું, 'રાય, તમો ધન્ય;'
ભૂપ કહે, 'જો મન મળે તો, વિદ્યા લીજે અન્યોઅન્ય.'
માંહેમાંહે મંત્ર આપ્યા, મનેમન ગયાં મળી; ૧૪૫
પરીક્ષા કરવા વિદ્યાની નળે, ડાળી છેદી વળી.
કલ્પ્યાં તેટલાં પત્ર ઊતર્યાં, ગણિત સંખ્યા મળી;
બીજી વિદ્યાને પ્રતાપે, દેહમાંથી નીસર્યો કળિ.
પાડાનું ચર્મ પહેરિયું, ઊંટ-ચર્મનાં ઉપરણાં;
ટૂંકડા ચરણ ને શ્યામ વરણ, કેશ છે પંચવરણા. ૧૫૦
કરમાં કાતી, આંખ રાતી, મુખે રુધિરના ઓઘરાળા;
ભર્યો રીસે, સગડી શીશે, ઊડે અગ્નિની જ્વાળા.
નીસરી નાઠો ભયે ત્રાઠો, ઊઠ્યો નળ નરેશ;
લપડાક મારી સગડી પાડી, ગ્રહ્યા કળિના કેશ.
વીજળી સરખું ખડ્ગ કાઢ્યું, ન જાય જીવતો પાપી; ૧૫૫
રાજભ્રષ્ટ કીધો દુઃખ દીધું, રહ્યો દેહમાં વ્યાપી.
રગદોળ્યો રેણુ માંહે રોળ્યો, કેમ પડ્યો હતો પૂઠે;
આંખ તરડે દાંત કરડે, મારે ખડ્ગની મૂઠે;
ઊઠે અડવડે અવની પડે, અકળાવ્યો અલેખે;
બાહુકના હસ્ત કળિનાં અસ્થ, ઋતુપર્ણ નવ દેખે. ૧૬૦
રુદન કરતો આંખ ભરતો, કળિ પાગે લાગે;
'પુણ્યશ્લોકજી ઉગારીએ, નવ મારીએ ઘણું વાગે.'

'અરે અધર્મનાં મૂળિયાં, તુંને જીવતો કેમ મૂકું;
અમો ઘણું તેં રવડાવ્યાં, નથી નેત્રનું જળ સૂકયું.
અરે પાપી ધર્મછેદન, વિશ્વ-વેદનાકારી; ૧૬૭
વિજોગદાતા છેદન શાતા, તેં તજાવી નારી.
અવગુણ કેહવા, કરાવી સેવા પારકે મંદિર.'
વદે દીન વાણી મરણ જાણી, નેત્રે ભરિયાં નીરઃ
'મહારાજ વળતી મારજો, ગુણ અવગુણ બે જોઈ.'
નળ કહે, 'અવગુણ-ભાજન, તેં સૃષ્ટિ સર્વ વગોઈ.' ૧૭૦
'સ્વામી, બે ગુણ મોટા મુજમાં, અવગુણના છેદન.'
નળ કહે, 'ગુણ અવગુણ તું બેઉનું કર વર્ણન.'
'સ્વામી, પ્રથમ અવગુણ વર્ણવું, મારું જે આચરણ;
જ્યાં હું ગયો ત્યાં ધર્મ નહીં, ને ભ્રષ્ટ ચારે વર્ણ.
દંભી, લોભી ને લલુતા, બ્રાહ્મણને કરું ભ્રષ્ટ; ૧૭૫
અલ્પ આયુષ ને અલ્પ વિદ્યા, અલ્પ મેઘની વૃષ્ટ.
અનાચાર ને અપરાધ બહુ, અનંત આભડછેટ;
સિદ્ધ હોય સંન્યાસી શીળિયો, ભ્રષ્ટ કરું હું નેટ.
મર્યાદા લાજને મુકાવું, ઉન્માર્ગ મંડાવું;
જપ તપ તીરથ ને જાત્રા, દાન દયા છંડાવું. ૧૮૦
ધ્વંસ કરું હું ધ્યાનમાં, તાપસને ડોલાવું;
અભક્ષાભક્ષ અસ્પર્શાસ્પર્શ, અસત્ય વાક્ય બોલાવું.
સ્વજન વેર ને પરસું મૈત્રી, હોય નીચ સંગત્ય;
વૈષ્ણવતા ફેડી વિષય સ્થાપું, એવી મારી મત્ય.
માતાપિતાને પુત્ર ઉવેખે, દેખે શ્યામામાં સાર; ૧૮૫
ક્રીડા કામે આઠે જામે, સ્ત્રીમાં તદાકાર.
વિખવાદ કરતાં જન્મ જાય, ગાય ગોરીના ગુણગ્રામ;

લંપટ નિર્લજ થઈ અતિ, જપે નારીનું નામ.
હેલામાં બ્રહ્મચર્ય મુકાવું, જતિ પડે મોહમાં જ;
પાખંડી લાંઠ સુખે જીવે, એવું મારું રાજ. ૧૯૦
હું વ્યાપુ ત્યાં હરિહર નહિ, નહિ દેવ દેવસ્થળ;
જ્ઞાનગોષ્ઠિ કથા નહીં, એવું મારું બળ.
સ્વામીદ્રોહી ને મિત્રદ્રોહી, ગુરુદ્રોહી નર ઘણા;
વચનદ્રોહી ને બ્રહ્મદ્રોહી, એ સૌ ગુણ આપણા.
પ્રજા ખોટી રાજા લોભી, નિરંકુશ લંપટ નાર; ૧૯૫
વ્યભિચારિણી દ્રોહકારિણી, ભમતી હીંડે બહાર.
ભરથાર પહેલી કરે ભોજન, સૂએ સ્વામી પહેલી;
થાકે નહીં તે વાત કરતાં, વઢકણી મન મેલી.
ક્રોધ-મુખી ને ચોરટી, લોભણી ને લડતી;
સાચી વાત મળે નહીં ને, આઠે પહોર બડબડતી. ૨૦૦
થોડાબોલી સાધુ-મુખી તે, સૂતો સ્વામીને વેચે;
પૂછ્યો ઉત્તર આપે નહીં ને, બોલે પેચે પેચે.
અભડાવે રસોઈ, અન્ન ચાખે, જણાય પરમ પવિત્ર;'
કળિ કહે છે—'મારે પ્રતાપે, એવાં સ્ત્રીનાં ચરિત્ર.
પંડિત દુઃખિયાને મૂર્ખ સુખિયા, ભોગી રોગે ભરિયા; ૨૦૫
અસાધુ સુખે અન્ન પામે, સાધુ ઘડીયે નહિ ઠરિયા.
દાતાર જ્યાં ત્યાં ધન નહીં, દાતાર નહીં ત્યાં ધન;
ખાનાર જ્યાં ત્યાં અન્ન નહીં, ખાનાર નહીં ત્યાં અન્ન.
રૂપ હોય ત્યાં ગુણ નહીં, ને ગુણ ત્યાં નહીં રૂપ;
શા શા અવગુણ વરણવું, છે પ્રતાપ મારો અનુપ. ૨૧૦
શિષ્યની સેવા ગુરુ કરે, સાધુ અસાધુનું આચરણ;
સ્ત્રીની સેવા કરે સ્વામી, શૂદ્રને સેવે બ્રાહ્મણ.

છળ છળભેદ અધિક અધિકારી, અઘટિત કરે અન્યાય;
અન્નવિક્રય હયવિક્રય, કરે વિક્રય ગાય.
પરપતિસંગ ને પરનિંદા, ઈર્ષ્યા અપલક્ષણ; ૨૧૫
ઉપવીત અન્ન સીમંત અન્ન, ક્રિયા અન્ન ભક્ષણ.
કન્યાવિક્રય ભૂમિવિક્રય, કરે અકરાનું કામ;
શય્યા લે ને ગોદાન લે, ને બોળે બાપનું નામ.
વાટ પડાવે વિશ્વાસઘાતી, માંહોમાંહે વૈર સાંધે;
પંચદેવનું પૂજન તજીને, અસુરને આરાધે. ૨૨૦
વૈરાગી વિષયી ને જોગી તે ભોગી, ખોટા વણજ વેપારી;
વિષયસેવન કરે ને ગર્ભ ધરે, નવ વરસની નારી.
સુરભિ દૂધ થોડું કરે ને, દુકાળ ને દુર્ભક્ષ;
શોક રોગ વિજોગ ઘેર ઘેર, સદા ભરે જળ ચક્ષ.
કોનું રૂડું નવ દેખી શકું, મારે કો સાથે નહિ સ્નેહ;'
કળિ કહે—'નળરાયજી, છે અવગુણ મારા એહ.'
વિશેષ ક્રોધ આમળી ઝાલ્યો, ચડી રાયને રીસ;
'હવે ન મૂકું અધર્મી, હું છેદું તારું શીશ.
અધર્મી, અવની વિષે આવડો તારો ઉન્માદ;
તારો વધ જાણી મને, સહુ દેશે આશીર્વાદ.' ૨૩૦
ભયને ધરતો, રુદન કરતો, રાયને કહે કળિ:
'પછે મુજને મારજો, બે ગુણ મારા સાંભળી.
કૃત ત્રેતા દ્વાપરે, શત વર્ષ તાપસ તાપે;
તોય તેને હરિહર બ્રહ્મા દર્શન કોય ન આપે.'
કળિ કહે, 'મારા રાજ્ય માંહે, ધ્યાન ધરે વિશ્વાસે; ૨૩૫
તો તેને ઇષ્ટ દેવતા તે, આવી મળે ખટ માસે.
એ ગુણ છે એક મારો, હવે બીજો કહું વિસ્તારી;

શત વાર દાન કરે ત્રણ જુગે, એક વાર પામે ફરી.
ભાવે કભાવે મારા વારામાં, જે હેતે નર નાર;
પુણ્ય કરે જો એક વારે, તો પામે શત વાર.' ૨૪૦
નળ કહે, 'જા નહિ હણું, ઊપજી મુજને માયા;
અનંત અવગુણ તારા તે એ ગુણે ઢંકાયા.
મારા રાજ્યમાં તું નહિ, જો હોય જીવ્યાનું કામ.'
કળિ કહે, 'હું ક્યાં વસું? વસવાનો આપો ઠામ.
જ્યાં જાઉં ત્યાં નામ તમારું, તો ક્યાં રહું હું દાસ?' ૨૪૫
નળ કહે, 'બેડાના દ્રુમમાંહે, સદા તારો વાસ.
જ્યાં કથા હોય મારી, અથવા હરિકીર્તન;
એવે સ્થાનક તું નહીં,' તેનું લીધું વચન.
રાય બેઠો રથ ઉપર, ઋતુપર્ણ સમજ્યો નહિ;
હર્ષ પૂર્ણસું હય હાંક્યા, જાણે પ્રેમસરિતા વહી. ૨૫૦

વલણ

વહી ચાલ્યો પ્રેમરસ, રથ ગાજતો ગડગડાટ રે;
કહે ભટ પ્રેમાનંદ, નાથની વૈદર્ભી જુએ વાટ રે.

(નળાખ્યાન)

[પ્રેમાનંદની વર્ણનશક્તિ અજોડ છે તે 'હૂંડી'ના કાવ્ય પરથી જોઈ શકાશે. નરસિંહ મહેતાએ જુનાગઢમાં બેઠાબેઠા દ્વારકામાં શ્રી. શામળશા શેઠ ઉપર હૂંડી લખી મોકલી. એટલે કે કોઈ તીરથવાસીઓને જુનાગઢથી દ્વારકા જવું હતું તેમણે પોતાની પાસેના પૈસા રસ્તામાં લુંટાઈ જાય એ ડરથી જુનાગઢમાં નરસિંહને પૈસા આપી દઈ, તે જ રકમ તેની વતી દ્વારકાનો શામળશા શેઠ તેમને ચૂકતે ભરી આપે એ રીતની ચીઠી લખાવી લીધી. આવી ચીઠીને વેપારી ભાષામાં હૂંડી કહે છે. હવે નરસિંહની કોઈ પેઢી ચાલતી નહોતી. તેણે તો ભગવાન ભરોસે દ્વારકાના દેવ શામળ કહેતાં કાળા રંગવાળા કૃષ્ણ ઉપર જ હૂંડી લખી મોકલી હતી. તીરથવાસીઓ

શામળશાનું ઠેકાણું પૂછીપૂછીને કંટાળી ગયા ને જુનાગઢનો નરસૈંયો પૈસા ઠગી ગયો એમ માનવાની અણી ઉપર હતા ત્યાં તેમને શામળશા શેઠનો પત્તો લાગ્યો. આ કથા ચમત્કારની છે. કૃષ્ણ પોતે પોતાના ભક્ત નરસિંહની લાજ રાખવા નાણાવટી બનીને તેણે લખેલી હૂંડી સ્વીકારી લે છે ને પૈસા ચૂકતે ભરી આપે છે. એવા ચમત્કારમાં આપણી આજની વિજ્ઞાનથી ઘડાયેલી દૃષ્ટિ ઝટ માને નહિ એ સ્વાભાવિક છે. પણ કાવ્યમાં આ ચમત્કારને સ્વીકારી લઈને પછી આપણે એનો આનંદ લઈશુ તો ઠીક પડશે. કૃષ્ણ શામળશા બનીને હૂંડી સ્વીકારે—'શીકારે' છે એનું વર્ણન કેટલું મનોરમ છે! કવિએ ગુજરાતના કોઈ મોટા નગરના શેઠિયા જેવું શામળશાનું આબેહૂબ ચિત્ર દોર્યું છે.]

## ૨. નરસિંહ મહેતાની હૂંડી

જેને વેદ પુરાણે વખાણિયો રે,
 મારો વહાલોજી થયો છે વાણિયો રે;
એના આગમની ગત છે ઊલટી રે,
 મારો નાથ થયો નાણાવટી રે.
વહાલો ગોમતીજીના ઘાટમાં રે, ૫
 મળ્યો તીરથવાસીને વાટમાં રે;
વેશ પૂરો આણ્યો મારે વહાલે રે,
 નાથ ચૌટાની ચાલે ચાલે રે.
છે અવળા આંટાની પાઘડી રે,
 વહાલાજીને કેમ બાંધતાં આવડી રે! ૧૦
દીસે વાણિયો ભીને વાન રે,
 એક લેખણ ખોસી છે કાન રે;
હસતાં ખાડા પડે બહુ ગાલ રે,
 મોટું કપાળ જાણીએ ઢાલ રે.
અધર બિંબ જાણે પરવાળી રે, ૧૫
 મોટી આંખ દીસે અણિયાળી રે.

બે કાને કુંડળ ઝળકે રે,
નાસિકા તે દીવાની સગ રે;
દીસે દાંત રૂડા હસતા રે,
હીરા તેજ કરે છે હસતાં રે. ૨૦
ત્રિકમજી વણિકની તોલે રે,
નાથ ઉતાવળું ને બોબડું બોલે રે;
સોનાની સાંકળી ને કંઠે દોરો રે,
કેડે પાટીવાળો કંદોરો રે.
ઝળકે ધનરેખા હથેળીમાં રે, ૨૫
આંગળીએ વીંટી ને વેઢિયાં રે;
સાદો એક વાઘો પહેર્યો છે હરજી રે,
એનો સીવનારો કોણ દરજી રે?
સેલું કેડે બાંધ્યું બેવડું રે,
ગુણ ક્યાંથી શીખ્યા પ્રભુ એવડું રે! ૩૦
કરે હીંડતાં હાથના લટકા રે,
સાદી દોરીના કેડે પટકા રે.
પટકે લટકે ફૂમતડાં જ્યોત રે,
કેડે ખોસી પીતળની દોત રે;
કિયાં કિયાં તે કૌતુક ભાળીએ રે, ૩૫
ઠાલી ગાંઠ વાળી બેચાર ફાળીએ રે.
એક ઓઢી પછેડી ખાંધે રે,
નાથ દુંદાળો, ને મોટી ફાંદે રે;
વસ્ત્ર પહેર્યાં તે પાંચે સોજાં રે,
પાયે પહેર્યાં તે સુન્દર મોજાં રે. ૪૦

કાંઈ વાઘો બિરાજે કેસરી રે,
બન્યા મોટો પારીખ લખેશરી રે;
મારો નાથજી નીચે ખામણે રે,
ભટ પ્રેમાનંદ જાય તેને ભામણે રે.

સાથે વાણોતર છે સાત રે, ૪૫
ઓધ્ધવ ને અક્રૂર ભ્રાત રે;
હનુમાન, વિદુર, ગરુડ રે,
ભક્ત સુદામો દીસે દીન રે.
પારથના હાથમાં પાન રે,
આગળ જયેષ્ઠિકાદાર હનુમાન રે; ૫૦
ચમ્મર સુદામાએ ગ્રહી રે,
છે વિદુરના હાથમાં વહી રે.
ઓલી બોલે પ્રભુ તોતળી રે,
ઉદ્ધવને ખાંધે કોથળી રે;
એમ આવ્યા શામળા અવિનાશી રે, ૫૫
તે જોઈ રહ્યા તીરથવાસી રે.

એ તો કોઈ પારખ દીસે નવો રે,
આપણાં અર્થ સરશે હવો રે;
કાંઈક ભારે માણસ ભાસે રે,
ભલા વાણોતર છે પાસે રે. ૬૦

હીંડે સહુને શીશ નમાવતા રે,
દીસે પૈસાદાર કોઈ પામતા રે;
એ તો કારણરૂપ કંઈ મળિયું રે,
એને દર્શને દુઃખડું ટળિયું રે.

હૂંડીવાળા એમ વદે વાણી રે, ૬૫
    મળ્યું શામળે અંગે એંધાણી રે;
આવા આવીને પાછા શાણી રે,
    તેના મનની વારતા જાણી રે.
બોલ્યા પોતે તે શાર્ઙ્ગપાણિ રે,
    કાંઈક ઓછી લજ્જા આણી રે. ૭૦
તીરથવાસી બોલ્યા શિર નામી રે,
    'જુનાગઢથી આવ્યા છીએ સ્વામી રે,
અમે જુનાગઢથી આવ્યા રે,
    નરસૈંયાની હૂંડી લાવ્યા રે.'
જ્યારે સાંભળ્યું નરસૈંયાનું નામ રે, ૭૫
    ત્યારે ધાઈ ભેટ્યા શ્રીશ્યામ રે.
ભર્યાં આંસુ નેત્રાંબુજે રે,
    હૂંડી લીધી તે ચતુરભુજે રે;
જ્યારે ઓળખ્યા અક્ષર નાથે,
    હૂંડી ચાંપી તે હૈડાં સાથે રે. ૮૦
હૂંડી વાંચી તે વહેલી વહેલી રે,
    શ્રીહરિએ તે હૂંડી ઉકેલી રે;
'શુભ નગર દ્વારામતી રે,
    જ્યાં વસે છે જાવદપતિ રે.
પેર કરજો દીનદયાળ રે, ૮૫
    છો ગૌબ્રાહ્મણપ્રતિપાળ રે.
સર્વે ઉપમા જોગ શ્યામ રે,
    નાથ નાણાવટીમાં નામ રે.

પરમારથ કરો તતખેવ રે,
શેઠ શામળશાહ વાસુદેવ રે; ૯૦
છે જુનાગઢમાં વાસ રે,
તે તો પ્રભુજી તમારો દાસ રે;
લખી હૂંડી નરસૈંયો સેવક નામ રે,
હૂંડી શિકારજો તમે શ્યામ રે;
એક ઘડીનો કરશો ઉધારો રે, ૯૫
તો જાશે કાર અમારો રે.

છે મોટા શેઠનું ધામ રે,
રાખે વાણોતરનો વિશ્રામ રે;
લખી હૂંડીમાં એંધાણી રે,
નાથ આપીને પીજો પાણી રે. ૧૦૦

ધનના તીરથવાસી ધણી રે,
વિનતિ થોડામાં છે ઘણી રે.'
'એવડું લખવું પડ્યું શાને રે,'
મસ્તક ધુણાવ્યું શ્રીભગવાને રે.

'અમે નરસૈંયાના કહેવાઉં રે, ૧૦૫
જ્યાં નરસૈંયો વેચે ત્યાં વેચાઉં રે;
આવું લખવું નહોતું લેશે રે,
રૂપૈયા આપત હું સંદેશે રે.'

કહે જાત્રાળુને અવિનાશ રે,
'રૂપૈયા આવ્યા મુજ પાસ રે; ૧૧૦
તમે શોધતા ફરો તે શુંયે રે,
ભાઈ, શામળદાસ તે હુંય રે.

નરસૈંયો વાણોતર મુજ જાણો રે,
　　આ નગરમાં રહું છું હું છાનો રે;
કરું વૈષ્ણવ જનની સેવા રે,
　　મુને ઓળખે છે નરસૈંયાના જેવા રે.
મેં તો બીજી વિધિ છોડી રે,
　　મહેતાને પુણ્યે કોથળી માંડી રે;
પરિવાર જીવે શામળશાહનો રે,
　　તે તો આશરો નરસૈંયાનો રે.' ૧૨૦
છોડી કોથળી કરુણા કરી રે,
　　કાઢ્યા રૂપૈયા તે મૂઠી ભરી રે;
જોવા મળ્યાં ચૌટાનાં લોક રે,
　　ગણી આપ્યા રૂપૈયાના થોક રે.
સો ઉપર આપ્યા મહારાજ રે,
　　તે તો ખરચ-ખૂટણને કાજ રે;
'નરસૈંયાને વિનતિ કહેજો મારી રે,
　　કાગળ લખજો,' કહે દેવ મોરારિ રે.

વલણ

મોરારિએ કાગળ લખ્યો, અંતરમાં છે આનંદ રે;
કેવો વિવેક કરે વહાલો, કહે વિપ્ર પ્રેમાનંદ રે. ૧૩૦

## સ્વાધ્યાય

૧. દમયન્તીના સ્વયંવરની કંકોત્રી મળતાં ઋતુપર્ણના મનની સ્થિતિનું વર્ણન કરો.

૨. ઋતુપર્ણ અને બાહુક વચ્ચેનો સંવાદ, તેમાંના હાસ્યના અંશો જળવાઈ રહે એ રીતે, તમારા શબ્દોમાં આપો.

૩. બાહુકે પસંદ કરેલા ઘોડાનું વર્ણન કરો.

૪. કળિનું વર્ણન કરી તેના ગુણ અને અવગુણ વર્ણવો.

૫. તમે જો કોઈ ગાગર-ભટ્ટની કથા સાંભળી હોય તો તે પ્રસંગનું વર્ણન કરો.

૬. હાસ્યરસનાં લખાણો લખવા માટે જાણીતા થયેલા ગુજરાતી લેખકોનાં નામ લખો.

૭. શામળશા શેઠનું વર્ણન કરો.

૮. શામળશાએ નરસિંહ ભક્તની શી રીતે લાજ રાખી ?

૯. આજના કોઈ પણ વેપારીનું વર્ણન કરો. પ્રેમાનંદ જેવું તદ્દન ઘરગથ્થુ શૈલીમાં વર્ણન કરવા પ્રયત્ન કરો.

## શામળ

[ આપણી ભાષાના જૂના કવિઓમાં વાત કહેનાર તરીકે શામળ પ્રખ્યાત છે. આ વાત વાંચતાં જ સમજાશે કે એ આપણને કથાના પ્રવાહમાં કેમ ખેંચ્યે જાય છે. વચ્ચે વચ્ચે એ અટકે છે, પણ ત્યારે પણ આપણું ધ્યાન એ ખસવા દેતો નથી. નીચેના ટુકડા પર નજર કરતાં જણાશે કે આવાં રોકાણ બે પ્રકારનાં હોય છે: (૧) સમસ્યાને લીધે. નંદરાજા અને પરિયટ–ધોબી વચ્ચે જે પરસ્પર ઓળખાણ માટે વાતચીત થાય છે તે કવિએ સમસ્યા વાણીથી કહી છે. પોતે ચોર છુએ છે એ વાત પણ ધોબી સમસ્યાથી કહે છે. સમસ્યાઓમાં શામળકવિ એક્કો ગણાય છે. કથાની વચ્ચે વચ્ચે સમસ્યા લાવી કવિ પોતાની કથાને વધારે રસમય અને કૌતુકવાળી બનાવે છે. (૨) બીજું રોકાણ તે વચ્ચે ક્યાંક ક્યાંક ભાષણ આપવા કવિ ઊભો રહે છે એને લીધે થાય છે. નીચેની કથામાં દ્રવ્યનો મહિમા, કોણ કોણ જાગે, કોને કોને ન બને, વગેરે ઉપર જાણે કે લાંબી યાદીઓ કવિએ તૈયાર કરી છે. પણ એની એવી ટેવમાંથી જ આપણને ‘વાડ થઈને ચીભડાં ગળે’વાળો પ્રખ્યાત કાવ્યખંડ મળ્યો છે એ ભૂલવાનું નથી. આવી રીતે કથાના પ્રવાહમાં વચ્ચે વચ્ચે ભંગ પાડીને બોધવાણી મૂકવાની પદ્ધતિ કોઈ કોઈ અત્યારના ગદ્યમાં કથાઓ લખનારાઓ પણ પાળતા લાગે છે. શ્રી. રમણલાલ દેસાઈની નવલકથાઓમાં બોધની નિબંધિકાઓ ઠેર ઠેર મળશે. એથી જનતાને કથા વાંચવાને નિમિત્તે સારો બોધ પણ મળી રહે, એવી લેખકની ઇચ્છા હોય છે....માણસ કરતાં માણસ પાસેથી બોલતાં શીખેલા પોપટને જીવનનો વધારે ઊંચો ખ્યાલ છે એવું કવિને બતાવવું હશે ?

૯. હંસ, નાગ (હાથી) અને નાટકમાં તેની આવડત અજોડ હતી. ૧૦. હેજ—હેત, અહીં 'ત'નો 'જ' થયો છે. ૯૪. અચરત—અચરજમાં તેથી ઊલટું છે. ૧૬. દક્ષ—ડાહ્યો. ૧૯. વારુ—સારું. ૨૩. દદામાં—ઢોલ. ૩૬. ચાવડી—નાનો ચોરસ ચોક (?). ૩૭. ઓળ—હાર. ૩૯. વાર—પાણી. ૫૭. કરીજે—(જૂનું રૂપ) કરીએ. ૬૬. પટંતરે—(આડું લૂગડું રાખીને) છુપાવીને. ૬૯. સરખાવો—'એક નૂર આદમી, કરોડ નૂર કપડાં.' ૮૬થી ૮૯ અને ૯૧ લીટીમાં લૂગડાં માટે 'ચીર'ની સમસ્યા ગૂંથી છે. ૯૦મી લીટીમાં દાતણની બે 'ચીર' થાય એમ કહી ચીર શબ્દ સ્પષ્ટ કર્યો છે. ૯૬થી ૧૦૧ ભમરાની સમસ્યા છે. જુઓ લીટી ૧૦૪. ૧૨૦–૧૨૫માં 'પરધાન' શબ્દનાં બે ફાડિયાં 'પર' અને 'ધાન' કરી બબ્બે સમસ્યા આપી છે. ૧૨૦. પોતાના ઘરમાં કામ માટે કોઈ આવે તેને શું કહેવાય? પારકો. 'પર' એટલે પારકો. તેની જોડે ૧૨૧મી લીટીનો જવાબ 'ધાન' લગાડતાં પરધાન શબ્દ થયો. ૧૨૩. પંખીની પર એટલે પાંખ. 'પર' ફારસી શબ્દ છે. તેના ઉપરથી પરિન્દા (પંખી). ૧૪૨. આજે મુહૂર્ત સારું નથી. ૧૭૧. બેહયા—હૃદય વગરની. ફારસી 'બે' ઉપસર્ગ 'વિનાનું' એ અર્થમાં લગાડવામાં આવે છે. સરખાવોઃ બે-અદબી, બે-શુમાર, બે-લગામ, બે-શરમ, વ૦. ૧૮૧. અનર્ગળ—(અન્+અર્ગળ. સં. અર્ગલ—આગળો.) જેને આગળો—અંતરાય—નથી તેવું, પુષ્કળ. ૨૭૩. જવ—જ્યારે.]

## નંદબત્રીસી

### દોહરા

પશ્ચિમ દિશાએ નન્દનગર, નન્દસેન રાજાન;
રાજ્યકાજ અધિકાર છે, વૈલોચન પરધાન;
તે રાજા ઘણો શીળગુણી, ભોજ સમો દાતાર;
કોક સમાને રૂપ છે, કામ તણો અવતાર.
સકલ શાસ્ત્ર જાણે જુક્તિશું, ચતુર શિરોમણિ સ્હોય; ૫
હંસ નાગ નાટક વિષે, નહિ સમોવડ કોય.
મહાભક્ત ભગવાનનો, કામ સમાને રૂપ;
અવિદ્યા એકે નહિ, શીલવંત ભડભૂપ.
મદ પ્રમાણે મલપતો, છે ઈશ્વર સમ તેજ;

પરજા પાળે પ્રીતશું, સહુથી રાખે હેજ. ૧૦
દાન દયા કરે ઘણું, લાયક સકલ શુભ ધામ,
ધીર, વીર, કવિ ચાતુરી, કરે પરમારથ કામ.
સ્ત્રી સેવે ભલી ભાતશું, ચતુર શિરોમણિ હોય;
સહુ નાયક નાટક વિષે, નહિ સમોવડ કોય.
પ્રતાપવંત પ્રધાન છે, રાજ્ય તણો સૌ ભાર; ૧૫
અષ્ટાદશ સૌ વર્ણ જે, દક્ષ અને દાતાર.
નગર અતિ રળિયામણું, ઇન્દ્રપુરી નિર્વાણ;
રાજ પંડિત પ્રધાન સૌ, નીતિ સકલના જાણ.
ઘેર ઘેર મંડપ દ્રાક્ષના, વારુ એલચી વન;
પાન ફોફળ લીલા ઘણી, કદલી આમ્રનાં વન. ૨૦
કમલ ખીલ્યાં સરોવર વિષે, બોલે ચાતર મોર;
વેલ ફૂલી વાડિયો ભલી, શુક મેના ચકોર.
ઘેર ઘેર દદામાં ગડગડે, ઓચ્છવ અધિકો હોય;
વર્ણન કરીએ કેટલાં, સાચું કહું છું સોય.
રામરાજ્ય સરીખડું, કોઈને ન ગાંજે કોય; ૨૫
રાજા અને રંક જન, ધર્મરાજે સૌ સ્હોય.
ભાર અઢાર ફળે સદા, સુખ પામે સૌ લોક;
વ્યાધિ રોગ વ્યાપે નહિ, નહિ સંકટ નહિ શોક.

ચોપાઈ

એક સમે પોતે રાજન, મહીપતિએ વિચાર્યું મન;
તેહ સમે ગઈ છે મધરાત, રાય વિચારે હૃદિયા સાથ. ૩૦
બધા નગરની ચર્ચા જોઉં, મારા મનનો સંદેહ ખોઉં;
અનેક વાત તે કેમ બોલાય, ન્યાય અન્યાય કેવો તોલાય.
સુણી વાત બધી બહુ-સુખી, જોઉં પ્રજા સુખી કે દુખી;

ચર્યો જોવા થયો અસવાર, અંગે ધર્યાં સોળ હથિયાર.
વારુ ઘર મંડપ જોઈ વળ્યો, આપ એકલો પંથે પળ્યો; ૩૫
જોયું ચૌટું ચાવડી ને ચોક, જોયાં મહોલ મેડી ને ગોખ.
ગલીકૂંચી શેરી ને પોળ, જોઈ દુકાન દોશીની ઓળ;
જોયાં વેપારી કેરાં હાટ, જોઈ દશ દિશાની વાટ.
જોયું નગર પછી આવ્યો બહાર, દીઠું સરોવર ભરિયું વાર;
તે વેળા એક ધોબી ધુએ, તે તો રાજા અચરજ જુએ. ૪૦
કરે વિચાર નગરનો ધણી, આ વેળા કોણ ધોવા તણી;
ભૂત પ્રેત વ્યંતર હશે, બોલાવતામાં નાસી જશે.
છાનોમાનો પાસે ગયો, એટલે ધોબી ધોતો રહ્યો;
સંગાથે બોલ્યા બેહુ જણા, ભય પામ્યા તે મનમાં ઘણા.
કોણ કોણ કરી દીધો સાથ, માંહોમાંહે લાગ્યો વાદ; ૪૫
રાજા જાણે કોઈ ધોબી મૂઓ, ભળભળતો તે ભૂત જ થયો.
પરિયટ જાણે કોઈ આવ્યો પ્રેત, કપટે કરવા મુજશું હેત;
એવો મનમાં સંદેહ પડ્યો, રાજાને મન ક્રોધ જ ચઢ્યો.

દોહરો

રાજા કહે, 'તું કોણ છે, આ વેળા આ દિશ;
બોલ સાચું ઉતાવળો, નહિ તો છેદું શીશ. ૫૦
ભૂત ભેગો બીતો નથી, ડાકણ કાઢું દૂર;
રાક્ષસને રોળું અમો, તુજને કરું ચકચૂર.'
ત્યારે પરિયટ બોલિયો, આણી મનમાં તાપ;
'તુજ થકી બીતો નથી, શું છે ભૂતના બાપ?'
રાજા કહે, 'પ્રથમ કહું, હું તો મારું નામ; ૫૫
ત્યાર પછી કહે તાહરું, થાય આપણું કામ.

છપ્પો–સમસ્યા

કરું રંકને રાય, રાયને રંક કરીજે;
મારે વશ સહુ કોય, કોઈ વશ અમે ન રહીજે;
અનમી ને અહંકારી, વાત સહુ દિલમાં દાખું;
પુત્ર મિત્ર સહુ જન, તેમને લેખે રાખું; ૬૦
મારણ પાલણ માનવ અમો, પરદેહી જીવ ઘાલું નહીં;
લક્ષ જીવ સાથે નિત નીસરું, તે એકલો આવ્યો અહીં.'

ચોપાઈ

તે પરિચટે વિચાર્યું મન, 'એ તો મારો નંદરાજન;
ચતુર શિરોમણિ એ છે રાય, હું છું પણ એની પરજાય.
એણે નામ સમસ્યામાં કહ્યું, લક્ષણ જોતામાં મેં લહ્યું; ૬૫
હું પણ રાખું મારી માસ, કહું પટંતરે મારું નામ.'

છપ્પો–સમસ્યા

'ધરે અંગ રાય ને રંક, રંક રાજાશો દીસે;
શોભે શાહ સુલતાન, માન પામે મન હીસે;
એક વસાને જન કરું હું લક્ષ વસાનો;
મુજ રીસથી બને માનવી અર્ધ ટકાનો; ૭૦
જે ઢાંકણ સહુ જગ વિષે રૂપ સમારે તાહરું;
અમો સમારું તેહને નામ સમજી લ્યો માહરું.'

ચોપાઈ

અરસ પરસ ઓળખિયા બેય, ભાગ્યો મનતણો સંદેહ;
હરખ બેઉના મનમાં થયો, રાજા પરિચટ પાસે ગયો.
'આ વેળા તે શું છે કાજ, એકલા કેમ આવ્યા મહારાજ? ૭૫
નહિ સાથે હસ્તી ઘોડલા, નહિ સાથે પાવક જોડલા;
રૂપ અનુપમ કોમળ જાત, કાળી અંધારી માઝમરાત.'

'સુણ રે પરિચટ,' રાજા કહે, 'કહું સંદેહ તે મનમાં લહે.
નગરચર્ચા જોવા આવિયો, માટે સાથે નથી કો લાવિયો;
સંદેહ એક ઊપજ્યો છે મને, તે માટે પૂછું છું તનેઃ ૮૦
મધ્ય નિશાએ કેમ આવિયો, શા કાજે કો ના લાવિયો;
મધરાતે તું બેઠો ધુએ, બીક કોની મનમાં ન જુએ.
સાચી વાત કહેજે આજ, લેશમાત્ર નવ રાખીશ લાજ.'
પરિચટ કહે, 'સાંભળીએ રાય, એ સમજી લેજો સમસ્યાય.
કહું સમસ્યા તે મનમાં ધરો, સુણી વાતને પાછા ફરો. ૮૫

છપ્પો-સમસ્યા

લિયે લંક લપટેણ, ઠેઠ નહિ રામ જ રાવણ;
હરણ સીતાને નામ, કામ નહિ પતિત રાવણ;
હણ્યા કૌરવ જે વીર, વીર મન જો તું વિચારી;
કામિનીને મન નેહ, ન શોભે તે વણ નારી.
એક દંતધાવનની બે કરો, તેના નામે નામ છે; ૯૦
નવસેં નવાણું પૂર્યાં હરિ તેહ સમારણ કામ છે.'

ચોપાઈ

નવસેં નવાણું પૂરી સુધ લીધી; તેવું કહી સમસ્યા પૂરી કીધી.
'દિવસે સમારે નહિ શા માટ? અરધી રાતે કેમ આવ્યો ઘાટ?
એ અચરત તો મુજને ઘણું, સાચું વચન સુણવા તુજ તણું.'
એણી પેરે બોલ્યો રાજન ત્યારે પરિચટે કહ્યું વચન. ૯૫

છપ્પો-સમસ્યા

'દો લોચન ખટચરણ, વરણ તો શ્યામ સરીખો;
ઘોર નાદ, મુખ પીત, સ્વાદિયો તે પૂર રસિયો;
પીએ પ્રેમ નિશદિન શીશ મોટો સહુ અંગે;
રસિક મધુર કવિ ગાન, રહે સુગંધી સંગે;

સુઘડ છેલ નર સ્વાદિયો, મદ પ્રેમલ છે અતિ ઘણું. ૧૦૦
તેથી આવ્યો છું આ સમે, મુજને ભય છે તે તણું.'

ચોપાઈ

રાજા મનમાં રીઝયો ઘણું, વચન સુણીને પરિયટ તણું;
'અરે ભાઈ! એવી કુણ નાર, મુજને દેખાડો આ વાર.
જેના પ્રેમલ પટકૂલ પાસ, દેખી ભમર ઊતરે આકાશ;
એવી રામા રાણી કો તણી?' પૂછે એમ નગરનો ધણી. ૧૦૫
'દેવાંગના એવી કોણ હોય,' શીઘ્ર મહીપતિ બોલ્યો સોય;
'તે સંભળાવો મારા વીર, મારે હૈડે નવ રહે ધીર.'
કહે પરિયટ, 'સાંભળો હો રાય, મારા મુખથી કેમ બોલાય;
સતી નિંદા કેમ કરીએ આપ, થાય સ્રીહત્યાનું પાપ.'
નંદ રાજા એમ પૂછે ફરી, પ્રબોધ શિક્ષા પરિયટે કરી. ૧૧૦
રાજા કહે, 'શું દે છે શાખ, એવી હું જાણું છું લાખ.'
'સાંભળજો નરપતિ શ્રીનાથ, આખર તારો ઉપર હાથ;
જે સમસ્યા અમો કીજીએ તે એંધાણે ઓળખી લીજીએ.

છપ્પો–સમસ્યા

વર્ણ સહુથી રંક, રાંક રાજાથી ઝાઝો;
વરતે અધિકી આણ, લોક માને જશ ઝાઝો; ૧૧૫
તમને જીતે તેહ, તે તમથી ન જિતાય;
તેહ વચન તમને કહું, એ નર જીતો હો રાય.
ભોગી તમ સરખો ઘણો, આદ્ય અધિકાર અતિ ઘણે;
પરખો જાત પ્રમદા તણી, પદ્મિની નાર ઘર તે તણે.

ચોપાઈ

આપ ઘરમાં આવે કોએ કામ, તેનું જે કહેવાયે નામ; ૧૨૦
રાંધ્યું અંન જેને કહેવાય તેનું નામ વિચારો રાય.

એ બેનો કરો એક વિચાર મેં કહ્યું તે નર ઘેર નાર;
પંખી ઊડે જેને જોર, એ વાતનો એટલો અંકોર.
જેને આધારે રહે છે પ્રાણ, ચેતો નામ રે ચતુર સુજાણ;
એ બે પ્રીછી કરીએ પેર, મેં કહી સ્ત્રી છે તેને ઘેર.' ૧૨૫
ચેત્યો રાજા સર્વે લહ્યું, પરિચટે જે વચન જ કહ્યું;
પ્રીત કરીને લીધો પાર, જુગતે તેને કરિયો જુહાર.
સ્ત્રીનું નામ સમજ્યો સાનમાં, ગુણવંત રાય ગયો ગામમાં;
ન આવે નિદ્રા ન ભાવે અન્ન, ત્રેહે વ્યાકુળ રાજાનું મન.
દુઃખે પાપે વીતી જામિની, વિચાર કરે જોઈશું કામિની. ૧૩૦
જો જાણે મારો પરધાન, એ વાતે ઘટે મુજ માન;
આદ્ય હૈયે રચ્યો પરપંચ, સ્ત્રીને મળવા કીધો સંચ;
પ્રાતસ્કાલે ઊઠ્યો રાય, સંપૂરણ કીધી સભાય.
તે થકી આવ્યો પરધાન, મનથકી દીધાં બહુ માન;
કહે રાજા, ' હું કહું તે કરો, કચ્છ દેશમાં જઈ પરવરો. ૧૩૫
લો ટકા દશ વીશ કરોડ, લાવો ઘોડા મનગમતી જોડ.
સર્વ સૈન્ય સૂંઢાડો સાથ, દ્રવ્ય અનંત રાખોની હાથ;
જે જોઈએ તે લેજો સહી, કશી વાતની ન્યૂનતા નહીં.
બીજી વાત મા કહેશો વળી, ઊઠો શીઘ્ર કરો આ ઘડી;
જો મુજને ઉપજાવો સુખ, એ વાતનું ન ધરશો દુઃખ.' ૧૪૦
કહે પ્રધાન, 'સાંભળો મહારાજ, શું ઘોડાનું હમણાં કાજ;
રિક્તા તિથિ વૈધૃત્ત વ્યતિપાત, આજ જાતાં થાયે ઉત્પાત.
કાલ પરમ માંહે ચાલશું, અશ્વ તમને આણી લાવશું.'
કહે રાજા, ' સાંભળ રે ખ્યાત, મારા મનની ન લહે વાત.
જે વાતનો કેડો લીજીએ, સિદ્ધ પાર તેનો કીજીએ; ૧૪૫
સભા મધ્યે જો જાય વચન, ત્યારે હું શાનો રાજન ?

અવજોગ તે તો પહેલો મુને, ત્યાર પછી તો નડશે તુને;
હમણાં જાવાનું ન કરો સહી, આજ થકી પરધાન જ નહીં.
ચાકર તે જે પાળે બોલ, માણસ તે જે પાળે કોલ;
સ્ત્રી જે પાળે પતિવ્રત ધર્મ, બ્રાહ્મણ જે પાળે ખટકર્મ. ૧૫૦
પવિત્ર તે પાળે આચાર, હરિજન જે મૂકે સંસાર;
રાજા જેહ પ્રજાપ્રતિપાળ, સત્યવાદી નવ બોલે આળ.
પંડિત જે પરખે પુરાણ, સાત્ત્વિક જે હોયે સુજાણ;
જોગી જે તે પાળે જોગ, સંસારી જે સમજે ભોગ.
વ્રતિક તે જે વ્રત આચરે, દુઃખભંજન તે સૌ દુઃખ હરે; ૧૫૫
પુત્ર-તે જે જગ્યાએ જાય, જીત્યો તે જે ગંગા નહાય.
ધનપતિ તે જે ધારે ધરમ, સંન્યાસી જે જાણે બ્રહ્મ;
રળ્યો તે જે ખરચે હાથ, સારી સ્ત્રી જે સ્વર્ગે સાથ.
જ્ઞાની તે જે જ્ઞાને સજે, ભક્ત હોય તે ભગવાનને ભજે;
વૈભવ તે જે વિભૂતિ ધરે, આશાત્યાગી તે આશ ન કરે. ૧૬૦
મહીપતિનું જે રાખે માન તેનું નામ પૂરો પરધાન;
મારો વજીર ખાસો છે તું, જા આ વેળા કહું છું હું.'
કહે પ્રધાન, 'સુણો પુરપતિ, રોષ મા ધરજો રાજા રતી;
જે પાસો પડે છે દાય, જે રાજા બોલે તે ન્યાય.
જે નિર્ધન બોલે તે નોય, બોલ પાળે તે શાહ જ હોય. ૧૬૫
પંચ પ્રમાણ કરે તે ન્યાય, જે મારે મરે તે દયાય;
નાઠો રાહ જડે ત્યાં જાય, આચારભ્રષ્ટ તે તો અન્યાય,
ભૂખ્યો તે જે ગમે તે ખાય, વંઠ્યો તે જે ગમે તે ગાય.
અણુચાલે થયું તે થાય, બહેક્યો મન ગમે ત્યાં જાય;
ધનવતી ચિંતવે તે થાય, અતિ બળિયો જે વજ્જરકાય. ૧૭૦
આંધળો જાર જે ઘરમાં રમે, બેહયા નાર ગમે તે કરે.

આંચળ મુખ આપે તે ગાય, ઓસડ તે જે રોગ મુકાય;
જે પૃથ્વી પાળે તે રાય, પયપાન કરાવે તે સત માય.
કાયાચિત્ત વશ કરે તે મુન્ય, અતિ બળિયો જેનું બહુ પુન્ય.
દુઃખિયો જે વિદેશે જાય, ગૃહસ્થ તે જે લહાણું લહાય. ૧૭૫
પૂજ્ય તે જે પરમાર્થી થાય, સુખિયો જે નિરોગી કાય.
ભલું કરે તે ભૂપતરાય, વાંક વિના કોપે અન્યાય.
ચાતુર તે જે કીર્તિ ચાહે, વિવેકી જે વિચારે મનમાંહે.'
રાજા કહે—'તે સારો દીસ, ચાકર બોલ ચડાવે શીશ.'
એમ કહી ઊઠ્યો તે ઘડી, સેના સૂંઢાડી પોતાતણી. ૧૮૦
લક્ષ્મી અનર્ગળ લીધી ઘણી, આજ્ઞા માગી મહિપતતણી.
પ્રધાન ચાલી કચ્છમાં ગયો, રાજાને મન ઓચ્છવ થયો.
અરુણા અસ્ત પડી છે રાત, રાયે વિચાર્યું હૃદિયા સાથ.
બીજા કોઈને નવ કહી વાત, આપે એકલો ચાલ્યો જાતોજાત.
દરબાર દીવાનનો દીઠો દૂર, આવ્યો રાત ગઈ એક પૂર; ૧૮૫
વજીર મહોલે છે લોહનાં બાર, કીધો રાયે કરનો પ્રહાર.
ધીર પ્રતિહાર ત્યાં જાગિયો, મનમાંહી બીવા લાગિયો;
જાગે જે કોઈ ધનનો ધણી, જાગે જેને ચિંતા ઘણી.
જાગે રાત અંધારી ચોર, જાગે ઘન વરસંતે મોર;
જાગે જેના ઘરમાં સાપ, જાગે દીકરીઓનો બાપ. ૧૯૦
જાગે જેને માથે વેર, જાગે જેહ કરે બહુ કેર;
જાગે જે જપતો જગદીશ, જાગે જેને દેવું શીશ.
જાગે જે કોઈ હોયે જાર, જાગે કુલ સકુલની નાર;
જાગે જેના દેહમાં રોગ, જાગે જે કોઈ સાધે જોગ.
જાગે જે કોઈ ચોકી કરે, જાગે જે પ્રતિહારું કરે; ૧૯૫
'કોણ છે રે ભાઈ માઝમ રાત, જે હોય તે આવજો પ્રભાત.

નહિ ઉઘાડું મારું બાર, ખોટી થાશો ને લાગશે વાર.'
તે વારે બોલ્યો નંદરાય, મનમાં ધરતો બહુ લજ્જાય.
લાજે જે કોઈ હોયે જાર, લાજે જે સુકુલની નાર.
લાજે મૂરખ બ્રાહ્મણ ભાટ, લાજે મોટા માનભંગ માટ. ૨૦૦
વચનભંગથી લાજે રાય, તપભંગથી યોગી લજવાય;
લાજે લંપટ મૂકે બોલ, લાજે ત્રિયા ઊતરે જ્યાં તોલ.
નીચ કામે નરપતિ ગયો, લજ્જા પામીને બોલ જ કહ્યો:
'ઉઘાડ ભાઈ, હું નંદનરેશ, પ્રધાન-ઘર કરવો છે પ્રવેશ.
ઘણું જરૂરનું મારે કામ, તે માટે આવ્યો આ ઠામ. ૨૦૫
શીઘ્ર ઉઘાડી ચરણે લાગ, જે જોઈએ તે મુજ પાસે માગ.

દોહરા

રાય પ્રત્યે કહે પોળિયો, 'સાંભળીએ રાજન,
બાર તો નહિ ઉઘાડીએ, વરત્યું તારું મન;
પ્રધાન ઘેર નહિ માહરો, સ્ત્રી સાથે શું કામ!
અરધી રાતે એકલા ક્યમ આવ્યા આ ઠામ? ૨૧૦

ચોપાઈ

ઉંદર બિલાડીને શાનો મેળ, અજા વાઘતણો શો ખેલ;
સિંહ ગજ એકઠાં કેમ રમે, ગરુડ સરપ એકઠાં કેમ ગમે.
અગ્નિ ઘૃત કેમ થાયે એક, વિપરીત એ દિસે છે વિવેક;
તમો રાય પુરુષની જાત, વિનતાશું શી કરવી વાત.'
રાજા કહે, 'ઘડે શા ઘાટ, ઉઘાડ બાર જાવા દે વાટ; ૨૧૫
હું જેમ જેમ રાખું છું ભાર, તેમ તેમ તું લગાડે વાર.
હમણાં વાત કરું છું સહેલ, નહિ તો ચિરાવું છું મહેલ;
પ્રધાનના તો પ્રાણ જ લઉં, ભારે દંડ તો તુજને દઉં.
ત્યારે તારું શું છે જોર? નગર વિષે તું મારો ચોર;

રૂડું ચિંતવ જો સ્વામી તણું, આપ માન તો મુજને ઘણું. ૨૨૦
જો રાખે દોણી ને દૂધ, તો તું કાંઈ વિચારને બુધ;
મારે મન તો નથી કાંઈ ખેદ, તું મનમાં આણે કાં ભેદ ?
મૂરખ મિત્ર વેરીને ઠામ, વણસાડે સ્વામીનું કામ;
મનમાં ડહાપણ હોયે આજ, ઉઘાડ તુજનાં સરશે કાજ.
આવડો શો રાખે છે અંક, આખર હું રાજા, તું રંક.' ૨૨૫

દોહરા

કહે પ્રતિહાર, 'રાજા સુણો, હું ખિવરાવ્યો નહિ જાઉં;
મન સમજી લાલચ દિયો, કાંઈક પ્રસન્ન થાઉં.'
રાય એક જેને કબજ, બીજો તક જે રાય;
ત્રીજો રાજા ગરજિયો, ચોથો ઓશિયાળો થાય.
કુંડળ કાઢચાં કાનથી, મૂલ જેનું નવ ક્રોડ; ૨૩૦
આપ્યાં રાયે પ્રતિહારને, જેહ અમૂલખ જોડ.

ચોપાઈ

દ્રવ્ય દેખી સહુ કરે પ્રીત, દ્રવ્ય દેખીને કરે વિપરીત;
દ્રવ્ય દેખીને નારી ચળે, દ્રવ્ય દેખીને લોભી ભૂલે.
દ્રવ્યે લાભ ને દ્રવ્યે હાણ, દ્રવ્યે આસવાસના જાણ;
દ્રવ્યે જીવ જાય ને રહે, દ્રવ્યે ઘેલાને ડાહ્યા કહે. ૨૩૫
દ્રવ્યે કાયર ને દ્રવ્યે શૂર, દ્રવ્યે મેલો ને દ્રવ્યે નૂર;
દ્રવ્યે ચોર ને દ્રવ્યે શાહ, દ્રવ્યે રંક ને દ્રવ્યે રાહ.
દ્રવ્યે કરપી (ને) દ્રવ્યે દાતાર, દ્રવ્યે ઉગારે ને દ્રવ્યે માર;
દ્રવ્યે શત્રુ ને દ્રવ્યે મિત્ર, દ્રવ્યે નીચ ને દ્રવ્યે પવિત્ર.
પૃથ્વીનું કારણ તે દ્રવ્ય, દ્રવ્ય થકી તે શોભે સર્વ. ૨૪૦
કુંડળ જવ દીઠાં પ્રતિહાર, તવ તેણે ઉઘાંડચાં બાર.

ગયો મહેલ મધ્યે રાજન, દીઠું તેવું ઇંદ્રાસન;
દીઠો પ્રધાનકેરો મહેલ, તે આગળ શોભા સહુ સહેલ.
દીઠું પાંજરૂં પોપટતણું, પચરંગે રંગેલું ઘણું;
તે હેઠળ માંડ્યો છે પાટ, રાજા ચાલી આવ્યો વાટ. ૨૪૫
બેઠી દીઠી ત્યાં કામિની, એવી નહિ ભૂતળ કામિની;
ચંદ્રવદની ભૃકુટી શુભ વાંક, સિંહાકારે કટિનો લાંક.
હંસગામિની ગજગામિની, શરદચંદ્ર શોભે જામિની;
જેવી પુષ્પલતાની વેલ, જેવી વાડીમાંની કેળ.
જેવી ચંપા કેરી કળી, જેવી વીજળી ઝબકે ભલી; ૨૫૦
જેવી રત્નાકર કુંવરી, જેવી શોભે સુરસુંદરી.
જેવી કોઈ દીપે નાગણી, નહિ શામા એની સામણી;
જેવી રત્ન કમળ દીવડી, જેવી કાશ્મીરી પૂતળી.
જેવી ઇંદ્રતણી અપ્સરા, એવી એ માનિની મનહરા.
કામિની તેહ કમળનો વૃંદ, મુખ જાણે પૂનમનો ચંદ્ર. ૨૫૫
અંબુજદલ આકારે નેણ, અમૃત જેવાં બોલે વેણ.
પોયણપાન સરીખા પાય, કરેણુકાંબ સરખી શ્રીકાય.
લાયક તેમાં લક્ષણ ઘણાં, જે કહીએ તે સોહામણાં;
રામા રૂપતણો ભંડાર, નવ દીઠી એવી કોઈ નાર.
પોપટ પદ્મિની બેઠાં જ્યાંય, મહોલે મહીપતિ આવ્યો ત્યાંય;
સમજ્યો પોપટ, સમજી નાર, ચતુર મળી બે કરે વિચાર.
આવતામાં વરત્યું છે મન, ઘણો આકળો છે રાજન;
'ઈશ્વર આપણી રાખશે લાજ,' કામિની કહે, 'શું કરવું કાજ.'
કહે પોપટ, 'નવ ધરશો બીક, દઉં છું નંદરાજાને શીખ.'
એમ કરતાં તે બોલ્યો વાણી, અધિક ચાતુરી મનમાં આણીઃ
'તું મુજને જાણે છે અજાણ, આજ થઉં હું ચતુરસુજાણ.'

દોહરા

કહે પોપટ, 'ભલે આવિયા, પૃથ્વીપતિ ભૂપાળ;
આનંદકંદ નંદરાયજી, પ્રજાતણા પ્રતિપાળ.
તાત તમે છો જગતના, પ્રધાન તમારો પુત્ર;
હું જાણું છું, નિહાળવા આવ્યા છો ઘરસૂત્ર. ૨૭૦
તન ઘેર નથી તાહરો, હાજર છે સુતનાર;
પણ તે તારે આશરે, તમ પુત્રીને ઠાર.
ખબર લેવી તમને ઘટે, ઘેર નથી જવ તન;
પુત્ર પ્રજા સૌ તાહરી, પિતા નંદ રાજન.
રાજા તે તો તાત છે, પ્રજા તે તો પુત્ર; ૨૭૫
શાસ્ત્ર સાખ પૂરે સદા, સાચો અક્ષર સૂત્ર.
બાઈ આવો બેસો બારણે, આવ્યા છે તમ તાત;
પિતા પાસે બેસો જઈ, કરો સુખદુઃખની વાત.
બાઈ આવોની બારણે, એહ તાત નન્દરાય;
સાસરવાસો લઈ આવિયા, તેની શી લજવાય. ૨૮૦
આપણ એનાં છોકરાં, એહ આપણો તાત;
પિતા પાસ બેસો સુખે, કહો મનની સૌ વાત.'

ચોપાઈ

નારી બોલી આણી ધીર, 'સાંભળ પોપટ મારા વીર;
અધિક બોલ તું ના બોલીશ, ચઢશે નંદ રાજાને રીસ.
હુકમ રાજાજીનો લીજીએ, પછી ઉત્તર તેનો દીજીએ; ૨૮૫
એ છે ધર્મતણો અવતાર, જાણે સકળ વિવેક વિચાર.
એ છે ચૌદ વિદ્યા ગુણ જાણ, માટે ઘણું શું કરું વખાણ;
ચતુર પુરુષ માટે સાંખશે, મૂરખ કોઈ મારી નાખશે.
તે માટે છાનો રહે ભ્રાત, અધિક શાને કરે છે વાત.
વિવેક વાત મારે દિલ વસી, નંદરાયની બીક જ કશી. ૨૯૦

કંચન આગળ શા ઠેકડા, કરોડ આગળ શા એકડા.
ચૌદ જાણે તેને શા ચાર, સત્યવાદીને શાનો ભાર.
પુત્ર આગળ બીજી શી પ્રીત, વેદ આગળ બીજાં શાં ગીત.
પરબ્રહ્મ આગળ શાં પાખંડ, દૈવગત આગળ તે શો દંડ;
દારિદ્ર આગળ બીજું શું દુઃખ, સ્ત્રી સતીથી બીજું શું સુખ.
વિપ્ર આગળ બીજી શી નાત, ખરો કહેવાય તેની શી ખ્યાત;
જાર આગળ સ્ત્રીનું નવ જોર, હેમગિરિ આગળ નવ હોય ચોર.
ગંગા આગળ બીજી શી નદી, ચકોર આગળ બીજી શી બુદ્ધિ;
શિવપૂજન આગળ શી સિદ્ધ, રાજરસોઈ આગળ શી રિદ્ધ.
ભીખ થકી તે ભૂંડું કિયું, દેહ ભૂંડી જેહનું રોગિયું; ૩૦૦
ચન્દ્ર આગળ તે તારો કશો, રવિ આગળ આગિયો જ શો.
મૂરખ આગળ શી દુઃખની વાત, મર્ણથકી બીજી શી ઘાત;
પૂન્ય આગળ બીજું શું કામ, રામ આગળ બીજું શું નામ.
કાશી આગળ બીજે શો વાસ, સુગંધમાં જેવો બરાસ;
નંદરાયને શીખ દે જેહ, બ્રહ્માએ સર્જ્યો નથી તેહ. ૩૦૫
સ્વર્ગતણું તે સુખ જ ઘણું, વખાણ કરી શકે કેમ તે તણું;
તેને વશ વરતે સહુ લોક, તે આગળ ડહાપણ સહુ ફોક.'
નારી કહે—'સુણ પોપટ સહી, એ સરખો કો ભૂતળમાં નહિ.'

દોહરા

ત્યારે પોપટ બોલિયો, 'સાંભળ મારી બહેન;
માબાપ આગળ ચાલે સહી, જે કરીએ તે ચેન. ૩૧૦
બાળક અતિ અન્યા કરે, મન ન ધરે માબાપ.
એવું જાણીને હું કહું, વેદ પુરાણે છાપ;
ગાંડું ઘેલું બોલવું, મનમાં ન આણે સોચ;
તેમ હું રાજાને કહું, ખેદ ન ધરશો કોય.

ચોપાઈ

વાડ થઈને ચીભડાં ગળે, સોંઘી વસ્તુ ક્યાંથી મળે? ૩૧૫
ખળું ખાતું હોય જો અન્ન, તો જીવે નહિ એકે જન.
કલ્પવૃક્ષ જો કેરી ખાય, તેના ચોર ન પેદા થાય;
નવાણ પીતું હોયે નીર, જીવજંતુ કયમ ધરે શરીર?
મા મારે પયપીતાં બાળ, સત્યવાદી જો બોલે આળ,
રાજા થઈને લૂટી લેય, પ્રજા કોણ આગળ જઈ કહેય? ૩૨૦
રામ જપંતા નરકે જશે, કહો કલ્યાણ જ કોનું થશે?
ગંગા નહાતા પાપી થશે, વેદવચન કેમ સાચાં હશે;
વહાર ત્યાંથી આવે ધાડ, તો પછી ક્યાંની કરશું આડ?
મેઘ વરસંત પથ્થર પડે, તેનો વાંક કોને શિર ચડે?
ધણીને વિખ દે ઘરની નાર, કોણ સાચવે તેણે ઠાર? ૩૨૫
પુષ્પહાર થઈ વળગે સાપ, ત્યાં તે કોણ જાળવશે આપ?
અમૃત જાણી આપે પીજીએ, વિખ થાય દોષ કેને દીજીએ?
કુંડળ કરડી ખાયે કાન, કોણ આગળ જઈ કરીએ જાણ?
ચંદન જાણી ધરીએ આપ, થાય અગ્નિ તો પૂરણ પાપ.
મોટા જાણી જઈએ શરણ, દે ઘાત તો પામીએ મરણ. ૩૩૦
ઘરનો દીવાન ચાડી ખાય, તો તે દુઃખ કોને કહેવાય?
જો રળનારો ચોરી કરે, તો ભંડાર શી પેરે ભરે?
છાની થાપણ લોભે લે, તો શાખ આવી કુણ દે?
કોઈ જાણી દુઃખ દીએ પ્રચંડ, તેને તો રાજા દે દંડ;
(પણ) રાજા થઈ લૂટી લે આપ, તો પરજાનું પૂરણ પાપ. ૩૩૫
રૈયત ઉપર કોપે રાય, રાંક માણસ શું કરે ઉપાય?
તેને પૂછનારો ઈશ્વર એક, વેદ વચન કરી જુઓ વિવેક.
રાજા પ્રજાને દુઃખ જ દે, તો તે આગળ નહિ સુખ લે;

મોટાં જો કરે કૂડાં કાજ, તો નહિ પામે રૂડાં રાજ.'
શ્યામા શુક બે વાતો કરે, રાજા નંદ હૃદેમાં ધરે; ૩૪૦
ભયભીત થઈને જ આવિયો, કાંઈક સાન હૃદે લાવિયો.
એ કહે છે પુત્રી ને બહેન, તે આગળ કેમ થાયે ચેન;
એક વાતનો ન સૂઝે ઘાટ, રાજા જઈને બેઠો પાટ.
આગતા સ્વાગતા દીધાં માન, આગળ મેલ્યાં ફોફળ પાન;
બોલ્યો શુક, 'સુણ તું સુંદરી, બોલો તાતશું હેત જ કરી. ૩૪૫
પુત્રી ધર્મ કરી થાપશે, મન-વાંછિત માગ્યું આપશે;
લાવ્યા પસલી આપણે ઘેર, રાજા આવ્યા રૂડી પેર.
ભ્રાત તાત ને એ મોસાળ, આપણ ઉપર અદકું વહાલ;
એ છે નોધારા આધાર, એને શિર પૃથ્વીનો ભાર.
બેટી બહેન ને તું ભાણેજ, આપણ ઉપર અદેકું હેજ; ૩૫૦
હેત કરીને દગો જો દેય, નરકતણાં ફળ તે તો લેય.
જાણો એસને રૂડા તાત, જાણો માડી-જાયા ભ્રાત;
દીઓ માન સમજી બહુ પેર, ભલે પધાર્યા આપણે ઘેર.'
પોપટે જેહ વચન જ કહ્યું, સુણતાં જ્ઞાન રાજાને થયું;
બેઠો આસન હેત જ કરી, પાસે ઊભી છે સુંદરી. ૩૫૫
માનિની કહે, 'સુણીએ મહારાજ, કાંઈક કહો અમ સરખું કાજ.
દર્શન થયું પિતા તાહરું, પવિત્ર મંદિર થયું માહરું;
અમો આશરે છું તમતણે, અમ પર હેત રાખો છો ઘણે.'
રાજામાં લક્ષણ બત્રીસ, હૈડામાં નવ આણી રીસ;
સમજ્યો શિખામણ છે એહ, ભાંગ્યો મન તણો સંદેહ. ૩૬૦
અજ્ઞાન હતું તે સર્વે ખોયું, યુવતીના મુખ સામું નવ જોયું;
પામ્યો શિખામણ સઘળી તેહ, ભાંગ્યો મન તણો સંદેહ.
અર્ધું મન પોપટથી પળ્યું, અર્ધું નારી-ગુણથી ગળ્યું;

અમૂલખ અંગૂઠી જેહ, પદ્મિની કરમાં સોંપી તેહ.
મનમાં ન આણ્યો બીજો મર્મ, ઈશ્વરે રાખ્યો બેઉનો ધર્મ. ૩૬૫
કરી પ્રણામ તે પાછો વળ્યો, પ્રતિહારને જઈને મળ્યો.

### સ્વાધ્યાય

૧. રાજા અને ધોબી વચ્ચેનો પ્રસંગ ટૂંકામાં લખો.

૨. પોપટે રાજાની સુબુદ્ધિ કેવી રીતે જાગ્રત કરી એને પાછો મોકલ્યો?

૩. દ્રવ્ય વિષે શામળ કવિના શા ખ્યાલ છે? તમારે એ વિષે કાંઈ કહેવું છે?

૪. ગુજરાતના ઇતિહાસની કરણઘેલાની વાત આની જોડે સરખાવો.

## મીઠો

[મીઠાની આ કવિતા કૃષ્ણની મોરલી સાંભળતાં વ્રજનારીઓ અને કુદરત ઉપર થયેલી અસરનું વર્ણન કરે છે. કાવ્યનો ઉઠાવ અતિ સુન્દર છે. આ જાતનાં મોરલીની અસરનાં કાવ્યો આપણા જૂના સાહિત્યમાં અનેક છે. બધામાં કેટલીક વસ્તુ સામાન્ય હોય છે; જેમકે, મોરલી સાંભળતાં નદીઓનાં નીર થંભી ગયાં, આકાશમાં ચંદ્ર થંભી ગયો, હરણાં તૃણ ખાતું છોડી દઈ દોડી આવ્યાં, વગેરે. આ કાવ્યમાં પણ એ પ્રકારનું વર્ણન છે. આની સાથે ભાલણનું 'મોરલી રસાલ' સરખાવો.

૧. **નૌતમ**—નવીન, સંસ્કૃત नवतम ઉપરથી. ૫. **અષ્ટકુળ પર્વત**—મહેન્દ્ર, મલય, સહ્ય વગેરે પર્વતો. સંસ્કૃતમાં કુલપર્વતો સાત ગણ્યા છે:

महेन्द्रो मलयः सह्यः शुक्तिमान् ऋक्षपर्वतः ।
विन्ध्यश्च पारियात्रश्च सप्तैते कुलपर्वताः ॥

**નવકુળ નાગ**—સંસ્કૃતમાં કુલ નાગ આઠ ગણાય છે: અનંત, વાસુકિ, શેષ, પદ્મનાભ, કંબલ, શંખમાલ, તક્ષક અને કાલીય. ગુજરાતીમાં ધૃતરાષ્ટ્ર ઉમેરાયો છે, અને એમ નવકુલનાગ ગુજરાતીમાં લેખાય છે. ૮. **વછ**—(વત્સ) વાછરડાં. **વલંભિયાં**—થંભ્યાં, રોકાયાં; એ ઉપરથી **વલભાઈને**

એટલે રોકાઈને ('જુઓ પંક્તિ ૧૨મી). ૧૩. **વા નવ ...**—વનવેલીઓ બધી સ્થિર છે, અને તેના પર ફળફૂલ એકાએક ફૂટી નીકળ્યાં. ૧૪. **વેંધાઈ**—વીંધાઈ. ૧૪. **વણબેલડી**—એકલી, સાથ વિના. ૧૪. **કુળ-શૂળ**—કુળને શૂળ જેવી, કુળના કલંકરૂપ. ૧૭. **ઓગનિયા**—કાનનાં ઘરેણાં.]

## મોરલીનું જાદુ

સાંભળ સહિયર વાતડી, નૌતમ આસો માસ;  
શરદ પૂનમની રાતડી, ચંદ્ર ચડ્યો આકાશ.  
એવામાં હરિ આવિયા, વૃન્દાવનને ચોક;  
મોરલીમાં વેદ વજાડિયા, તે સુણિયા ત્રિલોક.  
અષ્ટકુળ પર્વત ડોલિયા, ડોલિયા નવકુળ નાગ; ૫  
મોર બપૈયા બોલિયા, સાંભળતાં તે રાગ.  
જાતાં વળતાં થંભિયાં, નદીઓ કેરાં નીર;  
વછ ને બાળ વલંભિયાં, પીતાં પીતાં ખીર.  
ખગમૃગ શ્રવણ ધરી રહ્યાં, તરણ ન વંદે ગાય;  
ઠારે ઠાર ઠરી રહ્યાં, મુખચારો મુખમાંય. ૧૦  
પવન રહ્યો મૂરઝાઈને, મુનિવર મૂક્યાં ધ્યાન;  
વળી રહ્યાં વલભાઈને વહેતાં ગગન વિમાન.  
વા નવ લે વનવેલડી, પ્રગટ થયાં ફળફૂલ;  
વેંધાઈ નીકળી વણબેલડી, અબળા સૌ કુળ-શૂળ.  
મોહી મોરલીના તાનમાં, વ્યાકુળ થઈ વ્રજનાર; ૧૫  
એકેએક નિશાનમાં હીંડે હારોહાર.  
નાકે ઓગનિયા આણિયા, નેપુર પહેર્યાં હાથ;  
મોર શ્રવણમાં સમાણિયા, કાંકણીઓ પગ સાથ.  
સેંથે કાજળ સારિયાં, નયને સારિયાં સિંદૂર;  
સગાં કુટુમ્બ વિસારિયાં, સાગર સરિતા પૂર. ૨૦

અવળાં આભરણ પહેરિયાં, અવળાં ઓઢિયાં ચીર;
અવળાં ઓઢચાં લહેરિયાં, ભૂલી શુદ્ધ શરીર.

**સ્વાધ્યાય**

૧. મોરલીની અસર કુદરત ઉપર શી થઈ તે વર્ણવો.

૨. મોરલી સાંભળતાં વ્રજનારીઓએ શું શું કર્યું અને તેમણે ઘરેણાં કેવી રીતે પહેર્યાં તે જણાવો.

૩. આવાં બીજાં કોઈ કાવ્યો તમે જાણતા હો તો તેની નોંધ કરો.

# નાનો – કુબેર – પ્રેમાનંદ સ્વામી

[ **થાળ** — બપોરે ને સાંજે મંદિરોમાં થાળ ધરાવે છે ને પછી સૌ જમે છે. એની પછવાડે ભાવના એ છે કે કોઈ પણ વસ્તુ પોતાના ઇષ્ટ-દેવને સમર્પણ કર્યા સિવાય તેનો પોતે ઉપયોગ કરવો નહિ. આ ભાવના તો ભાવનાને ઠેકાણે રહી, ને દેવને નામે માલપાણી ઉડાવવાની સુંદર યુક્તિ આપણા ઉદરંભર પૂજારીઓના હાથમાં આવી ગઈ એમ કોઈ કહે, તો તેનો વિરોધ કરવો મુશ્કેલ થઈ પડે. પણ આપણે તો અહીં કવિતા સાથે કામ છે. આપણા કવિઓએ તો શુદ્ધ ભાવનાથી પ્રેરાઈને થાળની કાવ્યપ્રસાદી આપણને આપી છે. જોવાનું એ છે કે માણસ પ્રભુને પણ પોતા સરખો માણસ જ બનાવી દે છે. પોતે જે રાતદિવસ ખાય પીએ છે એની જ પોતાના પ્રભુને પણ નવાજેશ ધરે છે. નાનાના કાવ્યમાં આજીજી કેટલી બધી છે! અને લાડ પણ! પોતાના વહાલા બાળકને જે લાડકોડથી ખવડાવે એ જ લાડકોડથી ભગવાનને પણ ખાવા તેડે છે.... ત્યારે, કુબેરમાં વળી ખુમારી છે. ભાવે તો ઢેબરું ખાવા આવજે. મારે ઘેર ઢેબરું મળશે, ભાવશે? બત્રીસાં ભોજન અને તેત્રીસાં શાકની એવના હોય તો મારે ઉંબરે ચડશો નહિ. અને દહીંનું દડબું કેટલા તોરથી મૂકે છે! જાણે મોટું દિલ્હીનું રાજ આપી દેતો ન હોય. અને શહેરના વિદ્યાર્થીઓને જરીક જણાવી લઈએ કે કાળંગડીનાં કાળાં બિયાં ભાડ-ભૂંજાને ત્યાંથી શેકેલાં મળે છે તે ભલે સારાં લાગતાં હોય, પણ એનું શાક કાંઈ હસીને ખાવા જેવું હોતું નથી. આપણો કુબેર કહે છે કે કાળંગડાંનું

શાક છે. તમે ખાતા હો તો ઠીક, એટલે કે ન ખાતા હો તો શાકના નામના હાથ ધોઈ નાખજો. અને ખાતા હો તો? હું શાક રાંધીને આપીશ એમ આશા ન રાખશો. કાચું કરડવા માટે સમારીને આપીશ એ આશા પણ ખોટી. પાલવે તો પેલો સામે વેલો દેખાય ત્યાંથી તોડી લાવો ને માંડો ભરવા બચકાં. આ 'કુબેરો' કેટલો મસ્ત છે એ આ સાત લીટીના સાદા ગુજરાતી કાવ્યમાંથી જોવાનું છે. આપણે એને કહીશું કે, "અલ્યા 'ભવાનદાસના ભાઈ,' તને કાળંગડાં તોડવા જતાં પગ દુખતા હતા, તો તારા ભાઈ ભવાનદાસને ભગવાન વતી એટલી તસ્દી આપવી હતીને?"

આપણા કવિઓ કાવ્યને છેડે પોતાનું નામ લાવે છે એમાં કોઈ અભિમાન ન જુએ. એ તો પ્રણાલિકા પ્રમાણે નામ લાવતા એટલું જ. ને તે પણ કેટલી નમ્રતાથી? 'દાસ નરસૈંયો,' 'બાઈ મીરાં,' 'અખો સોનારો,' 'ભટ પ્રેમાનંદ,' 'દાસ દયો' એમ નમનતાઈથી નામ અંદર મૂક્યાં હોય છે. પોતાને કવિ પ્રેમાનંદ કે સંત મીરાં એમ કહેવરાવવા કોઈ મથતું નથી. કોઈ પોતાના નામની જોડે ગુરુનું નામ પણ વણી લે છે. 'નિરાંત મંછારામ શરણે'માં નિરાંત પોતાના ગુરુને માન આપે છે. ભટ્ટ વલ્લભ પોતાના ભાઈ હરિનું નામ સાથે મૂકે છે: 'વલ્લભ હરિ ફરી કહે છે કરગરી.' પ્રસિદ્ધ મરાઠી કવિ ગડકરીએ 'ગોવિન્દાગ્રજ' (ગોવિન્દનો મોટાભાઈ—આગળ જન્મેલો) એવું ઉપનામ રાખ્યું હતું. કુબેરે પણ પોતાના ભાઈનું નામ પોતાની રચનામાં વણવાનું પસંદ કર્યું છે.

ત્રીજો થાળ પ્રેમાનંદ સ્વામીનો છે. તેમાં કુબેર કરતાં જુદી જ વાત નજરે પડે છે. શી સાહ્યબી ને શો ઠઠેરો છે! આ દેશનું પાકશાસ્ત્ર કેટલું ખીલેલું છે એનો અનુભવ થાય છે. પણ કવિએ માત્ર પકવાન્નની યાદી જ આપી નથી, તેના વર્ણનમાં એક પ્રકારની કોમળતા અને લાડ છે. લીટીએ લીટીએ ઘરગથ્થુપણાનું વાતાવરણ જામતું જાય છે. ગુજરાતી જીવનના સર્યાભર્યા વૈભવનું ગૌરવભર્યું વર્ણન આ કાવ્યમાંથી મળી રહે છે. પણ નાનાની કઢીના 'સઈડકા'ની ને કુબેરના પેલા 'દહીંના દડબા'ની વાત તો જુદી જ.

૧. ૫. આપણી આગળ ચિત્ર ખડું થાય છે. ઘી જરીક પીરસે છે તેનું વર્ણન છે. પોતે પીરસે ને સામું માણસ 'ના, ના, ના!' 'થયું!' 'થયું!' એમ કહે તો પણ પીરસ્યે જાય એ પિરસણનો લહાવો છે. આ

લીટી આપણા ગૃહજીવનનો અચ્છો ચિતાર રજૂ કરી દે છે. દેવોને બહાને મનુષ્યજીવનની રસમય વિગતો કવિઓ કેવી રીતે ગાય છે એનો પણ આ નમૂનો છે. ૭. **સંસેક** — જરીએક. (?) ૧૨. ભટકા માટે અનાજ ભરડવા કોઈને કહે છે. બધું જાણે આપણી નજર આગળ બની રહ્યું છે. ૧૪. **પાંચકણીની** — પાંચ જાતનાં અનાજ ભેગાં કરીને. 'પંચકણી' પણ કહે છે. દાળની ત્રણ જાત હોય ત્યારે 'ત્રેવટી' કહે છે. પંચકણીનો લોટ જ બનતા લગી સાધુ બાવાઓ કને હોય છે. ચપટી માગવા જાય ત્યારે જેને જેનો લોટ આપવો હોય તે આપે, સાધુ નો બધો એક જ ઝોળીમાં ભેગો કરે.

૨. ૪. **ફૂમતડેલ** — જેને ફૂમતાં - ફૂલનાં છોગાં - ઊડે છે એવી. ૫. સીધા આવીને પાટલે બેસી જવાનું નથી. થોડોક સ્વાશ્રય પણ કરવો પડશે. ૬. **વાહી** — આછાં આછાં ચોપડીને. 'હાથ વાહીને' એમ પ્રયોગ થાય છે. સુકાઈ ન જાય તે માટે ચીકટ લગાડીને મૂકી રાખે છે. બાજરીનાં 'બે' ટેબરાં સાત લીટીમાં બે વાર તો એણે ગણાવ્યાં!

૩. ૨. **શેરડીઓ** — શેરીઓ. (સરખાવો: 'શેરી વળાવી સજ કરું, ઘેર આવોને; આંગણિયે વેરું ફૂલ, મારે ઘેર આવોને.' — દયારામ) ૪. **મળિયાગરે** — મલયગિરિ પર જે થાય છે તે ચંદન વડે. ૧૦૧. **ચળુ** — હાથ ધોવા તે.]

## થાળ

### ૧

મારે ઘેર આવજો માવા, મઠાં ને કોદરી ખાવા.
કઢીમાં તો કર બોળીને, સૈડકા સૈડાસૈડ;
સુખડું મીઠું થાય રે માવા, પ્રીતે પાપડ કડેડ. મારે૦
આંબલીની તો કઢી કરી છે, માંહી મઠાંની દાળ;
છાંટો નાખું શામળા, તું તો ભાણા સામું ભાળ. મારે૦ ૫
ભાવના ભૂખ્યા છો ભૂધરજી, ગુણ મને લાગ્યા;
સંસેક પેલા સુદામાના તાંદુલ તમે ખાધા. મારે૦
કાંગ માટે કહાનજી તમે વિપ્રને કીધો રાજી;
કરમાબાઈનો કૂર ખાધો, ખાધી વિદુરની ભાજી. મારે૦

શરમાઓ તો શામળા, તમને મારા સમ; ૧૦
એકાંતે આવો એકલા, કોઈ નથી બીજું અન્ય. મારે૦
ભૈડકાનો તો ભાવ થયો છે, ભૈડકું ઝીણું ભઈ;'
મોળી છાશમાં માવજી રે, તું નાનું કેરું કઈડ. મારે૦
પાંચકણીની પૂરી કીધી, પાશેર મેલ્યું દૂધ;
નાનાના સ્વામી જમી ઊઠીને, કરજો કૂદાકૂદ. મારે૦ ૧૫
—નાનો

૨

મારે ઘેર આવજો માવા, ભાવે તો ઢેબરું ખાવા.
બાજરીનાં બે ઢેબરાં કીધાં, તળિયાં તાતે તેલ;
તલ પાપડ ને કોચલી માંહીં, દહીંનું દડબું મેલ. મારે૦
મારા ખેતરમાં લોંબડી પાકી, આવી કૂમતડેલ;
કાળંગડીનું શાક ખાઓ તો, ઓ દીસે છે વેલ. મારે૦ ૫
બાજરીનાં બે ઢેબરાં કીધાં, ઘીએ મેલ્યાં વાહી;
કર જોડીને કહે કુબેરો, ભવાનદાસનો ભાઈ. મારે૦
—કુબેર

૩

અવિનાશી આવો રે, જમવા કૃષ્ણ હરિ;
શ્રીભક્તિ-ધર્મ-સુતરે, જમાડું પ્રીત કરી.
શેરડીઓ વાળી રે, ફૂલડાં વેર્યાં છે;
મળિયાગરે મંદિર રે, લીંપ્યાં લેર્યાં છે.
ચાખડીઓ પહેરી રે, પધારો ચટકંતા; ૫
મંદિરિયે આવો રે, પ્રભુજી લટકંતા.
બાજોઠે બેસારી રે, ચરણ કમળ ધોઉં;
પામરીએ પ્રભુજી રે, પાવલિયા લોહું.

ફુલેલ સુગંધી રે, ચોળું શરીરે;
હેતે નવરાવું રે, હરિ ઊને નીરે. ૧૦
પહેરાવું પ્રીતે રે, પીતાંબર ધોતી;
ઉપરણી ઓઢાડું રે, અતિ ઝીણા પોતી.
કેસર ચંદનનું રે ભાલે તિલક કરું;
વંદન કરી વિષ્ણુ રે, ચરણે શીશ ધરું.
ઉર હાર ગુલાબી રે, ગજરા બાંધીને; ૧૫
નીરખું નારાયણ રે, દૃષ્ટિ સાંધીને.
શીતળ સુગંધી રે, કળશ ભર્યા જળના;
ઉલેચ બાંધ્યા છે રે, ઉપર મલમલના.
કંચન બાજોઠે રે, બિરાજો બહુનામી;
પકવાનને પીરસી રે, થાળ લાવું સ્વામી. ૨૦
મોતૈયા લાડુ રે, સેવૈયા સારા છે;
તમ કાજ કર્યા છે રે, લાખણશાઈ પ્યારા છે.
મગદળ ને સેવદળ રે, લાડુ દળના છે;
ખાજં ને ખુરમાં રે, ચૂરમાં ગોળનાં છે.
જલેબી ઘેબર રે, બરફી બહુ સારી; ૨૫
પેંડા પતાસાં રે, સાટા સુખકારી.
મરકી ને મેસૂર રે, જમો જગવંદનજી;
સૂતરફેણી છે રે, ભક્તિનંદનજી.
ગગણ ને ગાંઠિયા રે, ગુંદવડાં વહાલા;
ગુલાબપાક જમજો રે, ધર્મ તણા લાલા. ૩૦
એલાયચી દાણા રે, ચણા છે સાકરિયા;
ગુંદરપાક સુંદર રે, જમજો ઠાકરિયા.
ટોપરાપાક ટાઢો રે, સકરપારા સારા;

ખારેક ને દ્રાખમાં રે, નાખ્યાં લવિંગ મરી.
કેરાં ને કરમદાં રે, તળી છે કાચલીઓ; ૮૫
ખીલાં બહુ સારાં રે, વાંસ ને ગરમરિયો.
પંખાળીના ભાતમાં રે, સુંદર સુગંધ ઘણો;
એલાયચીનો પીરસ્યો રે, આંબા-મોર તણો.
મેં કઠણ કરી છે રે, દાળ હરિ તૂરની;
પાતળી પીરસી છે રે, દાળ મસૂરની. ૯૦
મગ ને અડદની રે, કરી છે ધોઈને;
ચોળા ને ચણાની રે, ઘીમાં કરમોવીને.
દાળ ને ભાત જમજો રે, તમને ભાવે છે;
ચતુરાઈએ જમતાં રે, પ્રીત ઉપજાવે છે.
દહીં ને ભાત જમજો રે, સાકર નાંખી છે; ૯૫
દૂધ ને ભાત સારુ રે, સાકર રાખી છે.
દૂધની તર સાકર રે, ભાત જમો પહેલાં;
સાકર નાંખીને રે, દૂધ પીઓ છેલા.
જે જે કાંઈ જોઈએ રે, તે કહેજો અમને;
કાંઈ કસર કરો તો રે, મારા સમ તમને. ૧૦૦
જીવન જમીને રે, ચળુ કરો નાથ;
ચંદન ગારે શું રે, ધોવરાવું હાથ.
તજ એલચી જાયફળ રે, જાવંત્રી સારી;
કાથો ને ચૂનો રે, સારી સોપારી.
નાગરવેલીનાં રે, પાન લાવી પાકાં; ૧૦૫
ધોઈને મૂક્યાં છે રે, અનોપમ છે આખાં.
માંહી ચૂરણ મેલી રે, બીડી વાળી છે;
લલિત લવિંગની રે, ખીલી રસાળી છે.

મુખમાં હું મેલું રે, બીડી પ્રીત કરી;
આરતી ઉતારું રે, પ્રભુજી ભાવભરી. ૧૧૦
ફૂલ સેજ બિછાવું રે, પોઢે પ્રાણપતિ;
પાલવિયા ચાંપું રે, હેડે હરખ અતિ.
થાળ ગાયો પ્રીતે રે, ધર્મકુળ મુગટમણિ;
આપો પ્રેમાનંદને રે, પ્રસાદી થાળ તણી.

—પ્રેમાનંદ સ્વામી

**સ્વાધ્યાય**

૧. નાના અને કુબેરાના થાળની શરૂઆત સરખી છે છતાં બંનેમાં શો ફેર છે? બંને 'થાળ' પોતપોતાની રીતે આપણને આકર્ષે છે. એનાં કારણ શોધી શકશો?

૨. પ્રેમાનંદ સ્વામીના 'થાળ'માં ગુજરાતની સાહ્યબીનું કેવું દર્શન થાય છે તે બતાવો.

૩. વીસ જાતનાં જુદાં જુદાં (૧) ફૂલ, (૨) પંખી, (૩) ઝાડ અને (૪) પશુનાં નામની યાદી કરવા પ્રયત્ન કરો.

૪. ત્રણે થાળ વાંચતાં વાંચતાં નજર આગળ ચિત્રો કેટલાં ખડાં થાય છે એ તપાસો. દૃષ્ટિ સામેથી ખસે જ નહિ એવાં ચિત્રો કયા કવિએ દોર્યાં છે?

## નરભેરામ

[જૂના કવિઓમાં નરભેરામ એના નીતિના છપ્પાથી વખણાય છે. પણ ઠાવકા હાસ્યથી એણે થોડીક કવિતા લખી છે એ ઓછી રસદાયક નથી. નરભેરામ 'નિત્યે પૂનમે' ડાકોર દર્શને જતો. તેમાં એક વાર પણસોરા ગામ પાસે પોતે લૂંટાયો. લૂંટાવામાં મોટી બહાદુરી કરી હોય તેમ તેનું રસિક અને આબેહૂબ વર્ણન એણે આપ્યું છે. પોતાને બીક લાગી એ કબૂલ કરતાં એને નાનમ લાગતી નથી. અને પાઘડી આંચકી લેવામાં આવતાં માથું બોડું થયું, પછેડી પણ પડાવી લીધી, એ બધું વર્ણન કેટલી તટસ્થતાથી અને રસથી એણે કર્યું છે! જાણે કોઈ બીજા પર ગુજરી હોય ને પોતે તો સલામતીમાં બેઠા બેઠા ઠંડે પેટે મલકાતો મલકાતો વર્ણન કરતો ન હોય! આ જ આ કાવ્યની ખૂબી છે. જ્યારે

જોયું કે બધું લૂંટાઈ જવાનું, ત્યારે પોતે સામેથી જ દાન કરતા હોય એમ નરભેરામ 'જે જોઈએ તે માગી લોને, ના કહ્યાનો નેમ' કહીને ઊભા રહે છે. અંદરથી પાકી ખાતરી છે કે, મોઢામાં જીભ સાજી છે તો ડાકોરવાળાની કૃપા થયા વગર રહેવાની નથી (જુઓ લીટી ૧૮). પણ આ વાત એ કેટલી હાસ્યરસિકતાથી મૂકે છે? એ તો કહે છે કે, ડાકોરવાળાની ઇચ્છા થઈ હશે કે આ નરભાનાં જૂનાં લૂગડાં લઈ લઈને નવાં કરાવી આપવાં. સાચા ભક્તોની શ્રદ્ધા કેવી હોય છે તે આ સરળ પણ મર્માળા શબ્દોમાંથી જોવા મળે છે. પણસોરા ગામના લોકો વહાર કરી લૂંટારાને પકડવા ઇચ્છા કરે છે. નરભો ના કહે છે. કેમકે દર પૂનમે પોતાને તો ડાકોર જવાનું થતું, તેમાં કોઈ વાર ચોર લોકો ખાર રાખી જાન લઈ લે. ગામલોકોએ બેચાર દિવસ નરભાને રાખ્યો. શા માટે? હરિના ગુણ ગાવા. પરિણામે નરભાને નામે બાજરી લખાવા માંડી. પાંચ દિવસના કીર્તન પછી બાર મણ બાજરી નરભો કમાયો. આટલી બધી બાજરી ઉપાડતાં વેઠિયાઓને આકરું પણ પડયું. નરભો કહે છે કે આપણે તો પાર મેલ્યો. એટલે કે પોતે લેવામાં નહિ પણ દેવામાં શૂરો હતો. બાજરીમાંથી ઘણીખરી વહેંચી દીધી હશે.

૧. **ધોળાં**—ધોળ રાગનાં પદ. ૨. **બ્રાહ્મણ**—નરભેરામ પોતે. ૪. જુક્તિ કરીને જોડો પડાવી લીધો. **ઠાકોર**—ચોર. (કોળીને માટે કટાક્ષમાં માનવાચક શબ્દ વાપર્યો છે.) ૫. **ભાંજ**—તમાકુ. ૯. **દોટી** અને ૧૩. **ચોખાની**—ખાસ જાતના કાપડનાં નામ. ૧૫. **પણસોરા**—ગામનું નામ.]

## લુટાયા વિષે

ઘરમે ધોળાં નિત્યે ગાઈએ, ડાકોરવાળો ડાહ્યો વ્હાલા;
આંબા તળેથી બે જણ ઊઠયા, બ્રાહ્મણ દેખી ધાયો વ્હાલા.
'ઊભો રહે અલ્યા બ્રાહ્મણ તું તો,' ત્યારે લાગી બીક વ્હાલા;
જુગત કરીને જોડા લીધો, ઠાકોર રે છે ઠીક વ્હાલા.
'ભાંજ આપને ભાંજ આપને,' એવું આવી કહે છે વ્હાલા; ૫
અચરજ સરખું મુજને ભાસ્યું, લૂગડાં તો ઝટ લે છે વ્હાલા.
પાઘડીને પહેલી લીધી, માથું કરિયું બોડું વ્હાલા;

હીંડી હાલી ઠાકોર આવ્યા, પાસે નહોતું ઘોડું વ્હાલા.
દોટીમાં શું એવું કહીને, પછેડી પણ લીધી વ્હાલા;
જૂનાં લઈને નવાં આપશે, કૃપા હરિએ કીધી વ્હાલા. ૧૦
જે જોઈએ તે માગી લોને, ના કહ્યાનો નેમ વ્હાલા;
હાથપગને દોરી તુંબડી, રહી છે કુશળ ખેમ વ્હાલા.
ચોખાનીનો કકડો પહેર્યો, સર્વ દાન કરીને વ્હાલા;
ઉમળકો આણીને સોંપ્યું, નરભે તો હરિને વ્હાલા.
જૂનાંપૂનાં વસ્તર મારાં, લાજ રહી તે માટે વ્હાલા; ૧૫
રામકૃષ્ણ ગોવિંદ કરતા, ચાલ્યા ઊભી વાટે વ્હાલા.
લોક મળે તે એવું પૂછે, કહે બ્રાહ્મણ ક્યાં લૂંટયો વ્હાલા;
જીહ્વા મુખમાં સાજી છે તો, છોગાળોજી ત્રૂઠ્યો વ્હાલા.
નાને ભડકે દિવાળી ને, મોટે ભડકે હોળી વ્હાલા;
જન નરભાનાં વસ્તર લીધાં, લોક કહે છે કોળી વ્હાલા. ૨૦
પણસોરાને ચોરે આવ્યા, ખબર કરી છે ખાંતે વ્હાલા;
બ્રાહ્મણ પટેલ દેસાઈ કહે, 'ભગત રહો નિરાંતે વ્હાલા.'
દ્વારકાં દેસાઈને જોરે, ભાઈએ કરિયું જોર વ્હાલા;
'દો રણશિંગ વહાર કરોને, ઝાલી લાવો ચોર વ્હાલા.'
નરભો કહે એવું નવ કરવું, સમજાવ્યા નિરવાણ વ્હાલા; ૨૫
નિત્યે પૂનમે મારે જાવું, ખોશો મારા પ્રાણ વ્હાલા.
પછેડી તો તુર્ત મગાવી, હાથ ભરીને લીધી વ્હાલા;
જૂનાં લઈને નવાં આપ્યાં, કૃપા હરિએ કીધી વ્હાલા;
બે ચાર દિવસ જો રહો તો, બાજરી લખાય વ્હાલા;
જન નરભાને હેતે રાખ્યો, ગુણ હરિના ગાય વ્હાલા. ૩૦
પાંચે દિવસ કીરતન કરિયાં, બાજરી થૈ મણ બાર વ્હાલા;
વેઠિયાનાં મન દુખાયાં, નરભે મેલ્યો પાર વ્હાલા.

### સ્વાધ્યાય

૧. નરભેરામ લૂંટાયાની હકીકત સવિસ્તર લખો.

૨. પોતે લૂંટાતા હતા છતાં કવિને એ બાબત મનમાં ગભરામણ નથી તેનાં કારણ શાં સમજાય છે?

૩. કોઈ લૂંટનું કે એવી કોઈ આફતનું તમારા અનુભવનું હોય તો સાચું અથવા કલ્પિત વર્ણન લખો.

## દયારામ

[ દયારામ કવિની ગરબીઓ પ્રખ્યાત છે. તેમની ગરબીઓમાં સરળતા અને મીઠાશ છે. વાણી સીધી અને રસભરી છે. ઘણી વાર તે દાખલા આપી પોતાની વાત ઠસાવે છે. 'શ્યામ રંગ' એ ગરબી છે. તેમાં કાળા રંગની તમામ વસ્તુઓને છોડી દેવાનો ગોપીનો નિશ્ચય રજૂ કર્યો છે. કૃષ્ણમાં છે તેવું તે ચીજોમાં પણ કપટ હશે એવી માન્યતાથી એ નિશ્ચય કરાયો છે. પણ છેવટે કવિ કહે છે કે, મુખથી ભલે નીમ લીધો, મન એ પ્રમાણે વર્તવા ક્યાં તૈયાર છે? 'જે કોઈ પ્રેમઅંશ૦' અને 'ચિત્ત તું શીદને ચિંતા ધરે?' એ બે પદો છે. દયારામ બોધનાં અને ભક્તિનાં પદ પણ ગરબી જેટલી જ મીઠાશવાળાં રચી શકતા તેના એ નમૂના છે.

૨. ૨. **જરે**—પચે. ૩. **પાખે**—સિવાય. કહેવાય છે કે સિંહણનું દૂધ સોનાના પાત્રમાં જ ટકે. બીજા વાસણને ફોડી આરપાર નીકળે. ૬. **સોમવેલી**—સોમવલ્લીમાંથી કાઢેલો સોમરસ ઋષિઓ વેદના વખતમાં પીતા એવું વર્ણન છે. પણ તે શું, એ વિદ્વાનો નક્કી કરી શક્યા નથી. ૭. **વગરવંશી**—વંશ વગરનાને, હલકી વર્ણના માણસને (?)

૩. ૩. **પરે**—દૂર. (પરું=દૂર.) ૮. પ્રભુ જે રીતે શ્રીફળમાં પાણી પહોંચાડે છે એ રીતે, આપણી પાસે પણ કોઈ વસ્તુ આવવાની હશે તો સહેજે આવશે. ૯. કહે છે કે હાથી કોઠું ગળી જાય તે પછી જ્યારે એ બહાર આવે છે ત્યારે પણ આખું ને આખું જ હોય છે, પણ ભાંગો તો અંદર ગર્ભ ન મળે. અંદરનો ગર્ભ હાથી કોઈ રીતે ખાઈ જાય છે ને ઉપરનું કોચલું એમ ને એમ રહે છે. કવિ કહે છે કે, તું બધી બાજુથી તારી માલમતાને સાચવવા કરીશ, પણ બહારથી બધું અકબંધ લાગતું હશે છતાં અંદરથી પ્રભુ સારવસ્તુને ઉપાડી લેશે. પેલા કોઠાનું હાથી કરે છે તેમ જ તો! ૧૨. **સુખ સંચે**—સુખનો સંચય કરે.]

### ૧. શ્યામ રંગ

શ્યામ રંગ સમીપે ન જાવું,
　　મારે આજ થકી શ્યામ રંગ.　　ટેક.
જેમાં કાળાશ તે સહુ એકસરખું,
　　સર્વમાં કપટ હશે આવું.　　મારે૦
કસ્તૂરીની બિંદી તે કરું નહિ,　　૫
　　કાજળ ન આંખમાં અંજાવું.　　મારે૦
કોકિલાનો શબ્દ સુણું નહિ,
　　કાગવાણી શુકનમાં ન લાવું.　　મારે૦
નીલાંબર કાળી કંચુકી ન પહેરું,
　　જમનાનાં નીરમાં ન નાહવું.　　મારે૦ ૧૦
મરકત મણિને મેઘ દૃષ્ટે ન જોવાં,
　　જાંબુ વંતાક ન ખાવું!　　મારે૦
દયાના પ્રીતમ સાથે મુખે નીમ લીધો,
　　પણ કહે મન, પલક ના નિભાવું. મારે૦

### ૨. જે કોઈ પ્રેમઅંશ અવતરે

જે કોઈ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે૦ ટેક
સિંહણ કેરું દૂધ હોય તે સિંહણ-સુતને જરે;
કનકપાત્ર પાખે સહુ ધાતુ ફોડીને નીસરે.　પ્રેમરસ૦
સક્કરખોરનું સાકર જીવન ખરના પ્રાણ જ હરે;
ક્ષારસિંધુનું માછલડું જ્યમ મીઠા જળમાં મરે. પ્રેમરસ૦　૫
સોમવેલીરસ-પાન શુદ્ધ જે બ્રાહ્મણ હોય તે કરે;
વગરવંશીને વમન કરાવે, વેદવાણી ઊચરે. પ્રેમરસ૦
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે તદપિ અર્થ ના સરે;
મત્સ્યભોગી બગલો મુક્તાફળ દેખી ચંચુ ના ભરે. પ્રેમરસ૦

એમ કોટી સાધને પ્રેમ વિના પુરુષોત્તમ પૂંઠ ન ફરે; ૧૦
દયા પ્રીતમ શ્રીગોવરધનધર પ્રેમ-ભક્તિએ વરે. પ્રેમરસ૦

### ૩. ચિત્ત, તું શીદને ચિંતા ધરે ?

ચિત્ત, તું શીદને ચિંતા ધરે ? કૃષ્ણને કરવું હોય તે કરે. ટેક
સ્થાવર જંગમ જડ ચેતનમાં માયાનું બળ ઠરે;
સમરણ કર શ્રીકૃષ્ણચંદ્રનું, જન્મમરણ જાય પરે. કૃષ્ણને૦
તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે ?
ધણીનો ધાર્યો મનસૂબો હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણને૦ ૫
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, સૂર તેવો નીસરે. કૃષ્ણને૦
થનાર વસ્તુ થયા કરે, જ્યમ શ્રીફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણી પેરે જાશે, જ્યમ ગજ કોઠું ગરે. કૃષ્ણને૦
જેનું જેટલું જે જ્યમ કાળે, તે તેહને કર ઠરે; ૧૦
એમાં ફેર પડે નહીં કોઈથી, શીદ કુટાઈ તું મરે ? કૃષ્ણને૦
તારું ધાર્યું થતું હોય તો, સુખ સંચે, દુઃખ હરે;
આપપણું અજ્ઞાનકુળ એ, મૂળ વિચારે ખરે. કૃષ્ણને૦
થાવાનું અણચિંતવ્યું થાશે, ઉપનિષદ ઓચરે,
રાખ ભરોંસો રાધાવરનો, દયા શીદને ડરે. કૃષ્ણને૦ ૧૫

### સ્વાધ્યાય

૧. લીલા રંગ પરથી મન ઊઠી ગયું હોય તો કઈ કઈ લીલી વસ્તુઓનો ત્યાગ કરવાનું સૂઝે ?

૨. નરસિંહ મહેતાનું 'જે ગમે જગતગુરુ દેવ જગદીશને' એ પદ મેળવી 'ચિત્ત, તું શીદને ચિંતા ધરે' સાથે સરખાવો.

૩. 'જે કોઈ પ્રેમઅંશ અવતરે' એ પદમાં બીજા દાખલા ઉમેરવા પ્રયત્ન કરો.

૪. ત્રણમાંથી એક કાવ્ય મોઢે કરો. તમારી પસંદગી માટે કારણ બતાવી શકશો ?

# દલપતરામ

[ કવિ દલપતરામ ડાહ્યાભાઈ—'ક. દ. ડા.'નું નામ ગુજરાતમાં ઘેરઘેર જાણીતું હતું. એ કવિ બાળક અને અભણ માણસો પણ સમજી શકે એવી સરળ વાણીમાં કવિતા કરતા. એમણે અનેક વિષયો ઉપર લોકોને આનંદ સાથે શિખામણ મળે એ રીતની કવિતા કરી છે. મોટી મોટી સભાઓને એ પોતાના કાવ્યથી રિઝાવી શકતા તેથી એમની કવિતાને 'સભારંજની' કહે છે.

અલેક્ઝાન્ડર કિન્લાક ફાર્બસ એ કવિ દલપતરામના ખાસ મિત્ર હતા. ફાર્બસ અમદાવાદમાં કલેકટર હતા એવામાં એમને ગુજરાતી પિંગળ અને ઇતિહાસ શીખવનાર માણસની જરૂર પડી. તે કામ દલપતરામને મળ્યું. ત્યાર પછી એ બંને વચ્ચે મિત્રતાનો સંબંધ થયો ને બહુ વધ્યો, જેનું વર્ણન 'ફાર્બસવિલાસ'માં કવિએ કર્યું છે. ફાર્બસ ગુજરાતના ઇતિહાસના ને સાહિત્યના મોટા કદર કરનારા હતા. તેમણે આપણા જૂના ઇતિહાસનો 'રાસમાળા' કરીને અમૂલ્ય ગ્રંથ લખ્યો છે, અને અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અને મુંબઈની ફાર્બસ સભા જેવી ગુજરાતી સાહિત્ય માટે પ્રવૃત્તિ ચલાવતી સંસ્થાઓ સ્થાપી છે. આવા મિત્રનું મૃત્યુ થતાં કવિના હૃદય પર ભારે આઘાત થયો. અને એના પરિણામે 'ફાર્બસવિરહ' એમણે ગાયો. તેમાંથી થોડીક કડીઓ જ નીચે આપી છે.

બાળકડાં 'સાહેબકાકા' કહી કોને બોલાવશે, સાબરમતી તારી ગતિ કેમ ધીમી થઈ છે, એ પ્રશ્નો આપણાં હૃદયને હલાવે એવા છે. અને 'પૂછો જઈ ચકોરને', 'પામીશ પત્રો, પીંપળા', વગેરે સાદા દોહરામાં કવિએ પોતાની વ્યથા કેવી ઠાલવી છે! ઉમર વધતી ગઈ અને ધીમે ધીમે બીજા મિત્રો અને લેખકોનાં મૃત્યુ થયાં ત્યારે પણ દલપતરામે પોતાનો શોક આવા જ એક અસરકારક દોહરામાં પ્રગટ કર્યો હતો :

નવલ ગયો, નર્મદ ગયો, ગયો મહીપતરામ,
દિલગીર દલપતરામ છે, ઠાલો દેખી ઠામ.

૧. **તદનંતર** — તે પછી. ૭. **શાકા** પડવા — ભારે દુઃખ પડવું. (લોકપ્રયોગ) ૮. **ફૂલખંડી** — ફૂલકણી. ૧૨. **રખીદાસ** — માતર તાલુકા (જિ. ખેડા)ના સિંહુજ ગામનો પાટીદાર, જેણે ગુમાન બારોટને ખાસ

મોકલી અમદાવાદ-ગોમતીપુરથી કવિ શામળ ભટને પોતાને ત્યાં તેડ્યા હતા અને તેમને માનપાનથી રાખી પસાયતું પણ કાઢી આપ્યું હતું. ૧૪. **કવીશ્વરતા** — કવીશ્વરપણું. દલપતરામને યુવાન વયથી જ 'કવીશ્વર'નો ઇલકાબ મળ્યો હતો. સહુ એમને કવીશ્વર જ કહેતાં. ૧૫. **સાભ્રમતી** — સાબરમતી. (सा-તેણી. भ्रमती-ભમતી. વાંકીચૂકી જે વહે છે તે. પણ આ વ્યુત્પત્તિ સાચી નથી. 'શ્વભ્રવતી' એ શબ્દમાંથી 'સાબરમતી' શબ્દ આવ્યો છે. શ્વભ્ર=કોતર. કોતરોવાળી નદી. ઉપરવાસ મોટાં કોતરો છે.) ૧૬. **વિરતિ** — વૈરાગ્ય. **વીરી** — બહેન. કવીશ્વરના કવિપુત્ર નાનાલાલે આ શબ્દનો પછીથી સારો પ્રચાર કર્યો છે. ૨૮. **વિપાક** — પરિણામ. ૩૦. **અક્ષિકા** — આંખ. અક્ષિ=આંખ. 'ક' (સ્ત્રીલિંગમાં 'કા') લગાડવાથી નાનું એવો અર્થ થાય છે. દા. ત., બાળ-ક એટલે નાનું બાળ. નાની-ઝીણી આંખ કહી છે, તે કદાચ પોતાને આંખનો વ્યાધિ હતો (જેને પરિણામે થોડાં વરસ અંધાપો પણ રહેલો) એ કારણથી હશે. ૩૩. **મિત્ર** — (૧) સૂર્ય, (૨) દોસ્ત. ૪૧. કેટલાક કહે છે કે પ્રભુ મૃત્યુ પામેલાંઓને ફરી જીવતા કરે છે, પણ . . . .

**અલંકાર** — પહેલી લીટીમાં નંતર, અંતર, રંતર, એ સરખા અવાજના શબ્દો આવે છે તેને **ઝમક** (સં. यमक) કહે છે. પંક્તિ ૨૪માં પહેલા છ શબ્દ 'વ'થી શરૂ થાય છે તેને **વર્ણસગાઈ** કહે છે. વર્ણ=અક્ષર. જુઓ શ્રી પૂજાલાલ કૃત "વસંત" ઉપરની નોંધ.]

## ફાર્બસવિરહ

તે મુજ મિત્ર ગયો તદનંતર અંતર દુઃખ નિરંતર આવે,
જાતું રહ્યું સુખ તો શત જોજન, ભોજનભાવ ભલે નવ ભાવે;
તેની છબી જ તરે નજરે; કદી એક કલાક ન છેક છુપાવે,
કષ્ટ-કથા, દલપત્ત કહે, કહું કોણ કને? દુખ કોણ કપાવે?
પૂછો જઈ ચકોરને, પૂછો જળચર કાય, ૫
કાં તો પૂછો કમળને: સ્નેહી ગયે શું થાય?
કોણ હવે કરશે પ્રતિપાલન, સંકટના પડતાં શિર શાકા?
કોણ દિવાળીદિને દિલ પ્યારથી મોકલશે ફૂલખંડી ફટાકા?
મિષ્ટ મીઠાઈ નવાઈની ચીજ અને વળી ઉત્તમ અંચળતાકા?

મિત્ર, હવે મુજ બાળકડાં કહેશે જઈ કોણુને 'સાહેબકાકા' ?
ગુણુગ્રાહક વિક્રમ ભોજ ગયા, કવિતા તણી કિંમત જે કરતા,
પ્રથિરાજ અને ઇન્દ્રજિત ગયો, રખીદાસ ગયો રસનો ધરતા;
સરદાર ગયા શુભ ફાર્બસ સાહેબ જે સઘળા ગુણુ સંઘરતા;
શુભનામી જવા થકી ખામી પડી, કરવી શું નકામી કવીશ્વરતા.

સુણુ સતી સાભ્રમતી, ધીમી કેમ ધારી ગતિ, ૧૫
વિરતિની મતિ કેમ રાખી મારી વીરી તેં ?
કેમ થયું કૃશ અંગ, ક્યાં ગયા તારા તરંગ,
સંગ હતા દાદુર તે દૂર કર્યા શી રીતે ?
બંને બાજુ ઓઢેલાં લીલાં રુચિર ચીર હતાં,
ચિત્તમાં શી ચિંતા ચઢી, ચીર નાખ્યાં ચીરી તેં ? ૨૦
ઉદાસી દીસે છે આમ, દાખે દલપતરામ,
ફારબસ ગયો તેથી લીધી શું ફકીરી તેં ?

મિત્ર તણો પત્ર જ્યારે તત્ર થકી અત્ર આવી
પ્રાપ્ત થતો મને પ્રેમપૂરણુ ઘણાકનો;
વાંચી વાંચી વાળું વળી વાંચવાની વૃત્તિ થાય, ૨૫
અતિશય એવી અર્થરચના અથાકનો;
દોસ્તી ચિત્ર દેખરેખ, તેમાં નહિ મીનમેખ,
લાયક છે લેખ જાણું પ્રેમના વિપાકનો;
લઈ સંકેલાય નહિ, તથા તજ્યો જાય નહિ,
અક્ષિકાની આગળથી કાગળ કિન્લાકનો. ૩૦

પામીશ પત્રો, પીંપળા, નહિ તું થઈશ નિરાશ !
મિત્ર જતાં મારે થયો પ્રૌઢ પાનખર માસ.
અરે કમળ, કરમાય કાં ? મળશે કાલે મિત્ર !
મિત્રમળણુ આશા મટી, દુખ મુજ દેખી વિચિત્ર.

છેટું પડયાથી છ માસ જતા, છૂટતું સુખ, શોકથી છાતી છવાતી,
પત્ર મળે નહિ તો, દલપત્ત, અધીરણીથી નહિ ધીર ધરાતી,
ઊઠતી આંચ અચાનકમાં, નિજ થાનકમાં પણ થીર ન થાતી,
ફાર્બસ મિત્ર જતાં નથી ફાટતી, છેક કઠોર ઠરી મુજ છાતી.

દિન ગણતાં ગત માસ, માસ ગણુત વરસે ગયું,
નિશ્ચય થઈ નિરાશ, કઠોર બનિયું કાળજું. ૪૦
કંઈક કહે, મહારાજ મૂઆં મનુષ્ય જગાડશે,
એ દિન ક્યાંથી આજ, મળિયે ફાર્બસ મિત્રને.

## સ્વાધ્યાય

૧. આમાંથી તમને કઈ કડી-કડીઓ ગમે છે? શા માટે ગમે છે?
૨. સાબરમતી શા માટે ઉદાસ છે?
૩. કવિ કાગળ મળ્યાની વાત કરે છે એ દૃશ્ય ભજવવા પ્રયત્ન કરો.
૪. કોઈ પણ વીસ લીટી મોઢે કરો.
૫. 'ઝમક' અને 'વર્ણસગાઈ'નાં આ અને બીજાં કાવ્યમાંથી પાંચ પાંચ દૃષ્ટાંત આપો.

# નર્મદાશંકર

[દલપતરામ જૂની અને નવી કવિતા વચ્ચેના પુલરૂપ ગણાય છે, તો નર્મદથી નવી કવિતાની શરૂઆત થતી લેખાય છે. 'પ્રેમશૌર્ય'ના કવિ તરીકે મશહૂર આપણા આ કવિએ દેશભક્તિ, શૌર્ય અને કુદરત-વર્ણનનાં અનેક સરસ કાવ્યો આપ્યાં છે. એમાંથી બે અહીં ઉતાર્યાં છે. ગુજરાતનું રાષ્ટ્રગીત થઈ પડ્યું હોય એવું 'ગરવી ગુજરાત' નર્મદનું ઘણું જાણીતું કાવ્ય છે. એની પ્રથમ પંક્તિ જ જુઓ. કેવી ઉમળકાભરી શરૂઆત! અને 'જયં જય ગરવી ગુજરાત!'નો મંત્ર તો જાણે નર્મદે ગુજરાતને આપેલો અમર વારસો છે. ગુજરાતની નદીઓ, ગુજરાતની સીમાઓ, ગુજરાતનો ગૌરવભર્યો ઇતિહાસ, એ બધું બહુ થોડા પણ પ્રાણવાન શબ્દોમાં વર્ણવી, કવિ ગુજરાતના ભાવિનું અતિ કોડભર્યું ચિત્ર દોરે છે. કવિનું એ સ્વપ્ન આજના ગાંધી-યુગના ગુજરાતે થોડે ઘણે અંશે સિદ્ધ કર્યું છે ખરું? એનો પ્રેમશૌર્ય અંકિત ધ્વજ આજે ગુજરાતના વ્યોમમાં ઝળહળે છે ખરો? કેટલે અંશે એની એ બધી ભવિષ્યવાણી સાચી પડી છે?]

## જય જય ગરવી ગુજરાત!

જય જય ગરવી ગુજરાત!
જય જય ગરવી ગુજરાત!
દીપે અરુણું પરભાત.
ધ્વજ પ્રકાશશે ઝળળળળ કસુંબી, પ્રેમશૌર્ય અંકિત,
તું ભણવ ભણવ નિજ સંતતિ સહુને પ્રેમભક્તિની રીત—
ઊંચી તુજ સુન્દર જાત,
જય જય ગરવી ગુજરાત!
ઉત્તરમાં અંબા માત,
પૂરવમાં કાળી માત,
છે દક્ષિણ દિશમાં કરંત રક્ષા, કુંતેશ્વર મહાદેવ, ૧૦
ને સોમનાથ ને દ્વારકેશ, એ પશ્ચિમ કેરા દેવ,
છે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત!
નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય,
વળી જોય સુભટનાં જુદ્ધ રમણ ને રત્નાકર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો દે આશિષ જયકર;
સંપે સોહે સહુ જાત,
જય જય ગરવી ગુજરાત!
તે અણહિલવાડના રંગ, ૨૦
તે સિદ્ધરાજ જેસંગ;
તે રંગથકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે માત!
શુભ શકુન દીસે, મધ્યાહ્ન શોભશે, વીતી ગઈ છે રાત;
જન ઘૂમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત!

# વન-વર્ણન

[ 'જય જયગરવી ગુજરાત !' નર્મદની રાષ્ટ્રભક્તિનો આપણને ખ્યાલ આપે છે તો 'વન-વર્ણન' નર્મદના પ્રકૃતિ-કાવ્યનું એક સારું ઉદાહરણ છે. વર્ણન સાદું અને સરળ છે, અને એની ખૂબી વારંવાર વાંચ્યાથી સારી રીતે સમજાશે. 'ગાતી કુંજ ધીમે જ સૂરે,' 'રૂપ સારંગી વાગે,' વગેરે અતિ કાવ્યમય વાક્યો આ કાવ્યમાં ઠેર ઠેર વેરાયેલાં પડ્યાં છે. આ સંગ્રહમાંનાં બીજાં પ્રકૃતિ-કાવ્યો સાથે આને સરખાવતી વખતે એ યાદ રાખવાની જરૂર છે કે, નર્મદને તો જ્યાં રસ્તા ન હતા ત્યાં રસ્તા કરવાના હતા, જ્યારે તેની પછીના કવિઓ માટે તો ધોરી રાજમાર્ગો થઈ ચૂક્યા હતા. અને આમ છતા નર્મદનું આ કાવ્ય બીજાં એ પ્રકારનાં ઉત્તમ કાવ્યોની હારમાં સરસ રીતે સ્થાન લઈ શકે એવું છે.

૩૫. **દિનાંત સીમા**—દિવસને અંતે, સાંજ પૂરી થાય તે સમયનું ઝળઝળું. ૩૬. **પોકળી**—ખાલી જગ્યા. ]

(માલિની)

સરસ પવન ટાઢો મંદ વાસિત આવે,
સફળ વસતું અંગે હોંશ આનંદ લાવે;
વન ઉપવન સંધાં દીસતાં રમ્ય રંગી,
નવલ જ અનુરાગે પ્રાણીઓ છે ઉમંગી.
વિધ વિધ વિધ રંગે ફૂલડાં શોભી બહેકે, ૫
ઊંચી નીચી ઘટ પત્રે વેલીઓ ખૂબ લહેકે;
મધુર રસ ફળો તે સર્વને પાસ તેડે,
વળી મીઠું પચરંગી પંખીઓ ગાય કોડે.
વિવિધ ફૂલલતાએ ખીલતા માંડવાઓ,
તરુણ તરુતણા છે ડોલતા છાંયડાઓ; ૧૦
હરખથી નર માદા પંખી ઝૂલે હીંડોળે,
મધુરસ સુખ તે લે ભાગ્યશાળી જ હોયે.
પરવતતણી ટોચે મોર કોયલ આંબે,
મધુર રવ કરે છે ધન્ય સાદે જ લાંબે;
દિવસ સુરખી મારે કુમળે સૂર્યતાપે, ૧૫

નિરમળ શશિયોગે રાત તો રમ્ય લાગે.
અતિશ ગરમ કિરણે સૂર્ય સંધે પ્રકાશે,
મૃગજળ બહુ ભાસે ક્ષારવાળી જગાએ;
સખત લૂ વરસે ને ચોદિશા શૂન્ય થાયે,
નદી સરવરકેરાં પાણી સુકાઈ જાયે. ૨૦
બહુ ડર ઉપજાવે ખેતરો તો તપેલાં,
ઘર મૂકી કરવા તે રે પ્રવાસો ન સ્હેલા;
અતિશય ઉકળાટો વાદળી તાપ લાવે,
શ્રમ સહજ કરંતાં લોક થાકી જ જાયે.
ખૂબ લટકતી આંબે દીસતી કેરીઓ ને, ૨૫
અવર ફળ ઘણાંયે દે રસો મિષ્ટ મોંને;
હરિત ગુરુ તરુઓ શોભતાં પાતરાંથી,
સુખ સરવ જીવોને આપતાં છાંયડાથી.
પરવતની તળેટી તેથી થોડેક દૂરે,
સુણું અટકતી ગાતી કુંજ ધીમે જ સૂરે; ૩૦
સરખી મધુર ચૂં ચૂં કૂપ-સારંગી વાગે,
છરર પડતું પાણી નિર્મળું રમ્ય લાગે.
ચરી કરી વળતું તે પાછું ગોવારું જોઉં,
રૂડું કરતું જ બેં બેં ટોળું ઘેટાનું જોઉં;
વળી રમણીય જોઉં થંડ દિનાંત સીમા, ૩૫
રસ પીઈ બની કેફી રે શમું પોકળીમાં.

### સ્વાધ્યાય

૧. ગુજરાતની સીમાઓ વર્ણવો.

૨. ગુજરાતને લગતાં આપણાં બીજાં કાવ્યોની યાદી કરો.

૩. જે પ્રેમશૌર્ય નર્મદ ઝંખતો હતો તે ગાંધીજીએ પોતાના જીવન દ્વારા ગુજરાતને શીખવી બતાવ્યું છે એવું તમને લાગે છે? કઈ રીતે?

૪. નર્મદે કરેલું વન-વર્ણન ગદ્યમાં આપો.

૫. 'વન-વર્ણન'માંથી જે જે વર્ણનો તમને સરસ લાગ્યાં હોય તેમ જ જે પંક્તિઓ ગમી હોય તેનો ઉલ્લેખ કરો.

## નરસિંહરાવ

[સ્વ. શ્રી. નરસિંહરાવનાં ઘણાં જાણીતાં કાવ્યોમાંનું આ એક છે. વાણી દ્વારા કેવું સુન્દર ચિત્ર ખડું કરી શકાય તેનો આ કાવ્ય સરસ નમૂનો છે. ઓછા શબ્દોમાં અનેક વિગતો કવિએ એમાં ભરી છે. વ્યોમનો ભૂરો વિશાળ મંડપ, સરોવરમાંની મૃદુ લહરીઓ, દૂર દૂર સુધી ફેલાયેલું નિઃસીમ વિજન રાન, તેની પાર જોઈ રહેલો સરોવરમાં ઊભેલો બરફ જેવો ઊજળો બગલો, અને જળમાં પડેલી તેની સુરેખ છાયા — આ બધું એટલું તો ચિત્રમય છે કે એક વાર વાંચતાં જ એનું આબેહૂબ ચિત્ર આપણા મનમાં ચીતરાઈ રહે છે. આવું સુન્દર દૃશ્ય કવિને કેવી ઊંડી પ્રેરણા આપે છે તે તો કવિના શબ્દોમાં જ આપણે જોવું રહ્યું. એ શબ્દો છેલ્લી ચાર પંક્તિઓમાં સરસ રીતે ગૂંથાયા છે.

૬. **જ્યાં ભૂમિ વિરામી** — ક્ષિતિજ. ગુજરાતીમાં ક્ષિતિજ સ્ત્રીલિંગમાં વપરાય છે, પણ શ્રી. નરસિંહરાવ સંસ્કૃતના ઊંડા અભ્યાસી હતા, અને સંસ્કૃતમાં એ શબ્દ નપુંસકલિંગમાં વપરાય છે તેથી તેમણે આ કાવ્યમાં સંસ્કૃતના નિયમ પ્રમાણે એ શબ્દ વાપર્યો છે. જુઓ પંક્તિ ૧૦. ૧૧. **સિન્ધુ** — અહીં ભાવિ કાળના અર્થમાં.]

### સરોવરમાં ઊભેલો બગ

ભૂરો મોટો ઉપર વ્યોમ-મંડપ તાણેલો,
સરવરમાં મૃદુ લહર પવન નચવે શી પેલો !
એમાં આ ઊજળો બરફ શો બગ ઊભેલો,
ને યોગમ સૂકું રાન પડ્યું જેનો નહિ છેડો;
તે મૂકીને પાર નજર બગ નાંખે લાંબી, ૫
કરીને ઊંચી ડોક, જુએ જ્યાં ભૂમિ વિરામી,
ને વળી તેની પાર ઊંડા નભમાંહી નિહાળે,
નવ લેખે નિજ છાંય પડી જે જળમાં મહાલે.
હું પણ આ જગરાન મહીં ઊભો રહી ઝાંખું
જીવન કેરું ક્ષિતિજ, દૃષ્ટિ વળી ઊંડી નાંખું, ૧૦

નાંખી નીરખું જે દૂર સિન્ધુ પડિયો ફેલાઈ,
ને ન ગણું નિજ છાંય પડી જે આ સ્થળ માંહી.

**સ્વાધ્યાય**

૧. બગલો ક્યાં અને કેવી રીતે ઊભો છે તે વર્ણવો.

૨. અનંત વિસ્તારનું સૂચન આ કાવ્યની કઈ પંક્તિઓમાંથી થાય છે તે જણાવો.

૩. બગલાની નજર કઈ વસ્તુ ઉપર નથી? એ ઉપરથી કવિ કયો સાર તારવે છે?

## મણિશંકર ભટ્ટ–'કાન્ત'

['મારી કિસ્તી' સ્વ. કાન્તની પ્રસિદ્ધ થયેલ કવિતાઓમાંથી સૌથી પહેલી પ્રસિદ્ધ થઈ હતી. કિસ્તી એટલે હોડી. સંસારને સમુદ્ર કલ્પી પોતાની જાતને તેમાં તરતી હોડી માનવાની કલ્પના જૂની છે. એ જૂની કલ્પનાનો આશરો લઈ કવિ કહે છે કે, 'સંસારરૂપી સમુદ્ર ઘણો સખત છે, એમાં તો નસીબ હોય તો જ ઊગરી જવાય, તો આવા તોફાનમાં મારી કિસ્તીની શી દશા થશે?' ધ્રુવપદે આવતું ચરણ 'ઝુકાવી છે મેં કિસ્તી' વારંવાર આવવાથી કાવ્યના ભાવને વધુ પુષ્ટ કરે છે, અને એ દૃષ્ટિએ આ ધ્રુવપદની પસંદગી કરવામાં કવિએ ખૂબ વિવેક વાપર્યો છે એમ સહેજે આપણા ધ્યાન ઉપર આવે છે.

૯. **અન્ય દશા જોઈ રહત**—આ પંક્તિમાં અન્યને દશાના વિશેષણના અર્થમાં નથી લેવાનું, પણ કોઈ બીજી વ્યક્તિના અર્થમાં લેવાનું છે. મારી જગાએ કોઈ બીજું હોત તો આ તોફાની દશા જોઈ ડરી જાત અને ધીમે ધીમે અને સંભાળથી ગતિ કરત. ૧૫. **સફરનો હતો......થયાં વરસ**—સફરનો ચસ્ક-શોખ હતો છતાં આટલાં બધાં વરસ ઝુકાવ્યા વિના કેમ બેસી રહ્યો!]

### મારી કિસ્તી

નવ સૂઝે ઉપાય કંઈ, ડોલાય મારી કિસ્તી!
આવા તોફાનમાં જરૂર ડૂબશે મારી કિસ્તી!
ભવ-સમુદ્ર છે સખત,
બચે જો કો લખ્યું લખત,

સહસા તોયે આ વખત ઝુકાવી છે મેં કિસ્તી! ૫
અજાણ્યો છું જોકે, અગર,
નથી દીઠું બીજું નગર;
વિચાર કંઈ કર્યો વગર ઝુકાવી છે મેં કિસ્તી!
અન્ય દશા જોઈ રડત,
ધીમે ધીમે ગતિ કરત;
પણ અરે! આ તો તરત, ઝુકાવી છે મેં કિસ્તી!
દેખી નહીં શકું અંદર,
કેમ દેખું ત્યારે બંદર,
મોજાં તોફાનીની અંદર, ઝુકાવી છે મેં કિસ્તી!
સફરનો હતો ચરસ, ૧૫
ગણતો'તો ઘણી સરસ,
દીસે ઘણાં થયાં વરસ! ઝુકાવી છે મેં કિસ્તી!
નવ સૂઝે ઉપાય કંઈ, ડોલાય મારી કિસ્તી!
આવા તોફાનમાં જરૂર ડૂબશે મારી કિસ્તી!

[–પૂર્વાલાપ]

## સ્વાધ્યાય

૧. આ પ્રકારનાં ગુજરાતી કે હિન્દી કોઈ કાવ્ય તમે સાંભળ્યાં હોય તો તેની પ્રથમ પંક્તિ લખો.

૨. પોતાની કિસ્તી ઝુકાવતી વખતે કવિના મનમાં શી શી મૂંઝવણો જાગે છે તે જણાવો.

૩. કિસ્તી ઝુકાવી છે તે વખતે કુદરત અનુકૂળ નથી એવું બહુ જોરદાર સૂચન કઈ પંક્તિઓમાંથી મળે છે?

૪. સફર કરવાની ઇચ્છા તો લાંબા વખતથી હતી પણ ઝુકાવવું રહી ગયું હતું, એ ભાવ કઈ પંક્તિઓમાં છે?

૫. કવિએ કવિતા લખવાની શરૂઆત કરી તે ઘટનાને આ કાવ્ય લાગુ પડે ખરું? તો સમુદ્ર, તોફાન વગેરે રૂપકો શાને લાગુ પાડશો?

# બળવન્તરાય ઠાકોર

[ 'અસલનેરનાં નૂર' શ્રી. બળવન્તરાય ક. ઠાકોરનું એક જાણીતું કાવ્ય છે. અસલનેર શબ્દ એમણે પોતે યોજ્યો છે—અમલનેર, બિકાનેર, ચાંપાનેરની જેમ, એનો અર્થ અસલનો અથવા પ્રાચીન, પુરાતન દેશ. એ આખું કાવ્ય આપણા હિન્દ દેશને લાગુ પડી શકે એમ છે. દુનિયાના જૂનામાં જૂના દેશમાંનો એ એક. સૌથી જૂના દેશ મિસર, બૅબિલોન, ચીન, ક્રીટ અને હિન્દ. એમાં જૂનાં મિસર, બૅબિલોન અને ક્રીટ તો ક્યારનાં નાશ પામ્યાં. વળી પાછળથી ઊભાં થયેલાં પ્રાચીન ગ્રીસ, રોમ વગેરે પણ નાશ પામ્યાં. પણ ચીન અને હિન્દ હજુ જીવે છે એટલું જ નહિ, પણ એમના જીવનમાં ફરીથી નવજીવનની ભરતી આવતી દેખાય છે. એવા આપણા એ અસલ વતનની જયગાથા ગગન ગજવતા સૂરે, ઊછળતા ઉરે ગાવા કવિ આપણને ઉદ્બોધન આપે છે. અને એ માદરેવતન માટે ઉમળકો કેમ ન આવે? કારણ કે, સગા ભાઈની જેમ એમાં જુદી જુદી કોમો એકસંપથી રહે છે; સત્તા, દ્રવ્ય, ગરીબાઈ અને દુર્બળતાનાં અનિષ્ટોથી એમાં લોકો મુક્ત છે. અને એનો ભૂતકાળ તો જુઓ! કેવો ગૌરવપૂર્ણ અને તેજસ્વી છે! જ્યાં તેના જ્ઞાનના તેજથી મુગ્ધ બની રંક ભિક્ષુકના ચરણો રાજા સેવતા આવ્યા છે, જ્યાં વાલ્મીકિ જેવા ભિલ્લ મહર્ષિપદને પામી લોકોના પૂજ્ય બની શકે છે, જ્યાં રહીદાસ જેવા મહાર તેમની ભક્તિને કારણે સન્ત તરીકે પૂજાય છે, એવા એ ભૂતકાળના ગૌરવથી ભરેલા દેશમાં સમાજવ્યવસ્થા પણ કેવી આદર્શ છે! જ્યાં મહાજનની—લોકસત્તાની મીઠી આણ સહુ કોઈ, ગરીબ કે તવંગર, અમીર કે ફકીર, માથે ચઢાવે છે, જ્યાં આછાં શહેરો અને અસંખ્ય ગામોમાં વિદ્યા, કળા અને કસબની રેલ છલકાઈ રહી છે, એવો આ આપણો પુરાતન દેશ તો ખરેખર માનવ-રૂપી ઉદ્યોગી, સંપીલી મધમાખોથી ભરેલો સંસ્કૃતિનો રસ-છલકાતો, સાત્ત્વિક મધપૂડો જ છે! આપણા દેશ માટે આવા ઉચ્ચ આદર્શની ભાવના સેવતું આ કાવ્ય એની પ્રત્યેક પંક્તિમાં ઊંચા પ્રકારના કાવ્યતત્ત્વથી ભર્યું છે. એનું વારંવાર ગુંજન એ જ એના માધુર્યના આસ્વાદ માટેનો સરસ માર્ગ છે.

૫. **એક-દૂધ મનુકુલ** — માનવજાત જ્યાં 'એક-દૂધ' બને છે. 'એક-દૂધ' એટલે એક જ માતાનું દૂધ પીનાર સગાં ભાઈબહેન. એટલે મનુષ્યો જ્યાં સગાં ભાઈબહેનની જેમ સંપ અને હેતથી રહે છે. અહીં

માતૃભૂમિને માતા તરીકે સમજવાની છે. ૯. **રંક નર્યા હેવાન** — ગરીબાઈ જ્યારે મનથી સ્વીકારી હોય છે ત્યારે પરમ સદ્દગુણ બને છે, પણ જ્યાં આવી પડી હોય છે ત્યાં માણસને કેટલીક વાર નર્યા પશુ જેવા જંગલી બનાવી દે છે. જેમ કે, ખૂબ ગરીબ લોકોમાં છાકટાપણું, ચોરી વગેરે જે જોવામાં આવે છે તે તેમની ગરીબાઈએ તેમનામાં 'જન્માવેલું પશુપણું છે. અસલનેરમાં રંક લોક છે, પણ તે આવા પશુપણાથી મુક્ત છે. ૧૦. **બાન** — ગુલામ, દાસ. સામાન્ય રીતે, યુદ્ધમાં પકડાયેલા કેદી જેમને ગુલામ બનાવવામાં આવ્યા હોય, તે બાન કહેવાય છે. **૧૭. દ્રષ્ટા** — જોનાર, ઋષિ. વેદના ઋષિઓએ સત્ય જોયું અને સુન્દર, પ્રતિભાભરી વાણીમાં તે વ્યક્ત કર્યું એથી તે દ્રષ્ટા કહેવાયા. આજે પણ રવિબાબુ જેવા મોટા કવિ માટે દ્રષ્ટા શબ્દ વાપરી શકાય. ૨૭. **સાત્ત્વિકરસ-લયલીન** — આ સમાસ મધપૂડાના વિશેષણ તરીકે વપરાયો છે. એ મધપૂડો તે અસલનેર. આ આખા સમાસમાં પ્રત્યેક વિશેષણ સાભિપ્રાય વપરાયું છે. સાત્ત્વિક શબ્દ હૃદયના ગુણને વ્યક્ત કરે છે. સત્ત્વ, રજસ્ અને તમસ્ એવા વસ્તુના સ્વભાવના ત્રણ અંશ કલ્પ્યા છે, એમાં સત્ત્વ સૌથી ઉત્તમ. અસલનેર સાત્ત્વિક છે, તેમ રસથી ભરપૂર છે. રસ શબ્દ સાહિત્ય, કલા અને આત્માની સુન્દરતા વ્યક્ત કરે છે. લય શબ્દ સંગીતનું સૂચન કરે છે, અને લીન શબ્દ એકાગ્રતા અથવા તલ્લીનતા સૂચવે છે. એટલે કે અસલનેર-રૂપી અમારો મધપૂડો સાહિત્ય, કલા, આધ્યાત્મિક સુન્દરતા આદિ સાત્ત્વિક ગુંજનથી ભરી દેતી આદર્શ જનતા-રૂપી મધમાખીથી ભર્યો છે. આવાં સહેતુક વપરાયેલાં વિશેષણો કાવ્યના આત્મારૂપ હોય છે.]

## અસલનેરનાં નૂર

ગજવીએ ગાઈ ઉચ્છલત ઉર
અમારા અસલનેરનાં નૂર
  હિંદુ, જિન, મહમ્મદી, પારસી
  કરી જુદાઈ દૂર,
  બને જ્યાં એક-દૂધ મનુકુલ! ૫
  — અમારા અસલનેરનાં નૂર. ગજ૦

નથી જ્યાં દોલત કેરા છાક,
નથી જ્યાં સત્તામદ નાપાક,
નથી જ્યાં રંક નર્યાં હેવાન,
નથી જ્યાં દુર્બળ કેવળ બાન, ૧૦
વિદ્યા, તપ, આતમ-બળને જ્યાં
પૂજે રાજા રંક,
ભિલ્લ ઘાતકી બન્યા મહર્ષિ,
મ્હાર બન્યા જ્યાં સંત,
—પળાયા જેહ તણા ઉપદેશ ૧૫
વેદના દ્રષ્ટાથીય વિશેષ! ગજ૦ હિંદુ૦ અમા૦ ગજ૦

કુટુમ્બો જ્યાં ત્રણ પેઢી સંઘ
ભજે ભવયાત્રા તાપસ-ઢંગ,
મહાજનની જ્યાં મીઠી આણ
ધરે શિર મજૂર, શેઠ, પ્રધાન; ૨૦
શહેર આછાં છે જ્યાં સાદાં,
કુદરત નૂર ભરેલ,
ગામ અસંખ્ય વિષે જ્યાં વિદ્યા-
કસબ કલાની રેલ,
મનુનો મધપૂડો પ્રાચીન, ૨૫
સનાતન સાત્ત્વિકરસલયલીન. ગજ૦ હિંદુ૦ અમા૦ ગજ૦

### સ્વાધ્યાય

૧. અસલનેરમાં મનુકુલ એક-હૃદય કેવી રીતે બને છે?
૨. અસલનેરની સમાજસ્થિતિ વર્ણવો.
૩. અસલનેરનાં શહેરો અને ગામોનું વર્ણન કરો.
૪. આ કાવ્ય મોઢે કરો.

# અરદેશર ફરામજી ખબરદાર

[ કવિશ્રી ખબરદારે દેશભક્તિનાં ઉત્સાહ અને ઉલ્લાસભર્યાં અનેક ગીત આપણને આપ્યાં છે. એમના 'ભારતનો ટંકાર' અને તરતમાં બહાર પડેલ 'રાષ્ટ્રિકા'—એ સંગ્રહોમાં દેશપ્રીતિની કવિતા સંગ્રહાઈ છે. 'રાષ્ટ્રિકા' જેમાંથી આ કાવ્ય લેવાયું છે તેમાં એક ગુજરાતને અંગે જ 'ગુણવંતી ગુજરાત', 'હો મારી ગુજરાત', હો ગુજરાત! 'હો ગુજરાત!', 'સૌની પહેલી ગુજરાત', વગેરે અગિયાર જેટલાં ગીત છે. કવિઓને પોતાની જન્મભૂમિ વિષે ગાવાનું ગમે એ તદ્દન સ્વાભાવિક છે. તેમાં કવિશ્રી ખબરદારે આયુષ્યનાં ઘણાં વર્ષો વ્યવસાય અંગે ગુજરાતથી દૂર ગાળેલાં છે, એટલે એમનું કવિહૃદય વારંવાર ગુજરાત તરફ કેમ વળે છે એ સહેજે સમજાશે. જ્યાં એક ગુજરાતી વસતો હોય, જ્યાં ગુજરાતી ભાષા બોલાતી હોય, ત્યાં ગુજરાત જ છે, એવો બુલંદ માતૃભક્તિનો અવાજ ગુજરાતથી દૂર રહેલ કવિહૃદયમાંથી ઊઠે છે. ગુજરાતની ઉદ્યોગ-પરાયણતાનું પણ સાથે સાથે કવિશ્રીએ ગૌરવ કર્યું છે.

આ સાથે ઉપર સૂચવેલાં કવિશ્રીનાં કાવ્યો જોવા ઉપરાંત નર્મદનાં 'જય જય ગરવી ગુજરાત', 'કોની કોની છે ગુજરાત?', નાનાલાલનું 'ધન્ય હો ધન્ય જ પુણ્ય પ્રદેશ, અમારો ગુણિયલ ગુર્જર દેશ' એ ગીત, ચંદ્રવદન મહેતાનું 'ગુજરાત' અને ઉમાશંકર જોષીનું 'ગુજરાત મોરી મોરી રે', એમાંથી જે કોઈ કાવ્યો મળી શકે તે જોવા પ્રયત્ન કરવો. ]

## સદાકાળ ગુજરાત

(રાગ આશાવરી—લાવણી)

૧

જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!<br>
જ્યાં જ્યાં ગુજરાતી બોલાતી, ત્યાં ત્યાં ગુર્જરીની મહોલાત.<br>
ઉત્તર દક્ષિણ પૂર્વ કે પશ્ચિમ,<br>
જ્યાં ગુર્જરના વાસ;<br>
સૂર્યતણાં કિરણો દોડે ત્યાં      ૫<br>
સૂર્યતણો જ પ્રકાશ:

જેની ઉષા હસે હેલાતી, તેનાં તેજપ્રફુલ્લ પ્રભાત!
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!

૨

ગુર્જર વાણી, ગુર્જર લ્હાણી
ગુર્જર શાણી રીત; ૧૦
જંગલમાં પણ મંગલ કરતી
ગુર્જર ઉદ્યમપ્રીત;
જેને ઉર ગુજરાત હુલાતી તેની સુરવન તુલ્ય મિરાત;
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!

૩

કૃષ્ણ, દયાનંદ, દાદા કેરી ૧૫
પુણ્યવિરલ રસભોમ;
ખંડ ખંડ જઈ ઝૂઝે ગર્વે—
કોણ જાત ને કોમ!
ગુર્જર ભરતી ઊછળે છાતી, ત્યાં રહે ગરજી ગુર્જર માત;
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત! ૨૦

૪

અણકીધાં કરવાનાં કોડે,
અધૂરાં પૂરાં થાય;
સ્નેહ, શૌર્ય ને સત્યતણા ઉર
વૈભવરાસ રચાય:
જય જય જન્મ સફળ ગુજરાતી! જય જય ધન્ય અદલ ગુજરાત!
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!

[રાષ્ટ્રિકામાંથી]

**સ્વાધ્યાય**

૧. 'સદાકાળ' ગુજરાત શા માટે?

૨. આ કાવ્યની જોડે બીજું કોઈ પણ ગુજરાતને લગતું એક કાવ્ય સરખાવો.

# અરદેશર ફરામજી ખબરદાર

[ કવિશ્રી ખબરદારે દેશભક્તિનાં ઉત્સાહ અને ઉલ્લાસભર્યાં અનેક ગીત આપણને આપ્યાં છે. એમના 'ભારતનો ટંકાર' અને તરતમાં બહાર પડેલ 'રાષ્ટ્રિકા'—એ સંગ્રહોમાં દેશપ્રીતિની કવિતા સંગ્રહાઈ છે. 'રાષ્ટ્રિકા' જેમાંથી આ કાવ્ય લેવાયું છે તેમાં એક ગુજરાતને અંગે જ 'ગુણવંતી ગુજરાત', 'હો મારી ગુજરાત', હો ગુજરાત ! 'હો ગુજરાત !', 'સૌની પહેલી ગુજરાત', વગેરે અગિયાર જેટલાં ગીત છે. કવિઓને પોતાની જન્મભૂમિ વિષે ગાવાનું ગમે એ તદ્દન સ્વાભાવિક છે. તેમાં કવિશ્રી ખબરદારે આયુષ્યનાં ઘણાં વર્ષો વ્યવસાય અંગે ગુજરાતથી દૂર ગાળેલાં છે, એટલે એમનું કવિહૃદય વારંવાર ગુજરાત તરફ કેમ વળે છે એ સહેજે સમજાશે. જ્યાં એક ગુજરાતી વસતો હોય, જ્યાં ગુજરાતી ભાષા બોલાતી હોય, ત્યાં ગુજરાત જ છે, એવો બુલંદ માતૃભક્તિનો અવાજ ગુજરાતથી દૂર રહેલ કવિહૃદયમાંથી ઊઠે છે. ગુજરાતની ઉદ્યોગ-પરાયણતાનું પણ સાથે સાથે કવિશ્રીએ ગૌરવ કર્યું છે.

આ સાથે ઉપર સૂચવેલાં કવિશ્રીનાં કાવ્યો જોવા ઉપરાંત નર્મદનાં 'જય જય ગરવી ગુજરાત', 'કોની કોની છે ગુજરાત ?', નાનાલાલનું 'ધન્ય હો ધન્ય જ પુણ્ય પ્રદેશ, અમારો ગુણિયલ ગુર્જર દેશ' એ ગીત, ચંદ્રવદન મહેતાનું 'ગુજરાત' અને ઉમાશંકર જોષીનું 'ગુજરાત મોરી મોરી રે', એમાંથી જે કોઈ કાવ્યો મળી શકે તે જોવા પ્રયત્ન કરવો. ]

## સદાકાળ ગુજરાત

(રાગ આશાવરી—લાવણી)

. ૧

જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત !
જ્યાં જ્યાં ગુજરાતી બોલાતી, ત્યાં ત્યાં ગુર્જરીની મહોલાત.
ઉત્તર દક્ષિણ પૂર્વ કે પશ્ચિમ,
જ્યાં ગુર્જરના વાસ;
સૂર્યતણાં કિરણો દોડે ત્યાં ૫
સૂર્યતણો જ પ્રકાશ :

જેની ઉષા હસે હેલાતી, તેનાં તેજપ્રફુલ્લ પ્રભાત!
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!

૨

ગુર્જર વાણી, ગુર્જર લહાણી
ગુર્જર શાણી રીત; ૧૦
જંગલમાં પણ મંગલ કરતી
ગુર્જર ઉદ્યમપ્રીત;
જેને ઉર ગુજરાત હુલાતી તેની સુરવન તુલ્ય મિરાત;
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!

૩

કૃષ્ણ, દયાનંદ, દાદા કેરી ૧૫
પુણ્યવિરલ રસભોમ;
ખંડ ખંડ જઈ ઝૂઝે ગર્વે—
કોણ જાત ને કોમ!
ગુર્જર ભરતી ઊછળે છાતી, ત્યાં રહે ગરજી ગુર્જર માત;
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત! ૨૦

૪

અણકીધાં કરવાનાં કોડે,
અધૂરાં પૂરાં થાય;
સ્નેહ, શૌર્ય ને સત્યતણા ઉર
વૈભવરાસ રચાય:
જય જય જન્મ સફળ ગુજરાતી! જય જય ધન્ય અદલ ગુજરાત!
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!

[ રાષ્ટ્રિકામાંથી ]

**સ્વાધ્યાય**

૧. 'સદાકાળ' ગુજરાત શા માટે?

૨. આ કાવ્યની જોડે બીજું કોઈ પણ ગુજરાતને લગતું એક કાવ્ય સરખાવો.

૩. ગુજરાત વિષે આ કાવ્યમાંથી શું જાણવા મળે છે?

૪. ગુજરાત સાથે જે શબ્દોના પ્રાસ મળે છે તે જુદા તારવી તેમના ચોક્કસ અર્થ સમજવા પ્રયત્ન કરો.

૫. મીરાંનાં ઘણાંખરાં કાવ્યો 'પ્રભુ ગિરધર નાગર' એ શબ્દોથી ઓળખાઈ આવે છે. કવિશ્રી ખબરદારનાં કેટલાંક ગીતોને છેડે ક્યાંક 'અદલ' શબ્દ વપરાયો હોય છે; બીજા આવા દાખલા ખ્યાલમાં હોય તો જણાવો.

# રામનારાયણ વિશ્વનાથ પાઠક—'શેષ'

[*આ પ્રાર્થના છે, પણ જૂની ઢબની નથી. નવા યુગના મનોરથોને અનુરૂપ એવી આ પ્રાર્થના છે. પ્રભુ પાસે માલખજાના, મહેલઝરૂખા, વાડીવજીફા કે એવું કાંઈ માગ્યું નથી. ગમે તેવાં જોખમો વચ્ચે પણ આગળ એક ડગલું ભરવાનું, અહંતાના તળિયા પર પ્રહાર કરી અંદરથી પ્રભુતાનાં પાતાળઝરણ ફોડવાનું, અને છેવટે જીવનમાં કાંઈ જ મોટું કાર્ય થઈ ન શકે તો મરવા માટે કોઈ ભવ્ય પ્રસંગ મળી રહે—એવું આમાં પ્રભુ પાસે માગ્યું છે. એ માગણીમાં સમાયેલાં આરજૂ અને વેગ તો કાવ્ય મોટેથી વાંચતાં જ સમજાશે.*

૧–૯. ડગલું માંડવા જતાં, અનેક છૂપા ભયો જેમાં ભરેલા છે એવાં કુહર (બખોલ)માં જવું પડે છે, શરીર ઉઝરડાય છે, છતાં દગ (દૃષ્ટિ–નજર, અહીં આંખ)થી આંસુ ન ખરે એવી જીવનશક્તિ માગી છે. ૧૫–૨૪. અહંત્વ–અહંકાર–હુંપદનું તળિયું જો ફોડવામાં આવે તો અંદરથી પ્રભુની દયાનાં ઝરણ ફૂટી નીકળે ને અભર્યાં (ભરપૂર) ઊભરાય. એમાં નહાતાં મનની તુચ્છતા શમી જાય. એ પરમ કૃપાનાં જલમાં ઝીલતાં કાંઠેના દર્દુર (દેડકા—અહીં દુનિયાના ડાહ્યાઓ અથવા તો મનના ખોટા વિચારો) ભલેને 'ડ્રાંઉં! ડ્રાંઉં!' કરી ડરાવવા મથે. પણ પ્રભુની કૃપાથી દરેક જોડે નિર્ભય રીતે મળવાનું બની રહેશે. ૨૫–૩૦. જીવનનો હ્રાસ–ક્ષય થતો, નિર્બળની મશ્કરી થતી, અટકાવી ન શકું એવું ન થાય. એટલે કે એ બધું કરી શકું એમ કરજે. (બે નકારથી હકારનો અર્થ આમાં થાય છે.) છેવટની લીટીઓ કાવ્યની કલગીરૂપ છે. લેખક બીજે ઠેકાણે નવયૌવનને વંદે છે:

રૂઝવે જગના જખમો, આદર્શોને પૂરાં કરે,
ચલાવે સૃષ્ટિનો તંતુ, ધન્ય એ નવયૌવન.]

### પ્રભુ! જીવન દે

(તોટક)

પ્રભુ, જીવન દે, હજી જીવન દે!
વિપદો નિતનિત્ય નવીન નડે,
ડગલું ભરતાં કુહરે જ પડે,
કંઈ ગુપ્ત ભયો મહીંથી ઊઘડે,
વનકંટકથી તન રક્ત ઝરે, ૫
પણ તોય ન અશ્રુ કદાપિ ખરે
દૃગ, એ પડીને ફરીથી ઊપડે
પગ, એટલું હે પ્રભુ જીવન દે!
પ્રભુ, જીવન દે, નવજીવન દે!
પ્રભુ, બંધનમાં જકડાઈ ગયો, ૧૦
મુજ દેહ બધો અકડાઈ ગયો,
અવ ચેતન દે,
નવચેતન દે!
સહુ એક જ ઘાથી હું તોડી દઉં,
તલ ગાઢ અહંત્વનું ફોડી દઉં, ૧૫
તુજ વારિ વિશાલ મહીંથી ઊડે,
લઘુ પામરતા બધી માંહી બૂડે,
જલ એ ઊભરી અભર્યું જ ભરે,
પ્રભુ, એ જલમાં ઝીલવાનું જ દે!
પછી દર્દુર દીર્ઘ રવે જ ભલે ૨૦
દિનરાત ડરાઉં ડરાઉં કરે.
પણ નિર્ભય મુક્ત અસીમ જલે

ઝીલતાં જનશું મળવાનું જ દે;
પ્રભુ, ચેતન દે, નવચેતન દે.
યદિ એ નવ દે,— ૨૫
પણ જીવન ઓટ ન ખાળી શકું,
મુજ જીવન ખોટ ન વાળી શકું,
હળવે મુજ જીવનહ્રાસ થતો,
અમ નિર્બળનો ઉપહાસ થતો
જગ ટાળી શકું ૩૦
નહિ, એવું ન દે! પ્રભુ, એ કરતાં,
મુજ આયુષશેષ ય સંહરતાં,
ઘડી યૌવન જીરણ અંગ તું દે,—
પ્રભુ, જિંદગી પુણ્ય વિના ગઈ છે,
પણ ક્યાં તુજ એ કરુણા ગઈ છે?— ૩૫
બીજું ના કંઈ તો બસ આટલું દે,
જગ પાપ શું હૈં લડવાનું જ દે,
લડી પાર અને પડવાનું જ દે,
હસી મૃત્યુમુખે ધસવાનું જ દે,
ધસી મૃત્યુમુખે હસવાનું જ દે, ૪૦
જીવવા નહિ તો,
મરવા કોઈ ભવ્ય પ્રસંગ તું દે!
ઘડી એ બસ એટલું યૌવન દે;
પ્રભુ, યૌવન દે, નવયૌવન દે!

[શેષનાં કાવ્યોમાંથી]

## સ્વાધ્યાય

૧. પ્રભુ પાસે કવિ કઈ કઈ માગણીઓ કરે છે તે જણાવો.

૨. 'આવું તો હે પ્રભુ! તું મને ન દેતો!'—એમ કહી કવિ કઈ કઈ એવી બાબતોનો ઉલ્લેખ કરે છે જે તેને નથી જોઈતી?

૩. જેને મુદ્રાલેખ તરીકે વાપરી શકાય એવી કોઈ પંક્તિ કે પંક્તિઓ આ કાવ્યમાં તમને લાગે છે? જો હોય તો તેનો ઉલ્લેખ કરો.

૪. આ સાથે સ્વ. રમણભાઈની 'મુજ જીવન આ પ્રભુ! તુંથી ભરું' પંક્તિથી શરૂ થતી પ્રાર્થના અને રવિબાબુની 'કરો રક્ષા વિપદ માંહી, ન એવી પ્રાર્થના મારી' પંક્તિથી શરૂ થતી પ્રાર્થના મેળવી સરખાવજો.

## પૂજાલાલ

[આ પહેલાં વસંતનાં અનેક કાવ્યો તમે વાંચ્યાં હશે. અનેક વસંતો પણ તમે માણી હશે. એ બધા મીઠા અનુભવોનો એવા જ મીઠા શબ્દોમાં જાણે પડઘા પાડતું ન હોય એવું આ કાવ્ય છે. વસંત પહેલાં શિશિર હોય છે. કવિને પ્રથમ તો તે યાદ આવે છે. શિશિરમાં ઝાડ પાન અને આખી ધરતીની કેવી દશા હોય છે? ઝાડ ઉપરથી પાંદડાં ખરી પડયાં હોય, વેલીઓ ઉપરથી ફૂલ ખર્યાં હોય—કુદરત જાણે બધી હાડપિંજર જેવી બની ગઈ હોય! એવી શિશિરને યાદ કરી કવિ કહે છે: 'હાશ! શિર કેશ વિનાની જર્જરકાય (ખખડી ગયેલાં અંગવાળી ડોશી જેવી) શિશિર ગઈ!' અને એ તો ગઈ, પણ આવે છે કોણ? જુઓ પેલી મંગળ મુખડે મધુર મલપતી અને રંગરંગનાં ફૂલે ભરચક લીલી સાડી-વાળી, મલયાનિલના શ્વાસોચ્છ્વાસે સુગંધ-સેરો વહતી કોણ આવી રહી છે અને સોનામોરે આંબાઓ તેમ જ કેસૂડાંની લાલ ધજાએ ખાખરા કોનો સત્કાર કરી જયજયકાર વર્તાવી રહ્યા છે? આ બધા પ્રશ્નો આ કાવ્યમાંથી ઊઠે છે, અને એના ઉત્તરો પણ એમાંથી જ મળી રહે છે. કાવ્યોમાં શબ્દોની સુરાવટ સારા પ્રમાણમાં છે. એની પંક્તિઓનું વારંવાર ગુંજન થતાં શબ્દરચનાની ખૂબીઓ સ્પષ્ટ થશે.

૧૭-૧૮. આ પંક્તિઓ, વસંત ઋતુને મનુષ્યો કેવી રીતે વધાવે છે, તે દર્શાવવા કવિએ લખી છે. હોળીનો ઉલ્લેખ કરી, જે અબિલ ગુલાલ અને રંગની છોળ વસન્તમાં લોકો આનંદથી ઉડાડે છે, તેનું કવિએ સૂચન કર્યું છે, પણ એથી પણ વધુ સૂચન કવિએ 'યજ્ઞવેદી' શબ્દ વાપરીને કર્યું છે. માણસમાં આનંદ પ્રગટે છે તે સાથે બીજાને એ આનંદના સહભાગી કરવા માટે ત્યાગની ભાવના પણ જાગે છે. અને એ ભાવના સાહસ, ઉત્સવ, સેવા, મૈત્રી વગેરે પ્રવૃત્તિ દ્વારા વ્યક્ત થાય છે. એ

પ્રવૃત્તિઓ માટે કવિએ 'દિવ્ય કુસુમલક્ષ્મી' એવા શબ્દો વાપર્યા છે. એ કુસુમલક્ષ્મી આત્માની વસંતે જાગે છે. આ બન્ને પંક્તિઓ સારી રીતે સમજી લેવી.]

## વસંત

(સવૈયા)

ગઈ અમંગલ-વેશ શિશર શિર કેશ વિનાની જર્જરકાય,
મંગલ મુખડે મધુર મલપતી વસંત શી સુંદર સોહાય.
રંગરંગનાં ફૂલે ભરચક લીલી સાડી સુહાવત અંગ,
મલયાનિલના શ્વાસોચ્છ્વાસે સુગંધ-સેરો વહત અભંગ.
આંબા ઉત્તમ સોનામોરે વસંતનો કરતા સત્કાર, ૫
લાલ ધજા કેસૂડાંની લઈ ખાખર કરતા જયજયકાર.
વસંતના કર્ણાભરણાર્થે શિરીષ લાવે નાજુક ફૂલ,
કદંબ કટિમેખલા બનાવે, કુંદ કંકણો બે અણમૂલ.
લળી લળી ઓવારણ લેતી મધુમાલતી ફૂલગુચ્છ લચેલ,
મત્ત માધવી માદક ગંધતણી કરતી પથ રેલંછેલ. ૧૦
જાઈ જૂઈ શિશુના સ્મિત જેવાં કુસુમ લઈ મળવાને જાય,
બટમોગરા સમર્પે સુંદર સુમનો મઘમઘ જે મહેકાય.
કુંજ-ઘટાઓમાંથી કોકિલ વધામણાંનાં મીઠાં ગાન
કુહૂ કુહૂ સ્વરથી આલાપે પંચમ સૂરે ભૂલી ભાન.
વન ઉપવન ઉત્સવ ઊજવાતો, વિહંગ નૃત્ય કરંતાં ગાય, ૧૫
ભ્રમરવૃંદ મધુપાન કરીને ગુણગુંજન કરવા ઊભરાય,
માનવકુળની યજ્ઞવેદીએ હવન હોળીઓ હર્ષિત થાય,
એ ઉષ્માએ આત્મ-વસંતે દિવ્ય કુસુમલક્ષ્મી લહરાય.
વસંત આવો હસંત, અંતરકુંજ કરો વિમલા વિકસંત,
શોક-જર્જરિત ઇહિ-જીવનમાં રમો અમર યૌવન વિલસંત! ૨૦

[પારિજાતમાંથી]

## સ્વાધ્યાય

૧. ચિત્રો જેમ કોઈ વાર સુન્દર રેખાઓથી તો કોઈ વાર રંગોની સુન્દર મિલાવટથી ખીલે છે, તેમ કાવ્ય પણ જુદાં જુદાં કારણોથી સુન્દર બને છે. તેમાંનું એક કારણ અક્ષરોની સરસ ગોઠવણી. અક્ષરોમાં વ્યંજન અને સ્વર બન્ને આવે. અક્ષરો એકબીજામાં સરસ રીતે ભળી જાય એવી રીતે ગોઠવાયા હોય તેને વર્ણ-સગાઈ કહે છે. આ કવિતામાં એવી વર્ણ-સગાઈ ઠેર ઠેર છે. જેમકે, 'મંગળ મુખરે મધુર મલપતી વસંત શી સુન્દર સોહાય.' આમાં મ અને સ ની સુરીલી સજાવટથી એક જાતનું સંગીત નીપજતું આપણે જાણે કે અનુભવીએ છીએ. એવી જ રીતે 'લળી લળી ઓવારણ લેતી મધુમાલતી ફૂલગુચ્છ લચેલ, મત્ત માધવી માદક ગંધ-તણી કરતી પથ રેલંછેલ;' આ પંક્તિઓમાં કઈ કઈ વર્ણ-સગાઈ છે તે બતાવો, તેમ જ આખી કવિતામાંથી વર્ણ-સગાઈના જે જે દાખલા તમને નજરે પડે તે બતાવો. અનુસ્વારોના વિવેકભર્યા ઉપયોગથી મધુર બનેલી પંક્તિ કે પંક્તિઓ જો આ કાવ્યમાં તમારા ધ્યાન ઉપર આવે તો તે પણ બતાવો, અને એવી પંક્તિઓની તમારા મન પર કેવી અસર થાય છે તે જણાવો.

૨. 'વસન્ત'ને કોણે કયા કયા શણગાર સજાવ્યા? કોણે એને સંગીતથી સત્કારી? કોણે એને નૃત્યથી રીઝવી? કોણે એનું ગુણગુંજન કર્યું?

૩. 'વસંતનું સ્વાગત' એવા શીર્ષક હેઠળ એક ટૂંકું પણ કાવ્યમય વર્ણન ગદ્યમાં કરો.

૪. 'વસંત'નાં બીજાં કાવ્યો ભેગાં કરી તેનો એક નાનકડો સંગ્રહ કરો.

૫. આ કવિનાં પ્રકૃતિવર્ણનનાં બીજાં કાવ્યો જેવાં કે 'એક સવાર', 'હેમન્ત' વગેરે તમે તમારા પુસ્તકાલયમાંથી મેળવી વાંચજો.

૬. છ ઋતુઓ કઈ કઈ? તેમનાં લક્ષણો? ગમે તે એક પર નિબંધ લખો.

# કરસનદાસ માણેક

['આરતી'ની રીતે લખાયેલું 'જય જગનાથ!' આમ દેખાય છે તો આરતી જેવું, પણ એમાં કવિએ આપણા સમાજની અન્યાયી રચના ઉપર ઘણો તીખો કટાક્ષ કર્યો છે. દેવને નામે, ધર્મને નામે જે પાર વિનાનો વ્યય, અનીતિ અને અન્યાય થાય છે તે પ્રત્યેની કડવાશમાંથી આ કાવ્ય જન્મ્યું છે. શ્રી. સુન્દરમ્‌નું 'ત્રણ પાડોશી' કે એવાં અન્ય આપણાં ગીતો જોવાથી આ કાવ્યમાં રહેલાં દર્દ અને કટાક્ષ વધુ સ્પષ્ટ થશે. માણસે પોતાને હાથે દેવ સર્જ્યો. એ દેવને આસન આપ્યું પર્વત-ટોચે, જ્યારે અસંખ્ય મનુષ્યો ખીણમાં ખદબદે છે. પ્રભુને નિત અન્નના ઓડકાર આવે છે, જરકશીના જામા પહેરવા મળે છે, ત્યારે એ પ્રભુની ભક્તિ કરવાનું જેમને કહેવામાં આવે છે તેમને શું મળે છે? આમ આખા કાવ્યમાં એક તીવ્ર વિરોધનું ચિત્ર ખડું કરી મનુષ્યોના પર જ કવિ એક આકરો કટાક્ષ કરે છે કે, જીવતા જાગતા માનવ-દેવોને રઝળાવી, ભૂખે ટટળાવી, બીજા દેવોને રીઝવવામાં કંઈ માણસાઈ રહેલી છે ખરી?]

## જય જગનાથ!

### આરતી

ડુંગર ટોચે દેવ વિરાજે, ખીણમાં ખદબદ માનવકીટ;<br>
પરસેવે લદબદ ભગતો ને પ્રભુમસ્તક ઝગમગત કિરીટ!<br>
જય જગનાથ! જય જગનાથ!

અવિનાશીને અન્નકોટના આવે નિત અમૃત ઓડકાર:<br>
ખીણમાં કણ કણ કાજે મરતાં માનવ-જન્તુ રોજ હજાર! ૫<br>
જય જગનાથ! જય જગનાથ!

પ્રભુને નિત જરકશીના જામા: પલક પલક પલટાયે ચીર!<br>
ખીણના ખેડુ આબરૂ-ઢાંકણ આયુભર પામે એક લીર!<br>
જય જગનાથ! જય જગનાથ!

ખીણના ખાતર ખેડુ પૂરશે ધરતીમાં ધરબી કૃશ કાય; ૧૦<br>
ડુંગર દેવા જમી પોઢશે ઘુમ્મટની ઘેરી શીળી છાંય!<br>
જય જગનાથ! જય જગનાથ!

કીડી કણ, હાથીનો હારો: સૌને સૌનું જાય મળી;
જગન્નાથ, સૌને દેનારો: અર્ધવાણી તો આજ ફળી!
જય જગનાથ! જય જગનાથ! ૧૫
જગન્નાથનો જય પોકારો: કીડીને કણ પણ મળી રે'શે;
ડુંગરનો હાથી તો હારો, દો નવ દો, પણ લઈ લેશે!
જય જગનાથ! જય જગનાથ!

[આલબેલમાંથી]

### સ્વાધ્યાય

૧. પ્રભુ અને ભક્ત વચ્ચે કવિ કયા કયા સ્થિતિ-ફેર નોંધે છે?

૨. 'અર્ધવાણી તો આજ ફળી!' એમ કવિ શા માટે કહે છે?

૩. 'કીડી કણ, હાથીનો હારો' એમ કહી કીડી તરીકે અને હાથી તરીકે કવિ કોનું કોનું સૂચન કરે છે?

૪. કવિનો કટાક્ષ આ કાવ્યની કઈ પંક્તિમાં તેની પરાકાષ્ઠાએ પહોંચે છે?

# ઝવેરચંદ મેઘાણી

[શ્રી. મેઘાણીએ ગુજરાતની ગીતઘેલી બહેનોને ઉમંગભેર અનેક ગીતો આપ્યાં છે; જેમ શૂરવીર સૈનિકોને સંગ્રામગીતો આપવામાં પણ મણા રાખી નથી. આ કાવ્યમાં કવિએ પોતાનાં ગીતોને ફૂલની સાથે સરખાવ્યાં છે અને પોતે એ ફૂલ બહેન માટે વીણી લાવ્યા છે એનો આનંદ એમાં ગાયો છે. કેવાં છે એ ફૂલ? મોટા મોટા બગીચાઓનાં ફૂલ જેવાં તો નહિ જ. સાદાં છે, જંગલની ઝાડીઓમાંથી વીણ્યાં છે. પણ વીણવામાં કસર રાખી નથી, છેલ્લી ડાળ સુધી વીણ્યાં છે. કવિ બહેનને વીનવે છે કે એનાં રૂપરંગ જોઈ મોં મચકોડીશ નહિ. બધા દેવોને એ ફૂલ ગમતાં. ભાઈ ભાભી ભેળાં બેસીને બહેનને ચૂલ (કેશ) વેણી ગૂંથશે, એ મનોરમ ચિત્ર અંતે કવિએ આપ્યું છે...કવિ ગીતરૂપી ફૂલો માટે ઝૂંટાઝૂંટ મચવતી ગુજરાતની બહેનોને ઉદ્દેશીને જાણે કહેતા ન હોય કે, મારાં ગીત તે મોટી મોટી કલ્પનાની વાડીઓમાં ઊગેલાં નથી; હું તો દૂર ડુંગરાનો ગોવાળ—

રખડુ કવિ છું; સંસારનાં જંગલોમાં ને ઝાડીઓમાં, કાંટા અને કાંકરાવાળા મારગો પર ભમતાં જે સાદાં ગીત મને મળી રહ્યાં છે તે હું રજૂ કરું છું. અને તે તમને શોભા આપનારાં નીવડે તો તે શોભામાં મારો એટલાનો જ હાથ છે એમ ન માનશો. મારા ગૃહસંસારનો પણ એ ગીતો ગૂંથવામાં ઓછો ફાળો નથી. ૧૯. ઘોળવું — (પશુઓને) સીમમાં હાંકવાં તે. ]

મારે ઘેર આવજે બેની !
નાની તારી ગૂંથવા વેણી.

આપણા દેશમાં નીર ખૂટયાં ને સળગે કાળ દુકાળ;
ફૂલ વિના મારી બેનડી ! તારા શોભતા નો'તા વાળ.–મારે૦
બાગબગીચાના રોપ નથી બેની ઊગતા મારે ઘેર; ૫
મોગરા, ડોલર, જાઈ, ચંબેલીની મારે માથે નથી મહેર.–મારે૦
રૂપ સુગંધી હું કાંઈ નો જાણું ડુંગરાનો ગોવાળ !
આવળ, બાવળ, આકડા કેરી કાંટયમાં આથડનાર.–મારે૦
ડુંગરાની ઊંચી ટોચ ઊભેલાં રાતડાં ગુલેનાર;
સાપ-વીંટયા પીળા કેવડા હું મારી બહેન સાટુ વીણનાર.–મારે૦
પહાડ તણે પેટાળ ઊગેલાં લાલ કરેણીનાં ઝાડ;
કેસૂડલાં કેરી વાંકડી કળિયું વીણીશ છેલ્લી ડાળ.–મારે૦
ખેતર વચ્ચે ખોઈ વાળીને ફૂલ ઝીણાં ખોળીશ;
વાગશે કાંટા, ગાજશે સાવજ, તોય જરીકે ન બીશ.–મારે૦
સાંજ વેળા મારી ગાવડી ઘોળી આવીશ દોટાદોટ; ૧૫
ગોંદરે ઊભીને વાટ જોતી બેની માંડશે ઝૂંટાઝૂંટ.–મારે૦
મોઢડાં નો મચકોડજે બાપુ ! જોઈ જંગલનાં ફૂલ;
મોરલીવાળાને માથડે એ તો ઓપતાં'તાં અણમૂલ.–મારે૦
શિવ ભોળા, ભોળાં પારવતી, એને ભાવતાં દિવસરાત;
તુંય ભોળી મારી દેવડી ! તુંને શોભશે સુંદર ભાત.–મારે૦

ભાઈ ભાભી બેય ભેળાં બેસીને ગૂંથશું તારે ફૂલ;
થોડી ઘડી પહેરી રાખજે વીરનાં વીણેલ વેણીફૂલ !–મારે૦
મારે ઘેર આવજે બેની,
લાંબી તારી ગૂંથવા વેણી !

[વેણીનાં ફૂલમાંથી]

સ્વાધ્યાય

૧. કવિ પાસે ક્યાં ક્યાં ફૂલ છે અને ક્યાં ક્યાં નથી ?

૨. છેવટે 'થોડી ઘડી પહેરી રાખજે' એમ શા માટે કહ્યું છે ?

૩. આ ગીતમાં આવેલા કાઠિયાવાડ તરફના શબ્દ-પ્રયોગની નોંધ કરો.

૪. આ કાવ્યમાં એક પછી એક આવતાં ચિત્રો તપાસો. તમને કયું ચિત્ર સૌથી વધારે ગમ્યું ? શા માટે ?

## ઝીણાભાઈ રતનજી દેસાઈ – 'સ્નેહરશ્મિ'

[ આ બે કાવ્યોની લંબાઈ સરખી – ૧૪ લીટીની – છે એ તરફ ધ્યાન ખેંચશે. એવાં કાવ્યોને 'સૉનેટ' કહે છે. ગંગાતીરે બેઠેલા કોઈ યોગી વહેલા પરોઢે જુએ છે કે, કોઈ માતા મૃત બાળકને ( બાળવા માટે સગવડ ન હોઈ ) નદીમાં સરકાવી દઈ તેની ઉપરનું લુગડું ખેંચી લે છે. ( તે પણ તેની ગરીબાઈભરી હાલતને કારણે.) યોગીના હાથમાંથી માળા નીચે પડી જાય છે. જ્યાં આવી કારમી ગરીબી (દૈન્ય) હોય ત્યાં પરિબ્રહ્મનું ચિંતન કેવું ? એમ વિચારી તે આ ભૂમિને ઉગારવા ખડો થાય છે. એની વાણી આગળ દૈન્ય, હવે પોતાને અહીંથી ભાગવું પડશે, એ ડરથી ધ્રૂજે છે.

બીજા સૉનેટમાં નાખુદા – વહાણના સુકાની – નું ચિત્ર છે. શાંત સમુદ્રમાં તો સૌ કોઈ નાવ ચલાવે. પણ આ નાખુદા તો, આસપાસ મોજાં તાંડવનૃત્ય – પ્રલયનું નૃત્ય કરે છે, નાવ ડામાડોળ છે, ત્યારે પણ અડગ સુકાન પકડીને ઊભો છે. રાત ને દિવસ તેને મન એક જ છે. એ તો ધ્રુવ ઉપર – ધ્યેય ઉપર – દૃષ્ટિ સ્થિર રાખીને દૃઢપણે સુકાન પકડી રાખી નાવ આગળ ધપાવ્યે જ જાય છે.

પહેલા કાવ્યની હકીકત મહર્ષિ દયાનન્દ સરસ્વતીના જીવનપ્રસંગોમાંથી ઉપાડેલી છે. બીજું નાખુદાનું ચિત્ર બરોબર સમજવું હોય તો દેશની ડામાડોળ સ્થિતિમાં પણ ધ્યેય પર સતત નજર રાખી આગળ વધનાર કોઈ દેશનેતાને ખ્યાલમાં લેવાથી તે સ્પષ્ટ થશે. ]

## દૈન્ય

(સ્રગ્ધરા)

હૈયું એકાન્તનું જ્યાં પલપલ ધબકે ભવ્ય ને શાન્ત મૌને,
તીરે તે જાહ્નવીને, હિમગિરિ ઉર, કો યોગી ધ્યાનસ્થ રાજે;
તેજસ્વી ને બિડાયાં નયન ઉપર તે સૌમ્ય શાન્તિ વિરામે,
તૃષ્ણા, વાંચ્છા, અતૃપ્તિ રજ નહિ ઉરમાં, બ્રહ્મ તાદાત્મ્ય જામે.
આઘાતે જાગી ઊઠી સપનથી સહસા યોગી અસ્વસ્થ ભાળે, –
સામે ત્યાં જાહ્નવીનું હૃદય દ્રવી રહી ક્રન્દતું સુસ ઘાટે !
મૂએલા પુત્રને કો ગરીબ જનની ત્યાં જાહ્નવી-અંક અર્પી,
ખેંચી લૈ વસ્ત્ર પાછું મૃત તન પરથી રોતી રે ! જાય પાછી !
જાગે યોગી, વિલોકે, કરથકી પડતી માળ રુદ્રાક્ષ કેરી,
સ્તંભે, કંપે દિશાઓ, અનિમિષ નયને જાહ્નવી જોઈ રે'તી !
'આ શું સાચું ? – પ્રભો રે ! મુજ જનની પરે
દૈન્યનો વહ્નિ આ શો ?
મારા દેશે જનેતા ઉર નિત તૂટતાં, ધ્યાન શાં ? બ્રહ્મ ત્યાં શો ?'
ગાજે, ઘૂમે ગિરા તે ઋષિવરતણી ને શૃંગનાં શૃંગ ડોલે,
ફેંકી માળા ઊઠે છે વિરલ સુપૂત તે કંપતું દૈન્ય ભોમે.

## નાખુદા

(શિખરિણી)

વહે વેગે નૌકા સરલ સરતી સિન્ધુ ઉપરે,
તરંગો ને તારા પળપળ મીઠાં ગાન ઊચરે;
રમે, ખેલે, પેલાં ગભરુ બટુકો – ગમ્મત કરે,

પ્રવાસી આનન્દે અહીં તહીં ફરે તૂતક પરે !
નહીં ચિન્તા કોને, સ્થળ સમય બાધા નહિ કરે, ૫
બધે હૈયે કેવી સ્મિત લહરીઓ રમ્ય વિલસે !
અરે ! કિન્તુ પેલાં ક્ષિતિજ પરથી વાદળ ધસે,
બની ગાંડો અબ્ધિ ઊલટી સહસા તાંડવ કરે !
ડૂબી જ્યોત્સ્નારાણી વિરમી ગયું એ હાસ્ય ઊજળું,
ધ્રૂજે ભીરુ સર્વે — નિમિષ મહીં શું ચિત્ર પલટ્યું ! ૧૦
પરંતુ પેલો ત્યાં તૂતક ઉપરે સૌમ્ય ગિરિ શો,
ઊભો છે નાખુદાઃ થીર, અડગ, ગંભીર, અટૂલો !
ઉષા સન્ધ્યા એને દિવસ રજની એકસરખાં —
રહ્યો જોઈ જાણે જગ અખિલ એ એક ધ્રુવમાં.

[ અર્ધ્યમાંથી ]

**સ્વાધ્યાય**

૧. 'દૈન્ય' કાવ્યની કથા તમારા શબ્દોમાં કહો.

૨. યોગીને શા વિચારો આવ્યા ? તમે એવું જુઓ તો તમારા મનમાં શું થાય ?

૩. તોફાન પહેલાંની સમુદ્રની સ્થિતિ વર્ણવો. પછી શું થયું ?

૪. નાખુદાનું ચિત્ર તમારા શબ્દોમાં આપો.

## સુન્દરજી બેટાઈ

[ માતાના હેતનાં અનેક વર્ણનો આપણા સાહિત્યમાં છે. 'બાની ચીમટી'માં માતા અને બાળક વચ્ચેનો એક સંવાદ યોજાયો છે. એ પણ માતાના હેતનું એક મંગળ કાવ્ય-ચિત્ર છે. માતાને ભૂતકાળ સાંભરે છે : જ્યારે એનો બાળક ખૂબ જિદ્દી હતો, તોફાન કરતો હતો — અને ક્યાં બાળક જિદ્દી અને તોફાની નથી હોતાં ? — અને જ્યારે તે તોફાન કરતો ત્યારે કોઈ કોઈ વાર અકળાઈને 'ઘણી ઘણી તને ચૂંટીય ખણી' એમ કહી માડી નિઃશ્વાસ નાખે છે કે 'સુંવાળા એ ગોરા તુજ વદનની રોશની હણી.' આમ માર માર્યા છતાં ઘડીમાં પોતાનો બાળક એ માર ભૂલી

જતો અને વહાલથી પોતાની માના ખોળામાં કલ્લોલતો એ યાદ કરી, મા જાણે કે પોતાના બાળક તરફ પોતાની કૃતજ્ઞતા વ્યક્ત કરતી કહે છે: 'ફરી મારો ખોળો ભરી હૃદય મારું ભરી જતો.' પણ બાળક પણ એવો જ કૃતજ્ઞતાથી ભર્યો છે. માએ કેવા કેવા મોટા ભોગો આપી પોતાને મોટો કર્યો છે એ બાળક જાણે છે. બાળક માને પૂછે છે: હે મા, તેં 'ન શું નિચોવીને મુજ જીવનમાં જીવન ભર્યાં?' અને કહે છે કે, 'તું મારી બા છે એ મારે માટે કંઈ ઓછું છે? એ ચીમટી બીમટી બધી, બા, તું ભૂલી જજે.' અને કયો બાળક આ બાળકની જેમ પોતાની ચીમટી ભરનારી બાને ઉમળકાથી આવું નહિ કહેશે કે, 'અવ વિસરી જા, બા, તું ચીમટી!']

## બાની ચીમટી

(ખંડ શિખરિણી)

'હતો તું તોફાની,
અરે જિદ્દી માની,
કદી કદી મને ખૂબ પજવી,
અને મેંયે રીસે ઘણી ઘણી તને ચૂંટીય ખણી.
સુંવાળા એ ગોરા તુજ વદનની રોશની હણી.
અરે, તું શું જાણે?
હતો તું એ ટાણે
કની ઠમકતો બાલ ભૂલણો;
ઘડી પ્હેલાંનું સૌ તુજ રમતમાં વીસરી જતો.
ફરી મારો ખોળો ભરી હૃદય મારું ભરી જતો.'

×

'મીઠી માડી મારી,
ભરી દૂધે આરી
મુજ મુખ ધરીને ઊલટથી,
ન શું પાયાં મોઘાં અમૃત અધિકાં દૂધ દિલનાં?

ન શું છાનાં હેતે નયન ઉર ઉદ્દીપિત કર્યાં ?
ન શું નિચોવીને મુજ જીવનમાં જીવન ભર્યાં ?
'તું તો મારી બા' એટલું બસ મને નિત્ય સ્મરવા :
　　નવ હું સ્મરતો લાત પ્રહરી,
　　અવ વીસરી જા, બા, તું ચીમટી.'

[ઇન્દ્રધનુમાંથી]

**સ્વાધ્યાય**

૧. તમને પરિચિત હોય એવાં માતૃપ્રેમનાં કેટલાંક કાવ્યોની યાદી કરી તેમાંથી તમને ઘણું ગમતું હોય એવા એક કાવ્યનો પરિચય આપો.

૨. આ કાવ્યમાંથી કેટલીક સુન્દર પંક્તિઓ બતાવો. કાવ્યમાં સુન્દરતા અનેક કારણે આવે છે; જેમ કે, કેટલીક વાર અક્ષરો કે શબ્દોના માધુર્યને કારણે, કેટલીક વાર અર્થને કારણે, કેટલીક વાર કલ્પનાને કારણે, કેટલીક વાર તેમાં વણાયેલાં સુરેખ સચોટ ચિત્રોને કારણે, તો કેટલીક વાર તે દ્વારા આપણી લાગણીઓ ઉપર થતી અસરને કારણે કે એવાં એવાં બીજાં અનેક કારણોએ. આ કાવ્યમાં તમને જે પંક્તિઓ સુન્દર લાગી છે તે કયાં કારણોથી તે તમે કહી શકશો ?

૩. માના બાળક ઉપરના ઉપકાર તો વાતવાતમાં પણ સહુ કોઈ વર્ણવે છે, પણ આ કાવ્યમાં મા પોતાના બાળક તરફની પોતાની આભારની લાગણી દર્શાવતાં જાણે કે એક નવું જ દિશાસૂચન કરે છે. બાળકનો એ કયો ઉપકાર ?

## ત્રિભુવનદાસ લુહાર–'સુન્દરમ્'

[શ્રી. પૂજાલાલે આપણને વસન્તનું એક દર્શન કરાવ્યું. શ્રી. સુન્દરમ્ પણ સાઇકલ ઉપર બેસીને જતાં પોતાના રોજના શહેર બહારના રસ્તા પર વસન્ત જોવા મથે છે. એ રસ્તા પર શિરીષ ને ગુલમોર, આંબો ને કોકિલા જોવાનાં મળે ખરાં ? ત્યાં તો ડામરની સડક, મકાનો, દુકાન અને ખદબદતી ગટરોની સાહ્યબી છે ! વળી એ રસ્તા પર ગંદા નાખી દીધેલા કાગળો, તડબૂચનાં છોડાં, ધૂળ, પથ્થર, રોડાં અને કદી કદી ગધેડાં કે ભેડાં ઘેટાં જોવાનાં મળે. પણ તે 'મધુર મત્તપતી' વસન્ત ક્યાં ?

કવિ એ રસ્તે આગળ ને આગળ જાય છે. એમની નજરે ચડતી ત્રાસ-જનક વસ્તુઓ વધતી જ જાય છે. તેમની આંખ થાકી જાય છે. દિલમાં છાનું દર્દ ઊછળી રહે છે. પગ લોથપોથ થઈ જાય છે. પણ વસન્ત ક્યાં?

છેવટે ગરીબોની એક હોટેલ એ ધૂળિયા રસ્તે કવિની નજરે પડી, અને તે હોટેલની બાજુમાં કડવા લીમડા લહેરાઈ રહેલા કવિએ જોયા. તે જોતાં કવિની આંખ આનંદથી ચમકી અને તેમના મુખમાંથી સરી પડ્યું: 'અહો! લીમડે જગ શું રંગ્યું!' વસન્તનું કવિને આવું દર્શન થયું. ક્યાં વનવનને આનન્દમાં તરબોળ કરતી મઘમઘતી વસન્ત અને ક્યાં આ શહેરની 'અધૂરી અકારી' વસન્ત! કુદરત આખી જ્યારે વસન્તથી ખીલી ઊઠે ત્યારે શહેરનાં આ માનવીઓ ઉપર વસન્તની શી અસર હોય છે? એ માનવ-તરુ વિકસે છે ખરાં? શહેરની એ ગંદકી, ગરીબાઈ, અને એની વિવિધ સમાજરચનામાં વસન્તની વાત પણ કેમ સંભવી શકે?—એવો કાવ્યની પાછળ ધ્વનિ છે.

· ૪૬-૪૭. આ પંક્તિઓ બરોબર સમજજો. કવિ કહે છે કે વસન્તમાં ઝાડપાન, લતા, વેલી, ફૂલ – આખી કુદરત ખીલે. માનવી પણ કુદરતનું જ એક અંગ છે. એ પણ જાણે કે એક વૃક્ષ છે. શહેરમાંનું એ માનવતરુ વસન્ત આવતાં કેમ નથી ખીલતું? ક્યાં છે તે વસન્ત જે આખા વિશ્વમાં વિહાર કરી માનવી, પશુ, પંખી, વૃક્ષ, લતા, ફૂલ આદિ સહુને જ ખીલવે?]

## વસન્ત ઢૂંઢું

વસન્ત—આજે વસંત ક્યાં છે?
એ મનમોજી હસંત ક્યાં છે?
રે મુજ સુક્કા લુખ્ખા નિતના
સાઇકલના રસ્તે?
શિરીષ ના, ગુલમોર અહીં ના, ૫
આંબો ના, કોકિલ ટહુકત ના,
લતાકુંજ ના, પુષ્પપુંજ ના,
સાઇકલના રસ્તે.

માટીની ડામરની સડકે,
ફૂટપાથની પડખે પડખે,　　　　૧૦
ગટર, મકાન, દુકાન ધખધખે,
　　　　સાઇકલના રસ્તે.
ચિટકલ કાગળ, તડભૂચ છોડાં,
ઈંટ, માટી, આથડતાં રોડાં,
કદી ગધેડાં, ઘેટાં ખોડાં,　　　　૧૫
　　　　સાઇકલના રસ્તે.
આ સડકે નગરે જ્યાં મિલ છે,
જીવનજંગ જહીં કાતિલ છે,
વસંત નોતરવો મુશ્કિલ છે,
　　　　સાઇકલના રસ્તે.　　　　૨૦
અહીં વાસ પેટ્રોલ તણી છે,
ધૂળગોટ મિલકેરી ધૂણી છે,
ચૈત્ર તાપમાં આંખ ચચણી છે,
　　　　સાઇકલના રસ્તે.
ચૈત્ર તાપમાં આંખ ચચણી છે,　　　　૨૫
પરસેવે મુજ પીઠ ભીની છે,
દર્દકથા દિલની છાની છે,
　　　　સાઇકલના રસ્તે.
સંધ્યા સૂની, સૂનો પથ છે,
સૃષ્ટિ સકલ થાકી વિશ્લથ છે,　　　　૩૦
પગ મારાની દુર્બળ ગત છે,
　　　　સાઇકલના રસ્તે.
એ ટાણે આ ધૂળિયા રસ્તે,

વેચે જ્યાં હોટેલ આ સસ્તે,<br>
વસન્ત આવ્યો મધમધ હસ્તે, ૩૫<br>
સાઇકલના રસ્તે.<br>
દિવસે રજ છાંયો પસરંતા,<br>
ઊંચા મૂળથી વાજ કરંતા,<br>
કડવા કૈં લીમડા લહરંતા,<br>
સાઇકલના રસ્તે. ૪૦<br>
સરી સાઇકલ પણ દિલ થંભ્યું,<br>
તમ નેત્ર ક્ષણ હરખે ભીંજ્યું,<br>
અહો ! લીમડે જગ શું રંગ્યું !<br>
સાઇકલના રસ્તે.<br>
વસન્ત આ અધૂરી જ અકારી, ૪૫<br>
માનવ-તરુ વિકસાવનહારી,<br>
વસન્ત ઢૂંઢું વિશ્વવિહારી,<br>
સાઇકલના રસ્તે.

'વસુધા'માંથી

## કોણ ?

[ શ્રી. 'સુન્દરમ્'નું આ બીજું કાવ્ય "વસંત ઢૂંઢું" કરતાં તદ્દન જુદી જ જાતનું છે. શબ્દનું માધુર્ય, લલિત કોમળ કલ્પનાઓ અને તેમાંથી ખડાં થતાં કેટલાંક સુન્દર ચિત્રોને લીધે આ ગીત તરત આપણા મનમાં રમી રહે છે. જે માધુર્ય, એમના 'રંગ રંગ વાદળિયાં'માં છે તે જ આપણને અહીં ફરીથી જોવાનું મળે છે. 'સુરભિત (સુગંધવાળા), પુલકિત (હરખથી રૂવાં ઊભાં થઈ જાય એવા), મુખરિત (અવાજવાળા) શ્વાસ' જેવા સંગીતભર્યા શબ્દસમૂહ, સંધ્યાકાશે પલપલ બદલાતાં નવલાં પ્રેમલ ચીર, સરવરતીરની ઊછળતી કોમળ ઊર્મિ, પૃથ્વીના સેંથા પરની ઝાકળ-મોતીમાળ, વગેરે વર્ણનો આપણા મન આગળ

સુરેખ ચિત્રો ખડાં કરે છે. અને 'પર્વતને શિખર સ્થિર બેસી કોણ સનાતન જોતું વાટ?' પંક્તિ આગળ આવતાં આપણે ઈશ્વરની ભવ્યતાનાં ઘેરાં દર્શનમાં જાણે ડૂબી જઈએ છીએ. વળી ઉત્કંઠા, આતુરતા, વેગ એનાં પણ કેવાં જોરદાર ચિત્રો છેલ્લી ચાર પંક્તિઓમાં કવિએ આપ્યાં છે! પહેલ પાડેલા મહામૂલ્ય નાનકડા હીરા જેવું આ કાવ્ય તો જીહ્વાગ્રે જ હોવું જોઈએ.]

પુષ્પતણી પાંદડીએ બેસી હસતું કોણ ચિરંતન હાસ?
પૃથ્વી ઉરથી ઊઠે કોનો સુરભિત, પુલકિત, સુખરિત શ્વાસ?
કોણ બદલતું સન્ધ્યાકાશે પલ પલ નવલાં પ્રેમલ ચીર?
કોણ ઊછળતી મોકલતું નિજ કુમળી ઊર્મિ સરવરતીર?
અહો, ગૂંથતું કોણ પૃથ્વીને સેંથે ઝાકળ-મોતી-માળ?
તરુએ તરુએ ફળતી કોની આશા કેરી શાખ રસાળ?
કોનાં કંકણ બાજે એકલ સરિતા કેરે સૂને ઘાટ?
પર્વતને શિખરે સ્થિર બેસી કોણ સનાતન જોતું વાટ?
આ સારસની જોડ વિષે ઊડે છે કોની ઝંખનઝાળ?
અહો, ફલંગે કોણ અધીરું વાદળ વાદળ માંડી ફાળ?
અંતરની એરણ પર કોની પડે હથોડી ચેતન-રૂપ?
કાળતણી ધરતીમાં ખોદી કોણ રહ્યું જીવનના કૂપ?

'વસુધા'માંથી

### સ્વાધ્યાય

૧. શ્રી. પૂજાલાલ કૃત વસન્ત અને શ્રી. સુન્દરમ્ કૃત 'વસન્ત ઢૂંઢું' વાંચતાં તમારા મન પર પડેલી છાપ ટૂંકમાં વર્ણવો.

૨. 'જીવનજંગ જહીં કાતિલ છે'—એટલે જ્યાં માણસને જીવવા માટે દિવસ રાત સખત મજૂરી કરવી પડે છે. મિલના જીવનનું કવિએ આ પંક્તિમાં વર્ણન કર્યું છે. મિલમાં કામ કરતા મજૂરોની સ્થિતિ કેવી ભયંકર અને દયાજનક હોય છે તે તો મિલને નજરે જોયે જ સમજાય. જો તમે કોઈ મિલ જોઈ હોય તો 'એક મિલમાં મારો એક દિવસ' એ વિષય ઉપર ટૂંકમાં લખજો.

૩. વનના રસ્તા અને નગરના રસ્તાની તુલના કરો.

૪. શહેરની વસન્તને કવિ 'અધૂરી' અને 'અકારી' શા માટે કહે છે?

૫. ગરીબોના જીવનની કરુણ કથા જેમાં આવતી હોય એવાં કોઈ કાવ્યો તમે વાંચ્યાં હોય તો તેમાંથી થોડાંકના નામ આપો.

૬. કોને સંબોધીને 'કોણ?' કાવ્ય લખવામાં આવ્યું છે?

૭. કઈ કઈ વસ્તુઓ જોતાં કવિને 'કોણ?'માંનો પ્રશ્ન ઉદ્ભવે છે?

૮. 'કોણ?'માંથી તમને ઘણી ગમી ગઈ હોય એવી બે ત્રણ કલ્પનાનો ઉલ્લેખ કરો.

૯. 'કોણ?'ની છેલ્લી બે પંક્તિઓમાં કવિ શું કહેવા માગે છે?

૧૦. કવિ પોતાને થતો અનુભવ આંખ, કાન, નાક, આદિ ઇન્દ્રિયો દ્વારા મેળવે છે એ બતાવવું હોય તો આ કવિતામાંથી કવિના કયા કયા અનુભવો તમે નોંધશો?

## રમણલાલ સોની

['ભૂતિયો મહેલ' શ્રી. રમણલાલ સોનીનું એક કથા-કાવ્ય છે. નાનાં બાળકથી માંડી વૃદ્ધ સુધી સહુ કોઈને ભૂતની વાત સાંભળવી ગમે છે, જોકે કોઈએ ભૂત જોયું તો નથી હોતું. આ કાવ્યમાં હિમ્મત નામના એક યુવાનના એક ભૂત સાથેના કેટલાક પ્રસંગો વર્ણવ્યા છે. કહે છે કે ભૂતને ચોટલીમાંથી પકડ્યું હોય તો તે તરત વશ થાય. હિમ્મત એ યુક્તિ જાણતો હતો કે કેમ તે તો કવિ આપણને નથી કહેતા, પણ ભૂતની ચોટલી તો તેણે આબાદ રીતે પકડી. કઈ હશે એ ચોટલી? એ જો શોધી શકાય તો આ કાવ્યનો રસાસ્વાદ સરસ રીતે થઈ શકે. એ કાવ્યને મોટેથી, સ્પષ્ટ ઉચ્ચાર સાથે વાંચવામાં આવે તો એની અનેક ખૂબીઓ સહેજે સ્પષ્ટ થશે.]

### ભૂતિયો મહેલ

ઘર જાણે ઊંચું તાબૂત
પણ એમાં રહેતું'તું ભૂત!
કોઈ રહે એ ઘરમાં રાત,
ફરી પામે ન જોવા પ્રભાત.

ગામના બહાદુર જોધ જુવાન ૫
સિપાઈ, અફસર ને કપતાન,
વાંકડી મૂછવાળા રજપૂત,
ફક્કડ બેફીકરા મજબૂત,
એવા ઘણા બીને હથિયાર
હેઠાં મેલી ભાગ્યા બહાર— ૧૦
ભૂત દેખીને તો !

ઘરનો માલિક ખૂબ મૂંઝાયો, ના ભૂતનો એકે ઉપાય:
'વીસ હજારના બંગલાની અરે ! આ જ દશા હવે થાય !
'આવડો મહેલ સુશોભિત ઓરડા સાજ ને છત્રપલંગ,
'આવડી સાહ્યબી! દુનિયા દેખીને થાય છે બે ઘડી દંગ! ૧૫
'કિંતુ બધુંયે વૃથા, પછી શા સારુ વેઠવો ફોગટ ભાર!
'વીસના ચાર હજારમાં દેવા આ બંગલો થાઉં તૈયાર!'
તોય ન કોઈ ઘરાક મળ્યો એના ચાર હજાર દેનાર.

એવે હો એક જુવાન
વેપારી, ભીનલે વાન, ૨૦

દૂબળા દેહની પાતળી કમ્મરે જાડી ખાદી તણો ઘેર,
કપડાં થકી વધે વજન એહનું જરૂર પાંચેક શેર !
ઓચિંતો ગામમાં આવી ચડ્યો તહીં વહોરવાને કંઈ માલ,
ભૂતિયા મહેલની વાત સુણી બોલી ઊઠ્યો, 'રે વાહ કમાલ!'
એણે કહ્યું બંગલા ધણીને, 'ભલે આપું હું ચાર હજાર,
લખી આપો મને ભૂત સાથે આખા બંગલાનો હકદાર.'
'ભૂત સાથે?' કહે માલિક, આંખમાં કેવળ માત્ર નવાઈ,
'હા, હા' હસીને વેપારી વદે, 'જોકે મને વાંધો નથી, ભાઈ!
ભૂતને રાખીને બંગલો આપશો એકલો, તોય કબૂલ;

પરંતુ લાગશે વધુ મને એનું ચાર હજારનું મૂલ !' ૩૦
સામાસામી થયા કોલ, વેપારીએ બંગલામાં કર્યો વાસ;
રાત પડી, ભાત ખાવાને બેઠો ત્યાં થયો એને કંઈ ભાસ.
જાણે કે એની જ થાળીમાંથી કોઈ કોળિયા ઉપાડી જાય,
બોલ્યો એ, 'માગીને ખાને, ભિખારી!
આમ ચોરી કરી શીદ ખાય?' ૩૫

ઘુરૂર ઘુરૂર ધ્રુજી ઊઠી હવા, સુણ્યા ક્યાંકથી બોલ:
'ભિખારી છું હું કે માગું ? કરે છે તું ચોર સાથે મારો તોલ ?
રે, તું મને કહે ચોર ભિખારીડો? એવો શું હું હીન રંક?
નથી પડી તારા ભાતની રે! મારે ઘેર સોનાની છે લંક!'
પછી ખાવાનું ન ગૂમ થયું. વાળુ કરીને ઊઠ્યો જુવાન, ૪૦
ખંડ બીજે જઈ આરામખુરશીમાં પડી ચાવતો પાન.
થોડી વારે એની સામેની ખુરશીમાં થયો ધબ્બ અવાજ,
જુએ તો હાડનું પિંજર બેઠું છે માથે ધરી શિરતાજ:
જુવાન બોલ્યો:'રે! માંદલો કોણ તું? ક્યારનો આવે છે તાવ?'
સાંભળી ઊછળી પિંજર રોફથી બોલ્યું, 'હું છું મહા રાવ. ૪૫
જાણે છે કેવડું જોર છે મારું? હું વીર વીરોનોય વીર,
નામ સુણી ચીસ પાડી નાસી છૂટે ભલ્લ ભલા રણધીર.'
'ત્યારે શેણે તારાં હાડનો આવો આ સાંધેસાંધો ઢીલો, વીર?
'કે'તો ખરો તને મેદાને એવો એ કોણ મળ્યો મહાવીર?'
કડડ કડડ હાડકાં બોલે, ને કચૂડ કચૂડ દંત: ૫૦
બોલ્યો એ ભૂત,'મેં મારી ભગાડ્યા કૈં મલ્લ મહા બળવંત!'
ઓહોહોહો! હસી જુવાન બોલ્યો,'તું જૂઠ! તારું સબ જૂઠ!'
ભૂત કહે, 'અલ્યા જૂઠ કે'છે મને? જોઈ છે મારી આ મૂઠ?
'બબ્બે સૈકાથી હું જીવતો ઘૂમું છું, રોફથી ચાલું છું રોજ;

'ઊઠું છું, બેસું છું, મારું છું, ડારું છું, ખેલું છું, કરું છું મોજ. ૫૫
'જૂઠો તું કે', કિંતુ જોશે જ્યારે મારી શક્તિ તણા ચમકાર
'ત્યારે તું બીકથી ફાટી પડીશ ને મરીશ દઈ ચિત્કાર.'
'એમ? અહો!' બોલ્યો જુવાન, 'તો તો તું આવજે કાલ આ વાર,
હું મારા દોસ્તને લઈને આવીશ એ જોવા તારા ચમકાર.'
ભૂત ગયું; પછી જુવાને શાન્તિથી ઊંઘમાં રાત વિતાવી. ૬૦
બીજે દી જીવતો જોઈ એને વાએ ગામમાં વાત ફેલાવી.
વેપારી જુવાને—નામ હતું એનું હિંમત—તરત તાર કરી પરગામ:
તેડાવ્યો પોતાના દોસ્તને કામે, છે જમશેદ એહનું નામ.
વાળુ કરીને ત્યાં વાત કરે બેઉ બેઠેલ જોડાજોડ,
અવાજ ત્યાં થયો તબડક! તબડક! જાણે શું ઘોડાદોડ? ૬૫
વાહ! કરી બેઉ સાંભળે છે ત્યાં તો બીજો શરૂ થયો શોર;
એકી સાથે ઘણા ઘંટ વાગે જાણે રણણ! જણણ ઘોર!
અને પછી કોઈ ભીષણ નાદથી શરૂ થયો રણઢોલ.
સાંભળી બંનેય દોસ્ત નવાઈથી વદે વખાણના બોલ!
થોડી વારે થયું શાન્ત બધું, એક આવી ઊભો અસવાર, ૭૦
બખ્તર-સજ્જ શરીર બધું બેઉ હાથ ધરી તલવાર.
એને જોઈ બોલ્યો હિંમત, 'વાહ! તું લાગે છ તો હોશિયાર,
'આવી તારી જાદુવિદ્યા દેખી મને થાય છે એક વિચાર—
મારા આ મિત્ર જો, જમશેદજી ફરે સર્કસ લઈ બધે ગામ,
હેરત પમાડે તેવા ઘણા ખેલો બતાવે છે ઠામ ઠામ. ૭૫
હું ઇચ્છું કે એમાં તું જો જોડાશે તો શોભશે તારું આ કામ,
લોકોમાં ખેલ તારા વખણાશે તો પંકાશે તારું નામ.
અને વળી શેઠ જમશેદજી દેશે રૂપિયો રોજ પગાર,
તારે તો રાતના બે વાર આવીને ખેલ કરી જવો, યાર!'

બાજના પંજામાં પંખી પડે તેવી ઓચિંતી ઊઠી ત્યાં ચીસ, ૮૦
ધુમાડાના ઝીણા વાદળ જેવું ત્યાં જામી ગયું અંતરીક્ષ.
કાને પડ્યા ધીમા ધ્રૂજતા શબ્દ : 'તું આજે મળ્યો મને મર્દ!
નક્કી ગયું આજ હાથમાંથી ઘર, થાય મને ઘણું દર્દ!
જે દેખીને બીજા બીને મરે ત્યાં તું હસીને છેડે મજાક,
તારી મજાકે મારી બધી શક્તિને આજે કરી દીધી ખાક!' ૮૫
ભૂત ઊડી ગયું! બેઉ જણા પછી ખૂબ હસ્યા બધી રાત,
બોલ્યા જે આજે 'શો' રાખ્યો હોત તો ખૂબ યે કમાણી થાત!
બીજે દી પેલો માલિક મળ્યો, પૂછે, 'કેમ છો હિંમત શેઠ!'
બંને જણા એવું હસ્યા એ સાંભળી, દુઃખવા આવ્યું પેટ!
હિંમત બોલ્યો, 'હજારોની ખોટમાં આવી ગયો હું તો આજ. ૯૦
'બંગલાનો પેલો ભૂત અભાગિયો ભાગી ગયો મૂકી કાજ.
'હોત તો બંગલો થાત થિયેટર, ખોટ ઘણી ગઈ, યાર!
'હવે તો કળા કારીગરીની અહીં થશે જરૂર નિશાળ!'

## સ્વાધ્યાય

૧. હિમ્મત અને ભૂતના મેળાપનું વર્ણન કરતાં કવિ કેવાં આબેહૂબ ચિત્રો દોરે છે, અને ચિત્રો દોરતાં શબ્દોનો કેવો સચોટ ઉપયોગ કરે છે તેનો તમે અભ્યાસ કરજો. હિમ્મતની થાળીમાંથી અધ્ધર ઊપડી જતા કોળિયાનું ચિત્ર જો તમે દોરી શકો તો એવું ચિત્ર દોરી તેની તમારા મન પર કેવી અસર થાય છે તે જોજો, અને એવી અસર 'જાણે કે એની જ થાળીમાંથી કોઈ કોળિયા ઉપાડી જાય' એ પંક્તિ વાંચતાં તમારા મન ઉપર થાય છે કે નહિ તે તપાસી જોજો.

આમ કવિએ શબ્દો દ્વારા કેટલાંક સરસ ચિત્રો દોર્યાં છે તે તમે જોજો. એમાંનાં કોઈ કોઈ ચિત્રો તો ગમે તેવો મોટો ચિત્રકાર પણ દોરી ન શકે. એ તો માત્ર શબ્દો જ ચીતરી શકે. એવું એક ચિત્ર આ રહ્યું: 'થોડી વારે એની સામેની ખુરશીમાં ધબ્બ અવાજ.' આમાં ખાલી ખુરશીમાં થયેલો 'ધબ્બ અવાજ' ભારે મુશ્કેલીથી ચીતરી શકાય, પણ

એ પછીની પંક્તિમાં આવેલું ચિત્ર 'જુએ તો હાડનું પિંજર એહું છે માથે ધરી શિરતાજ,' એ સરસ રીતે ચીતરી શકાય. એવી જ રીતે 'કડડ કડડ હાડકાં બોલે, ને કચૂડ કચૂડ દાંત,' પંક્તિ વાંચતાં આપણા મન સમક્ષ એક સ્પષ્ટ ચિત્ર ખડું થાય છે, પણ એને ચીતરવું મુશ્કેલ છે. તેમ ભૂત પોતાની પ્રવૃત્તિઓનું જે વર્ણન કરે છે તે પણ એક પછી એક સપાટાભેર પસાર થતાં ચિત્રો આપણા મન આગળ દોરે છે. આ રહી તે પંક્તિઓ:

બબ્બે સૈકાથી હું જીવતો ધૂમું છું, રોફથી ચાલું છું રોજ,

ઊઠું છું, બેસું છું, મારું છું, ડારું છું, ખેલું છું, કરું છું મોજ.

આમાં ક્રિયાપદોની લંગારથી રસ જામે છે. આવાં બીજાં કોઈ ચિત્રો આ કાવ્યમાં છે? હોય તો તે શોધી કાઢી વર્ણવો.

૨. હિમ્મતે ભૂતને કેવી રીતે વશ કર્યો તે વર્ણવો.

# ઉમાશંકર જોષી

['દળણાના દાણા' દરરોજ આપણા જીવનમાં ભજવાઈ રહેલ એક અતિ કરુણ ઘટના છે. ડોશીમા ઉપર પડેલ દુઃખનું હિમ ભલભલા જ્વાળામુખીના અન્તરને પણ ઠારી દે એવું કારમું છે; અને છતાં ડોશીમાના હૃદયની ખાનદાની, ભલાઈ, સુવાસ, એ આખા કરુણ કાવ્યમાં સુન્દરતાની કલગીરૂપ છે. કઈ પંક્તિઓમાં સમાઈ હશે એ ઉદારતા? ૧૬. **મેંડી**— વાંકાં શીંગડાંવાળી.

બીજું કાવ્ય એક ભજન છે. આપણે ત્યાં અગાઉ તો જે કંઈ કાવ્યો લખાતાં તે મોટે ભાગે ભજનના રૂપમાં જ લખાતાં, પણ હવે પહેલા જેટલાં એ વ્યાપક નથી. હવે તો કવિઓ કાવ્યના બીજા અનેક પ્રકારો વધુ પ્રમાણમાં ખેડે છે: આમ છતાં આપણા સાહિત્યમાં શ્રી. નાનાલાલ કવિ, શ્રી. ખબરદાર આદિએ કેટલાંક સુન્દર ભજનો લખ્યાં છે. 'રામમઢી' ભજનમાં આપણાં જૂનાં ભજનોનું વાતાવરણ અને તેની ખૂબીઓ કેટલે અંશે આવ્યાં છે તે કહી શકશો?]

## ૧. દળણાના દાણા

ખરા બપોર ચડચે દાણા રે કાઢવા

ઊંડી કોઠીમાં ડોશી પેઠાં રે લોલ.

કોઠીમાં પેઠાં ને બૂંધે જઈ બેઠાં;
ભૂંસી, લૂછીને દાણા કાઢ્યા રે લોલ.
સાઠ સાઠ વર્ષ લગી કોઠી રે ઠાલવી, ૫
પેટની કોઠી ના ભરાણી રે લોલ.
હુંલ્લી ભરીને ડોશી આવ્યાં આંગણિયે,
દચણાના દાણા સૂકવ્યા રે લોલ.
સૂકવીને ડોશી ચૂલામાં પેઠાં,
થપાશે માંડ એક ઢેબરું રે લોલ. ૧૦
આંગણે ઊગેલો ગલકીનો વેલો,
મહીંથી ખલુડીબાઈ નીકળ્યાં રે લોલ.
કરાને ટોડલે રમતાં કબૂતરાં,
ચણવા તે ચૂપચાપ આવિયાં રે લોલ.
ખાસી ખોબોક ચણ ખવાણી ત્યાં તો ૧૫
મેંડી હરાઈ ગાય આવી રે લોલ.
ડોશીનો દીકરો પોઢ્યો પલંગમાં,
હરાઈ ગાય કોણ હાંકે રે લોલ.
હાથમાંનો રોટલો કરતો ટપાકા,
દાણા ખવાતા ન જાણ્યા રે લોલ. ૨૦
રામા રાવળનો ટીપૂડો કૂતરો,
ડોશીનો દેવ જાણે આવ્યો રે લોલ.
ઊભી પૂંછડીએ બાઉવાઉ બોલિયો,
ડોશી ત્યાં દોડતી આવી રે લોલ.
આગળિયો લેઈને હાંફળી ને હાંફળી ૨૫
મેંડીને મારવા લાગી રે લોલ.
ચૂલા કને તાકી રહી'તી મીનીબાઈ,

રોટલો લઈને ચપ ચાલી રે લોલ.
નજરે પડી, ને ઝપ ટીપૂડો કૂદિયો
ડોશીની નોકરી ફળી રે લોલ. ૩૦
છેલ્લુંય ઢેબરું તાણી ગયો કૂતરો
દયણું પાશેર માંડ બાકી રે લોલ.
એ રે પાશેર કણ પંખીડાં કાજે
મારી પછાડે નંખાવજો રે લોલ.
કોઠી ભાંગીને એના ચૂલા તે માંડજો, ૩૫
કરજો વેચીને ઘર કાયટું રે લોલ.

'ગંગોત્રી'માંથી

## ૨. રામમઢી

રામમઢી રે મારી રામમઢી;
ગંગાને કાંઠે રામમઢી,
જમનાને કાંઠે રામમઢી,
રે મારી રામમઢી.
કોઈ સંતન આવે, મંગલ ગાવે, ૫
અલખધૂન રસરંગ લગાવે,
આવે કોઈ અણધૂત ચડી—રે મારી૦
રણઝણે મંજીરા, બજે તંબૂરા,
ગુંજે જગકુંજે સ્વર મધુરા,
દૂર દૂર એ પડઘી પડી—રે મારી૦ ૧૦
રસભર હૈયાંની ડોલે નૈયા,
પિયુ પિયુ બોલે પ્રાણપૈયા,
ચેતનની વરસંત ઝડી—રે મારી૦

કાંઈ ગગનમંડલે નયના ઝંખે,
પરમ તેજ પલકંતાં તલખે, ૧૫
અલખ મંદરિયે નજરે અડી,
રે મારી રામમઢી.
તરવેણી તીરે રામમઢી,
રે મારી રામમઢી.

'ગંગોત્રી'માંથી

## સ્વાધ્યાય

૧. ડોશી દાણા કાઢવા ક્યાં પેઠાં?

૨. કેટલા દાણા ડોશીને મળ્યા?

૩. તે દાણાનું શું કર્યું?

૪. દાણામાં ભાગ પડાવવા કોણ કોણ આવ્યું?

૫. ડોશીને સગાંસમ્બન્ધીમાં કોણ હતું?

૬. રામા રાવળના ટીપૂડાને ડોશીના દેવ જેવો કેમ વર્ણવ્યો છે?

૭. છેલ્લા ઢેબરાની શી દશા થઈ?

૮. ડોશીએ શું 'વીલ' (વસિયતનામું) કર્યું?

૯. 'દળણાના દાણા' કાવ્યની તમારા મન પર થયેલી અસર ટૂંકમાં વર્ણવો.

૧૦. 'રામમઢી' ભજનમાં આવતાં અનુસ્વારો ધ્યાનમાં રાખી એ ભજન સુરીલે કંઠે ગાઓ, અને ગાતાં ગાતાં એ અનુસ્વારોની ભજનના સંગીત ઉપર કેવી અસર થઈ છે તે નોંધો.

૧૧. 'રામમઢી'માં વપરાયેલા પ્રાસનો અભ્યાસ કરો. એ પ્રાસની આ કાવ્યના ભાવ ઉપર કેવી અસર થઈ છે?

૧૨. રામમઢી ક્યાં આવી છે? તેમાં કોણ કોણ આવે છે? ત્યાં શી શી પ્રવૃત્તિઓ થાય છે?

૧૩. આવાં બીજાં કોઈ ભજન તમે જાણતા હો તો જણાવો.

## પ્રહ્‌લાદ પારેખ

[ બનાવટી ફૂલો કદાચ તમે ઘણી વાર જોયાં હશે. તે જોઈને તમારા મનમાં કાંઈ થયું હતું? એમનામાં સુગંધ નથી — એટલો જ કાં તો આપણને વિચાર આવશે. પણ સુગંધ નથી એ જ મોટી વાત નથી. આપણા એક યુવક કવિના મનમાં શું થયું હતું તે જોવાથી એ સમજાશે. બનાવટી ફૂલોને રંગ છે, રૂપ છે અને સાચાં ફૂલ કરતાં કાંઈક વિશેષ પણ છે. કળાકારીગરી કરનારાઓએ તેમને સાચાં ફૂલ કરતાં પણ વધારે સુંદર બનાવવા પ્રયત્ન કર્યો છે. અને એમનો આવરદા? સાચાં ફૂલની પેઠે આ ખીલ્યાં ને ઓ ખર્યાં એવો ટૂંકોયે નથી. પણ મોટી ખોટ શાની છે ત્યારે?

કમળ અને અન્ય ફૂલો સૂર્યનાં કિરણ પામતાં જ ખીલવા માંડે છે. કુમુદ (પોયણાં) જેવાં ફૂલો ચંદ્રનાં કિરણ મળતાં ઊઘડીને પ્રફુલ્લ થાય છે. આ તો રોજરોજની વાત થઈ. પણ ઋતુઓની વાત કરીએ તો વસંત ઋતુ બેસે છે ત્યારે તો એના દખણાતા વાયરાનો સ્પર્શ થતાં ઝાડ, છોડ અને વેલીઓને ફૂલ ઊઘડવા માંડે છે. કવિ પૂછે છે: 'સૂર્ય કે ચંદ્રને ઊગતો જોઈ તમને આનંદ થયો છે? વસંતના વાયુના સ્પર્શથી તમે નાચ્યાં છો?' પણ કવિને મુખ્ય જે કહેવાનું છે તે તો અંતભાગમાં છે. તે પૂછે છે કે, 'સાચાં ફૂલને જે એક મોટો આનંદ છે કે આજે તો પોતાનું સર્વ કાંઈ અર્પી દઈને ખરી જવું — એ આત્મસમર્પણનો આનંદ માણવાની ઇચ્છા તમારા હૈયામાં કદી જાગી છે'?... કહેવાની જરૂર નથી કે આ રીતે કવિએ સાચાં ફૂલોની જ પ્રશંસા કરી છે.

૨. રાત્રે ક્યાંકથી સૌરભ — સુગંધ આવે છે ને સંગીતના સૂર સંભળાય છે તેનું વર્ણન છે. હરણું સંગીતથી આકુળ બને છે. હૃદયની દશા હરણા જેવી હતી. તે હૃદય પર કૃપા કરવા આ સંગીત આવતું હશે? ચિત્ત કોઈ ઊંચા આનંદની નિરંતર ઝંખના કર્યા કરતું હતું. એ આનંદ જ શું આ સુરભિ (સુગંધ)નું પૂર થઈને વહી રહ્યો હશે? ]

### ૧

### બનાવટી ફૂલોને

તમારે રંગો છે,<br>
અને આકારો છે,

કલાકારે દીધો તમ સમીપ આનંદકણુ છે,
અને બાગોમાંના કુસુમ થકી લાંબું જીવન છે.
ઘરોની શોભામાં, ૫
કદી અંબોડામાં
રહો છો, ત્યાં જોઈ ઘડીકભર હૈયું હરખતું,
પ્રશંસા કેરાં એ કદીક વળી વેણો ઊચરતું.
'પરંતુ જાણ્યું છે,
કદી વા માણ્યું છે, ૧૦
શશીનું ભાનુનું ક્ષિતિજ પરથી ભવ્ય ઊગવું ?
વસંતે વાયુનું રસિક અડવું વા અનુભવ્યું ?'
ન જાણો નિંદું છું,
પરંતુ પૂછું છું:
'તમારા હૈયાના ગહન મહીંયે આવું વસતું : ૧૫
દિનાન્તે આજે તો સકલ નિજ આપી ઝરી જવું ?'

૨

આજ

આજ અંધાર ખુશબોભર્યો લાગતો,
આજ સૌરભભરી રાત સારી;
આજ આ શાલની મંજરી ઝરી ઝરી
પમરતી પાથરી દે પથારી. આજ૦
આજ ઓ પારથી ગંધને લાવતી,
દિવ્ય કો સિંધુની લહરી લહરી;
આજ આકાશથી તારલા માંહીથી
મહેકતી આવતી શી સુગંધી ? આજ૦
ક્યાં, કયું પુષ્પ એવું ખીલ્યું જેહના

મઘમઘાટે નિશા આજ ભારી ?
ગાય ના કંઠ કો, તાર ના ઝણઝણે,
કયાં થકી સૂર કેરી પુવારી ? આજ૦
હૃદય આ વ્યગ્ર જે સૂર કાજે હતું
હરિણુ શું, તે મળ્યો આજ સૂર ?
ચિત્ત જે નિત્ય આનંદને કલ્પતું,
આવિયો તે થઈ સુરભિ-પૂર ? આજ૦

'બારી બહાર'માંથી

### સ્વાધ્યાય

૧. સાચાં ફૂલોને શાં શાં નુકસાન છે (બનાવટી ફૂલોની સરખામણીમાં)? અને લાભ શા શા છે?

૨. તમને ગમતી કડી સવિસ્તર સમજાવો.

૩. 'આજ' મોઢે કરો. એના શબ્દોમાંથી સંગીત—એટલે કે સુરાવટ—તમને મળે છે?

૪. 'બનાવટી ફૂલ' ઉપર નિબંધ લખો.

# નર્મદાશંકર

[ આ દેશમાં અંગ્રેજી રાજ સ્થપાતાં, પશ્ચિમના દેશો કરતાં અહીંની ઊતરતી હાલત સમજુ લોકોના ખ્યાલમાં આવી. દેશમાંથી વહેમ, ઢોંગ-ધતિંગ, ખોટા રીતરિવાજ, વગેરેને દૂર કરવા ઠેરઠેર ઉત્સાહી લોકોએ રણ મચાવ્યું. આ 'સુધારા'ના રણમાંથી ધીમે ધીમે કેટલાક લોકો પાછા હઠવા લાગ્યા અને પૈસા કમાવામાં ધ્યાન પરોવવા મંડ્યા. કવિ નર્મદ એમને પડકાર કરે છે અને યુગધર્મ બજાવવા કટિબદ્ધ થવા પ્રેરે છે. આ લેખ પર નર્મદે પોતે ટીપ મૂકી છે તે ઉપરથી સમજાશે કે કેટલાં વર્ષો પહેલાં એણે દેશમાં સુધારો આણવા માટે બળાપા કાઢ્યા હતા અને પોતે તો થાય તેટલી મહેનત પણ કરી છૂટ્યો હતો. 'એ નિબંધ તા. ૧૫મી ડિસેમ્બર ૧૮૬૪ને શુક્રવારે બુદ્ધિવર્ધક સભામાં વાંચ્યો હતો. સુધારાવાળાઓ પણ બીજા અજ્ઞાનીઓની પેઠે પોતાનો ખરો ઉદ્યોગ છોડી શૅર-રૂના ધંધામાં પડેલા અને જેઓએ સુધારા સંબંધી કામો તદ્દન છોડી દીધેલાં, તેઓને શિક્ષારૂપ બે વચન કહેવાં એ હેતુ નિબંધ લખવાનો હતો.'

નર્મદે ગાયું છે, 'ડગલું ભર્યું કે ના હઠવું, ના હઠવું.' એણે બે દુહા પણ આપ્યા છે :

> કંથા રણમેં પેઠ કે કાંઈ જુએ સાથ;
> સાથી થારા તીન હૈં: હિય, કટારી, હાથ.

હૈયું–હિંમત, કટારી ને તારો હાથ ( તલવાર મારવાની છટા ), એ ત્રણ તારા સાથી છે.

> ભાગે મત તું કંથડા, તો ભાગા મો ખોડ;
> મોરી સંગકી સાહેલિયા તાલી દે મુખ મોડ.

એટલે કે તું ભાગશે તો મારી બેનપણીઓમાં હું લાજી મરીશ.

નર્મદના આખા લેખમાં એક વીર પુરુષને છાજે એવાં સાચાં ઉત્સાહ અને જોમ છે. 'સહુ ચલો જીતવા જંગ, બ્યૂગલો વાગે; યાહોમ કરીને પડો ફતેહ છે આગે.' એમ યાહોમ કરવાની હાકલ કરનાર કે 'શંખનાદ સંભળાયે લૈયા શૂર પુરુષને તેડું હો !' એમ લડવા તેડનાર વીરકવિ નર્મદ વગર વિચાર્યે રણમાં ઝંપલાવનાર નથી. એની અનુભવી વિચાર-શક્તિનો આ લેખમાં પરિચય થશે. 'પૈસાથી બહારનો સુધારો છે, અંદરનો સુધારો વિદ્યાથી છે,' 'કહું છ કે પાંચ જ વીર નીકળેને ...,'

વગેરે એના વિચારો કેટલા સાચા છે ! ખાસ તો આ નિબંધમાંથી લક્ષમાં લેવા લાયક વસ્તુ તે વિચારની સચ્ચાઈ છે. પાછા હઠેલાઓને નર્મદ અનેક રીતે સમજાવી ફલાવીને ફરી આગળ આવવા પ્રેરે છે તે કેટલા સાચા હૃદયથી, અને તે પોતાને માટે નહિ પણ અમુક વિચારોને માટે.

**પંચોપાખ્યાનમાં** બ્રાહ્મણને ખભે બકરું હતું તે કૂતરું છે એમ ત્રણ ઠગોએ પેલાના મન પર ઠસાવવાથી, કૂતરું માની તેને નાખી દઈ બ્રાહ્મણ ચાલ્યો ગયો એટલે બકરું તેઓ ઉપાડી ગયાની વાત છે. સુધારાવાળાઓના 'સુધારા'નું પણ વહેમજવનના સૈન્યના માણસોએ એવું કરેલું, એમ કહેવાનો આશય લાગે છે. **વહેમજવન** — વહેમરૂપી હુમલાખોર. જવન–યવન શબ્દ મૂળ ગ્રીક (આયોનિયન) લોકો માટે વપરાતો શરૂ થયેલો, તે પછીથી જે જે પરદેશી આવ્યા તેમને માટે વપરાયો છે... **પછે નચિંત૦** — સરખાવો 'ઘડપણમાં ગોવિંદ ગાશું રે.' **જનાની** — જનાનાને લાયક, કાયર. **વાચાળપણું** — બહુ બોલવું તે–એ અર્થમાં નહિ, પણ બોલતાં જીભ અટકવી ન જોઈએ એ અર્થ સમજવો. **જેના યોગરૂપી હોકાયંત્ર** — જેના સંબંધમાં આવવાથી પશ્ચિમની દુનિયાની ખબર પડતાં દિશા સૂઝવા લાગી છે.]

## રણમાં પાછાં પગલાં ન કરવા વિષે

(કડખો)

'આગે પગ સો પત રહે, પીછે પગ પત જાય;
ભાગા ખેડે બ્હાવડે, વાકું રંગ ચઢાવ.'

અર્થ — શત્રુની સામે પગ વધાર્યો અથવા ટકાવી રાખ્યો ત્યાં સુધી પત રહે છે, પણ પાછું પગલું દીધું કે પત જાય છે, ને એમ છે માટે હઠ્યા એવા જે યોદ્ધાઓ તે જો પાછા શત્રુ સામા જઈ ઊભા રહે તો તેઓને રંગ ચઢાવો. એટલે તેઓને રંગ છે.

ભાઈઓ, આપણે બહુ પાછા હઠ્યા છીએ ! ના ન કહેવાય. — ના હઠીએ ? જાણી જોઈને ભૂલ કરીએ ત્યારે પસ્તાવો શાનો ? રે જાઓ જાઓ. જાણી જોઈને તે વળી કોઈ ભૂલ કરતા હશે ? સ્વાર્થીઆ સ્વાર્થને માટે, જાગતો બમાણું ઘોરે તેની પેઠે જાણી જોઈ આંધળા થઈ રસ્તો ભૂલી જઈ ખાડામાં ન પડે વારુ ? — ખરું કહો

—ઊભા રહો, ઊભા રહો; પંચોપાખ્યાનમાં બ્રાહ્મણ ને ત્રણ ઠગની વાત છે તે આહા કેવી મઝાની છે! આપણે દ્રવ્યમાનના લોભથી કેટલી ધામધૂમ કરી મેલી હતી!! — આહા! વહેમજવન કેટલો નબળો પડ્યો હતો! પણ રે! તેવું ને તેવું ન ચાલ્યું!

શેનું ચાલે? 'ઢમ ઢોલ, માંહે પોલ' તે ક્યાં સુધી ચાલે? વહેલું મોડું ભોપાળું નીકળ્યા વિના રહે જ નહિ. 'બાપ તેવા બેટા' એ કહેવત ખોટી નથી. વાણિયાની નજર પૈસા તરફ ને બ્રાહ્મણની નજર ખાવા તરફ; — આપણા વાણિયા સાથીઓ સુધારો સુધારો પોકારી માન મેળવી આખરે હાલ પૈસો પૈસો ઝંખી રહ્યા છે; અને બ્રાહ્મણ સાથીઓ સુધારો સુધારો પોકારી ધર્માચાર્યો થવાનો ડોળ ઘાલી ઊભા હતા તે આજકાલ જુદી જુદી ટુકડીઓમાં બેઠા બેઠા નિરાંતે રસનેંદ્રિયને લડાવ્યા કરે છે.

એક વાર આપણો વિચાર એકદમ જાતિભેદ તોડી નાંખવાનો હતો ને તેને માટે તૈયારી પર આવી રહ્યા હતા; એક વાર આપણે પુનર્વિવાહનો ચાલ ચલાવવાને આતુર થઈ જઈ તે અર્થે ઉદ્યોગ કરતા હતા; એક વાર આપણે સર્વોપયોગી વિષયો ઉપર સુંદર ભાષણો કરતા હતા ને વર્તમાનપત્રોમાં લખતા હતા; એક વાર આપણે ખોટે માર્ગે પૈસો મેળવવાને આહા કેવા ધિક્કારતા હતા! એક વાર આપણે પરસ્પર મળતા ને લોકોપયોગી વિચારો કરતા હતા; એક વાર આપણે આપણું જોર વધારી વહેમજવનના ઉપર મોટો ધસારો કરવાની તજવીજમાં ખંતે રહેતા હતા; પણ તે દહાડા ક્યાં ગયા? અફસોસ! આજકાલ આપણે પૈસાને જ પરમેશ્વર જાણી પૂજ્યા કરીએ છીએ. આજકાલ તો આપણે કહીએ છીએ કે ભાઈઓ જેમ બને તેમ પૈસા પેદા કરોને, પછે નચિંતે મનમાન્યો સુધારો કરીશું; આજકાલ આપણે કોઈ કોઈને મળતા નથી; આજકાલ આપણામાં કોઈને કોઈની દાઝ નથી; આજકાલ આપણે કોઈ કોઈના મિત્ર નથી; આજકાલ આપણામાં વિવેક નથી; આજકાલ આપણામાં શૌર્ય, ઉદ્યોગ, ને ખંત નથી (એક માત્ર પૈસો કમાવાની વાતમાં તે છે

ખરાં ); ટૂંકામાં, આજકાલ આપણે માણસ નથી. 'સુતારનું ચિત્ત બાવળિયે ને ઊંટને મોટે ઝાંખરાં.' તે આપણાં ચિત્ત પૈસા તરફ છે.

પૈસો મેળવ્યા પછી સુધારો કરીશું એ આપણું બહાનું છે. આપણામાં જેઓને પૈસા મળ્યા છે તેઓમાંના ઘણાક કરતા નથી; કરે છે તે આડી રીતના કરે છે; કરશે તોપણ આડી રીતના. જુવાનીના જોશમાં જે કામ થાય તે કામ ઘડપણમાં કરવાની ઉમેદ બાંધવી તેનું નામ તે બહાનું કે નહિ? માત્ર પૈસાથી જ સુધારો થયો એવું ઇતિહાસમાં કોઈ ઠેકાણે જોવામાં આવ્યું નથી. નિયમ તો સર્વત્ર આ જ જોવામાં આવે છે કે દેશનો સુધારો કરવામાં પ્રથમ વિદ્યા ને ઊંચી પ્રતિના સદ્‌ગુણો જોઈએ. પછી દ્રવ્યની સહાયતા હોય તો સુધારો વહેલો પ્રસરે, ન હોય તો મોડો પ્રસરે. અર્થાત્ લોકમાં વિદ્યા અને પ્રેમશૌર્યાદિક સદ્‌ગુણો હોય તો જ તેઓ સુધરેલા કહેવાય. તેમાં સુધારાવાળા ઉપદેશકોમાં તો એ ત્રણ વાત પહેલી જોઈએ. જે જે ઉપદેશકો થઈ ગયા છે તેઓ પ્રથમ નિર્ધન હતા; તેમાંના કેટલાકે પોતાના ઉદ્યોગમાં રહીને જ પૈસો પેદા કર્યો હતો; પણ આપણે તો, 'શાહ સહુ આવક થવું' એ કહેવત પ્રમાણે સ્વાર્થનો ને પરમાર્થનો ખરો ઉદ્યોગ છોડી દઈ હેવ ટળી રાક્ષસ થયા છીએ. રાક્ષસ તો સારા કે શત્રુના ઉપર શૌર્ય વાપરે, પણ આપણે તો શૌર્ય વિના જનાની થઈ ગયા છીએ. વગર આવડતને લીધે ઉત્પન્ન થતી ચીડમાં 'કમ જોર ગુસ્સા બહોત,' તેમ માંહોમાંહે એક એકને પોતાની પાસથી દૂર કરવામાં (રખેને હવે સુધારાવાળો કહેવાઉં ને વહેમી મંડળમાં અળખામણો થાઉં!) અને એકબીજાને ચાવવામાં આપણું બાયલું રાક્ષસીપણું વાપરીએ છીએ. ઉપદેશકોએ તો દ્રવ્યમાનનો લોભ ન રાખતાં દેશના કલ્યાણને અર્થે ખંતે પોતાનું કામ કર્યાં જવું જોઈએ. પૂર્વે આપણામાં તેમ હતું. બીજા દેશોમાં તેમ હતું. ને આજ પણ છે. પેટને સાંસા પડતા એવા યુરોપખંડના કેટલાક વિદ્વાનો જેમ તેમ ગુજરો કરી મોટાં પુસ્તકો લખે છે. જે પુસ્તકો તેઓનાં મરણ પછી લોકની જાણમાં આવે છે.

કેટલેક વર્ષે ગ્રંથકારો પિતરરૂપે પોતાનાં યશસ્વી કૃત્યોની કીર્તિની વાસના લે છે–ધન્ય ધન્ય! વારુ, પૈસો મળ્યો એટલે મદ ને આળસ ઘર ઘાલે જ. જેટલું જોસ્સાનું બોલવું લખવું છે તે દુઃખના વખતનું જ સારું હોય છે. પૈસાથી વિચારવાળું ને મહેનતવાળું કામ કરવાનું મન થાય જ નહિ, ને મન થાય તો તે કામ સારું પણ થાય નહિ. અર્થાત્ પૈસાથી અને પૈસા મળ્યા પછી સુધારો કરીશું એ કહેવું કેવળ બહાનું છે. વળી એમ કરતાં પૈસા કમાવા પછવાડે રોજ ૧૨ કલાક ગાળવા તો અઠવાડિયામાં ૧ કલાક પણ મિત્રને મળવામાં અને આગળ થવાની મોટી લડાઈને સારુ કવાયત શીખવામાં ન ગાળવો? ભાઈઓ, જેમ આપણું જોર નરમ છે તેમ વહેમજવનનું જોર પણ નરમ છે, પણ આપણે ઘણા જ પાછા હઠ્યા છીએ ને હજીયે હઠીશું. વહેમજવન પણ હઠે છે ખરો, પણ તે કીડીની ચાલે. (બન્નેને હઠાવનાર પૈસા માન છે.) પણ આપણામાંના કેટલાએક જેઓ વહેમજવનને નિંદતા તેઓ જ તેની પૂજા કરે છે, તેથી જ્યારે પાછી લડાઈ શરૂ થશે ત્યારે વહેમજવન આપણા ઉપર ખૂબ દોડ કરી આવશે. જે ઉમંગથી આપણે આરંભ કર્યો હતો તે ઉમંગ ને તે શ્રમ રાખી રહ્યા હતા તો વહેમજવનને ઘણે દૂર નસાડ્યો હતો. પણ રે તેમ ન કરતાં આપણે આજ પાછે પગે દોડી પૈસા-માનના ગુલામ થઈ રહ્યા છીએ!

ઓ ભાઈઓ, મારું સાંભળો. જેમ રજપૂતની સેનાની આગળ કડખા બોલનાર હોય છે ને જેઓને કડખેદ કહે છે તેવો હું સુધારાના સૈન્યનો કડખેદ છું. હું તમારા જેવો દીવાનો નથી બન્યો, આપણું ને સામાનું બંનેનું સૈન્ય જોયા કરું છું ને તે ઉપર વિચારો કર્યા કરું છું. નક્કી, નક્કી ભાઈઓ, વહેમજવનના સૈન્યને દ્રવ્યનો કેફ ઊતરશે ને તે શુદ્ધિમાં આવી આપણી તરફ નજર કરશે ને જોશે કે સુધારાવાળા તો ઘણા જ પાછા હઠ્યા છે તો પછી તેઓને આપણા પર ધસી આવવાને, આપણને ગભરાવવાને, આપણને હરાવવાને અને આપણને પસ્તાવો કરાવવાને શો વિલંબ લાગનાર

છે ? ભાઈઓ, હું કહું છું તે સાંભળો ને તમારો ઉદ્યોગ પાછો આરંભો.

ભાઈઓ, આપણે સુધારાનો ઉપદેશ કરવાને યોગ્ય નથી. નથી ચોખ્ખું આપણી ભાષાનું જ્ઞાન;—સંસ્કૃતનું તો કંઈ જ નહિ;—ગુજરાતી લિપિમાં લખાયેલા શ્લોક પણ ન વાંચી જાણીએ તો બાળબોધ લિપિમાં ક્યાંથી વંચાય ? અંગ્રેજી પણ સાધારણ લખી વાંચી સમજી જાણીએ છીએ—બાકી તે ભાષામાં કાવ્ય, ઇતિહાસ, ન્યાય, માનસિક શાસ્ત્ર, ધર્મશાસ્ત્ર સંબંધી થોડું જ જાણીએ છીએ. આપણે આપણા બીજા હજારો ભાઈઓ કરતાં આપણું ગુજરાતી બોલવું લખવું સારી પેઠે જાણીએ છીએ, તેઓના કરતાં વધારે પૃચ્છક છીએ (વાદ તો કરી જાણતા જ નથી) અને દેખાદેખીથી સંસાર-સુધારાવટ વિષે કંઈ વધારે વિચાર કરી શકીએ છીએ એટલું જ આપણું જોર છે. આપણને સંસારનો અનુભવ પણ પૂરો નથી. ખરેખર સુધારાના ઉપદેશકોમાં વિદ્યા, વાચાળપણું, લખવાની છટા તેમ ઉદ્યોગ, ખંત, નિર્લોભ, લોકાપવાદભયમુક્તિ, નિઃસ્પૃહતા, સર્વ જન સાથે મળતાવડાપણું, ટેકીપણું, સ્વાત્મસુખદુઃખનો સ્વલ્પ વિચાર, એ સૌ સદ્દગુણો જોઈએ, તે તો આપણામાં પ્રથમથકી જ નહિ, તો હમણાં તે ક્યાંથી હોય ? જેમ નાનાં બાળક રમત કરે છે તેમ આપણે કોડમાં ને હોંશમાં સુધારો કરવાની રમત કરવી શરૂ કીધી, પણ હવે ગવાઈ ચૂક્યા, છપાઈ ચૂક્યા, લોકના શત્રુ થઈ ચૂક્યા, ને જે કંઈ નહિ તે મોટું મહાભારત થઈ રહ્યું; હવે આપણાથી નહિ નિભાય એમ સમજી શું આરંભેલું કામ મૂકી દેવું ? ના, ના 'માથે પડી વિશ્વદેવા.' હવે તો આપણે પાછા ઠેકાણે આવી જઈ ઉદ્યોગ જારી રાખવો ઘટે છે. પૈસાથી બહારનો સુધારો છે,—અંદરનો નથી. અંદરનો સુધારો વિદ્યાથી છે, અને વિદ્યા શ્રમ કર્યા વિના ને દુઃખ ખમ્યા વિના પ્રાપ્ત થતી નથી.

દુઃખને અંતે જે યશ તે જ ખરો યશ છે. ધનબળે દેશનું કલ્યાણ કરનારાઓના કરતાં તનબળથી દેશનું કલ્યાણ કરનારાઓનું

માન ને કામ વધારે ઊંચી જાતનું, ઘણી વાર રહે તેવું, અને મૂલ્યવાળું છે.

હવે ગમે તેવા છીએ, થોડી પૂંજીએ ઘણું દેખડાવીએ છીએ. કાયર છતે શૂરવીરના ડોળ ઘાલનારા થઈ પડચા છીએ. ગમે તેવા છીએ, તોપણુ હવે જેવું આપણે ડોળ કર્યું છે તેવું મરતાં લગી રાખી રહેવું જોઈએ. રે ડોળ રાખી રહેવું એટલું જ નહિ, પણ ઉપદેશની દૃષ્ટિએ મનરૂપી ખેતરોને સદ્બુદ્ધિથી ભરપૂર કરી નાખવાં જોઈએ. મૂળ દુઃખના ધર્મ કોણ રાખી રહ્યા છે? બ્રાહ્મણોમાં બ્રાહ્મણપણું નથી ને ક્ષત્રીમાં ક્ષત્રીપણું નથી. રજપૂતે જનોઈ ફેંકી દીધાં ને બ્રાહ્મણે માત્ર લોકલાજે રાખ્યાં છે. ખરું જોતાં, દેશ, રાજ્ય, કુળ, ધર્મ. રૂઢિ, વિદ્યા, બધી વાતમાં આપણાં સેંકડો રૂપાંતરો થઈ ગયાં છે—આપણે બધી વાતે સંકર છીએ. હિંદુરૂપી વહાણ સેંકડો વર્ષ થયાં દુર્દશાના દારયામાં તોફાન ખાઈ ખાઈને બોખું થઈ રહ્યું છે,—એટલું છે કે હજી પૂરું ભાંગ્યું નથી.' અંગ્રેજી રાજ્ય છે એ યોગરૂપી હોકાથી કંઈ દિશા માલૂમ પડવા લાગી છે, પણ આપણે ખલાસીઓ એકસંપે કામ કરતા નથી. ભાઈઓ, પ્રથમ ગરમડ હોય તો પછી સ્વસ્થતા થાય, ગાજવીજ હોય તો વૃષ્ટિ સારી થાય ને ધાન્ય પાકે. ભીલ પીંડારાઓએ જ રાજ્ય મેળવ્યાં છે તેમ આપણે આજકાલ સુધારાવાળા ગર્જના કરીએ છીએ તે એવી ને એવી જારી રાખીશું તો દેશમાંથી વહેમજવનને હાંકી કાઢવા સમર્થ કેમ નહિ થઈએ? રે દિલગીર થવાનું એટલું જ છે કે આપણે એ ઉદ્યોગ જારી રાખતા નથી.

ખરેખર આપણે ઘણું કરવાનું છે. વિદ્યાજ્ઞાનનો પ્રસાર કરવો છે, શુદ્ધ ધર્મ ચલાવવો છે, ઘર સુધારવટ કરવી છે, દેશી રાજ્યની ઊંઘ ઉરાડવી છે,—ટૂંકામાં, નાના-પ્રકારે દેશનો ઉત્કર્ષ કરવો છે. આપણાથી તે કંઈ સઘળું થવાનું નથી, તોપણ શું આપણાં છોકરાં પણ નહિ કરે? જો આપણે અમુક સીમ બાંધી જઈએ તો આપણાં

છોકરાંઓને તેટલી તો મહેનત ઓછી. તેઓ પછી ત્યાંથી આગળ વધશે.

રણમાં પડ્યા પછી હવે બીવું શું? મહેનત કરતાં લડતાં મરવું એ સમાન પુરુષાર્થ બીજો કયો છે? મરતાં લગી ઘાથી રિબાયા તોપણ શું લીધેલું પણ મૂકવું? ખરું કહું છું કે પાંચ જ વીર–ને તેઓ સંસારી સુખની તૃષ્ણા મૂકી દે અને રાત દહાડો સુધારો પ્રસારવાના ઉદ્યોગમાં રહે તો બેશક આપણે ઘણા આગળ વધીએ! રાજ્ય મદદમાં છે—છાપખાનાં મદદમાં છે—શ્રીમંતો પણ ભાવે કભાવે મદદમાં છે અથવા થશે. પણ એ દહાડો ક્યાં કે આપણે પાંચ પણ એકઠા રહીએ? પાંચ તે પાંચ હજારને ભારે પડીએ. પણ સંસારતૃષ્ણાવાળા અને એકલપેટા સ્વાર્થીઓથી શું થાય? વિલાયત જવું સહેલું હોય તો વિલાયત જઈ આવનારને કોણ માન આપે? જાતિભેદ ઝટ તોડાતો હોય ને પુનર્વિવાહ સહજ થતો હોય તો આટલી બધી ચૂંથાચૂંથ શેની થાય? સંસારમાં સર્વ વસ્તુ નાશ પામે છે. એક માત્ર કીર્તિ નાશ પામતી નથી. માટે સુધારો કરી નામ કરવું અને આવતી પ્રજાને રૂડો દાખલો આપવો એ આપણું પહેલું કામ છે. આપણે પરસ્પર વર્તવાની રીત જુદી છે. અલબત્ત એકેકના વિચારમાં અંતર તો હોય જ, પણ તેટલા ઉપરથી માંહોમાંહે વેર મત્સર રાખવાં, દ્રવ્યમાનને અર્થે ખુશામતિયા થવું, લોભમાં દોસ્તી બાંધવી ને બાંધીને ન નિભાવવી એ નીચ કુળનું લક્ષણ છે. પ્રીત કરી તો કે આગળથી જોઈ તપાસીને બાંધવી, બાંધી કે પછી તેમાં આગળ એકાદું નઠારું નીકળ્યું તોપણ તેને નિભાવવું. જેની સાથે કામ પાડ્યું, જેને માટે લોકોમાં ગવાયા, જેને આપણે આપણું પોતાનું એક વાર પણ કહ્યું, જેની સાથે બેસીને પાન ચાવ્યાં, તેને બાંહે ગ્રહ્યાની લાજ એ બહાને પણ હરગિસ મૂકવું નહિ. પણ અફસોસ, આપણે આજકાલ કોઈ કોઈના નથી! હશે. અગર ઘરમાં ગમે તેમ આપણે ભાઈ ઓ ભાઈ લડીએ, તોપણ બહાર તો એક જ છીએ એમ બતાવવું જોઈએ.

### સ્વાધ્યાય

૧. લીધેલી વાત ન મૂકવા વિષે નર્મદના શા વિચારો છે?

૨. પૈસામાન, વહેમજીવન, સુધારો,—એ બધા વચ્ચે પરસ્પર સંબંધ શો છે?

૩. નર્મદ એટલે 'જોસ્સો' (આ શબ્દ એનો જ છે.) આ પાઠમાંથી જોસ્સાનાં વચનો જુદાં તારવો.

૪. નિબંધ ભાષણ તરીકે વાંચવા માટે લખાયેલો છે. પોતે સામે બેઠેલા ભાઈઓને જે શબ્દ કહેતાં હોય એ રીતે લેખકે લખેલો છે. ૪થી કંડિકામાં 'એક વાર' એ શબ્દથી ઘણાં વાક્યો શરૂ થાય છે તે ભાષણની પદ્ધતિ જ સૂચવે છે. લેખમાં વચ્ચે વચ્ચે 'ઊભા રહો! ઊભા રહો!' 'ધન્ય ધન્ય!' એવા ઉદ્ગારો આવે છે તે પણ બોલવાની છટા જ બતાવે છે. તેવી છટાવાળા ફકરાઓનું યોગ્ય રીતે વાંચન કરો.

૫. આ લેખમાં આવેલી કહેવતો અલગ એકઠી કરો અને તે સમજાવો. દરેક ઉપર, બને તો, દૃષ્ટાંતરૂપે એક એક વાત રજૂ કરો.

## 'ઇત્યાદિ'ની આત્મકથા

['ઇત્યાદિ' શબ્દ પોતે પોતાની કથા કહે છે. આ રીતની કથાને આત્મકથા કહે છે. જીવતા માણસો તો પોતાની કથા કહે, પણ કોઈ વાર લેખકો કલ્પના કરે છે કે અમુક જડ વસ્તુ પોતાની કથા કહે તો કેવી રીતે કહે, અને પછી તે જે રીતે કહે એમ એમને લાગે તે રીતે લેખ તૈયાર કરે છે. આવી કલ્પિત આત્મકથાઓ જ્ઞાન સાથે રમૂજ આપનારી નીવડે છે. બોલનાર પદાર્થ ખાસ આપણને જ ભેદ ખોલીને પોતાની બધી વાત કહેતો હોય એમ લાગવાથી આપણે એમાં રસ પણ વધારે લઈ શકીએ છીએ. એવાં કારણોથી આવી કલ્પિત આત્મકથાઓ લખવાની પદ્ધતિ કેટલીક વાર લેખકો પસંદ કરે છે.

'ઇત્યાદિ' જેવા એક શબ્દનો જ્ઞાન અને ભાષાના ટૂંક ભંડોળવાળા ભાષણકર્તાઓ પોતાની દરિદ્રતા ઢાંકવા કેવી બેહૂદી રીતે ઉપયોગ કરે છે એ લેખકે બતાવ્યું છે. પણ 'ઇત્યાદિ' પોતે બોલનાર હોવાથી તે તો

કહે છે કે તેની 'માનરક્ષા' કરે છે. પેલા લેખકોને પણ તેમની ક્યાશ ઢાંકવા આ શબ્દ ઠીક કામમાં આવે છે. ટૂંકામાં, તે કહે છે તેમ 'હું પહોંચતાં જ અપૂર્ણ વિષય પૂર્ણ થઈ જાય છે.'

**ન જાણે શી દુર્દશા થાત!**—એમાં 'ન જાણે'નો પ્રયોગ વિચિત્ર છે. 'જાણે'નો કર્તા કયો? 'જાણું' હોત તો બોલનાર માણસ કર્તા એમ લઈ શકાત. 'કોણ જાણે?'—એ રીતે આપણે બોલીએ છીએ તેમાં 'જાણે'નો કર્તા 'કોણ' સ્પષ્ટ છે, આ 'ન જાણે' સંસ્કૃત न जाने (હું જાણતો નથી. जाने પહેલા પુરુષ અને એકવચનનું રૂપ છે.) ઉપરથી અનુકરણમાં ગુજરાતી કરેલું રૂપ લાગે છે. આપણા સાક્ષર શ્રી. બળવંતરાય ક. ઠાકોર 'નજાને' એમ એક ભેગો શબ્દ જ 'હું જાણતો નથી'ના અર્થમાં વાપરે છે.

**'અવ્યય' વંશવાળાઓ**—પદ (શબ્દ) માત્રના બે ભાગ પાડી શકાય: (क) વ્યયી પદ, એટલે કે જે શબ્દમાં ફેરફાર થાય છે તે; (ख) અવ્યય, જે શબ્દમાં ક્યારેય કશો પણ ફેરફાર થતો નથી તે. (૧) નામ, (૨) સર્વનામ, (૩) વિશેષણ અને (૪) ક્રિયાપદ વ્યયી પદ છે; કેમકે દા. ત. 'ગામ' નામ લઈએ તો તેમાં પ્રત્યય લાગવાથી ફેરફાર થઈને ગામો, ગામે, ગામમાં, ગામને, ગામોએ, એવાં રૂપ બને છે. સર્વનામ 'હું' લઈએ તો મને, મારું, મેં, એવા એનામાં ફેરફાર થાય છે. વિશેષણ 'સારું'માંથી સારો, સારાં, સારી, સારા, એવાં અને ક્રિયાપદ 'જવું' માંથી ગયો, જતાં, જાઉં, જાય, જશે, જા, જવા, જઈ, ગયેલું, જઈશું, એવાં રૂપો મૂળ શબ્દમાં કાંઈ ને કાંઈ ફેરફાર થવાથી થાય છે. જ્યારે (૫) ક્રિયાવિશેષણ અવ્યય, (૬) નામયોગી અવ્યય, (૭) ઉભયાન્વયી અવ્યય અને (૮) કેવળપ્રયોગી અવ્યય, એ પદો **અવ્યય** છે; એટલે કે (૫) કદી, ક્યારે, ક્યાં, સદા, દૂર, (૬) માટે, વડે, ઉપર, સારુ, (૭) અને, પણ, તો, ત્યારે, (૮) ઓહ! અફસોસ! હા! હા! અરે! હાશ!—આ શબ્દો તેવા ને તેવા જ રહે છે. એમનામાં કાંઈ ફેરફાર થતો નથી. તેમને કોઈ 'પ્રત્યય' લાગતા નથી એટલે એમના રૂપમાં ફરક પડતો નથી, જેવું વ્યયી પદોની બાબતમાં બને છે.]

શબ્દસમાજમાં મારું કાંઈ જેવું તેવું માન નથી. મારું તો એટલું બધું સન્માન છે કે વક્તાઓ અને લેખકો મને બળાત્કારથી

પકડી જાય છે. એક આખા દિવસમાં તો મને કેટલાય જણા બોલાવવા આવે છે. સભા, સોસાયટીઓમાં જઈ જઈને મને ઊંઘવાની પણ ફુરસદ મળતી નથી. જો હું વગર બોલાવ્યે ક્યાંય જઈ ચડું છું તોપણ અતિશય સન્માનપૂર્વક મને યોગ્ય-સ્થાન મળે છે. ખરું પુછાવો તો, શબ્દસમાજમાં હું, 'ઇત્યાદિ' શબ્દ, ન હોત તો લેખકો અને વક્તાઓની ન જાણે શી દુર્દશા થાત ! પણ હા, આટલું બધું સન્માન મળવા છતાં પણ આજ સુધી કોઈએ મારી જીવનકથા ન લખી. સંસારમાં થોડું કામ કરનારાઓને માટે લેખકો મીઠું મરચું ભભરાવી પાનાં ને પાનાં ચીતરી કાઢે છે; પરન્તુ મારે માટે તો કોઈએ એક લીટી પણ ન લખી. વાચક ! તેમાં એક ભેદ છે.

જો લેખકો મારા ગુણ બધા સાધારણ માણસો આગળ પણ પ્રકાશ કરે તો તેમની યોગ્યતાનું પોગળ જરૂર ખૂલી જાય; કારણ તેમની શબ્દદરિદ્રતાની અવસ્થામાં હું જ એકલો તેમનો આધાર છું. ઠીક, આજે ચારે તરફથી નિરાશ થઈ હું પોતે મારી આત્મકથા કહેવાને, ગુણાવલિ ગાવાને બેઠો છું. વાચકો, આત્મપ્રશંસાનો અથવા તો 'વરની મા વરને વખાણે' એ દોષ મારા ઉપર ન મૂકતા. તેની હું ક્ષમા ચાહું છું.

મારા જન્મનો સન, સંવત, મિતિ, દિવસ, કાંઈ મને યાદ નથી, માત્ર એટલું જ યાદ છે કે જ્યારે 'શબ્દનો મોટો દુકાળ' પડ્યો ત્યારે મારો જન્મ થયો હતો. મારી માતાનું નામ 'ઇતિ' અને પિતાનું નામ 'આદિ' છે. મારી મા અવિકારી 'અવ્યય' કુટુમ્બ કુળની છે. મારે માટે આ થોડા ઘણા ગૌરવની વાત નથી: કારણ કે શેષશાયી ભગવાનની કૃપાથી 'અવ્યય' વંશવાળાઓ, પ્રતાપી મહારાજ 'પ્રત્યય'ને કોઈ દિવસ આધીન નથી થયા; સદા સ્વતંત્રતાથી રહેતા આવ્યા છે.

હું જ્યારે બાળક હતો ત્યારે મારા માબાપે એક જોશીની પાસે મારા અદૃષ્ટનું ફળ જોવરાવ્યું હતું. તેમણે કહ્યું કે, 'આ છોકરો

વિખ્યાત અને પરોપકારી થશે. એના મંડળમાં એ સૌનો પ્રિય બનશે, પરન્તુ દોષમાં દોષ એટલો જ છે કે એ કુંવારો રહેશે; લગ્ન નહિ થવાથી તેને છોકરાં છૈયાં નહિ થાય.' આ સાંભળીને મારાં માબાપના મનમાં પહેલાં તો થોડું દુઃખ થયું. પરંતુ કરે શું? એ તો થવાનું જ નશીબમાં લખાયું હતું. એથી કરીને દિલગીરી છોડી દઈને તેમને મન વાળવું પડ્યું. એ બંનેએ પોતાનું નામ ચિરસ્મરણીય કરવા માટે (મારાથી જ તેમના વંશની ઇતિશ્રી હતી) મારું નામ બીજું કાંઈ ન રાખતાં પોતાનાં જ નામોને જોડી દઈને એ મને બોલાવવા લાગ્યાં. એથી હું 'ઇત્યાદિ' કહેવાયો.

શરૂઆતમાં મારી એટલી બધી પ્રસિદ્ધિ નહોતી. કારણ, એક તો બાલ્યાવસ્થામાં બહુ થોડા લોકો સાથે મારી ઓળખાણ પિછાણ હતી. બીજું, એ વખતે બુદ્ધિમાનોના બુદ્ધિભંડારમાં શબ્દની દરિદ્રતા પણ નહોતી. પરંતુ જેમ જેમ શબ્દદારિદ્રય વધતું ગયું તેમ તેમ મારું સન્માન પણ વધતું ગયું. આજકાલની વાત તો પૂછવી જ નહિ. આજકાલ તો મારા જેટલાં સન્માનવાળો મારા મંડળમાં ભાગ્યે જ કોઈ વિરલો હશે. મારો આદર વધતો ગયો તેની સાથે નામ પણ વધતાં ગયાં. આજકાલ મારાં અનેક નામ છે. ભિન્ન ભિન્ન ભાષાના 'શબ્દસમાજ'માં મારાં ભિન્ન ભિન્ન નામ છે. મારો પહેરવેશ પણ જુદો જુદો છે. જેવો દેશ તેવો વેશ કરી હું સર્વત્ર ફરતો ફરું છું. તમે તો જાણતા જ હશો કે સર્વેશ્વરે અમને શબ્દોને સર્વવ્યાપક બનાવ્યા છે, એથી હું એક જ વખતે અનેક જગ્યાએ કામ કરું છું. જે વખતે હું વિલાયતની પાર્લમેન્ટમાં બેઠો હોઉં, તે જ વખતે ભારતવર્ષની પંડિત મંડળીમાં પણ બિરાજમાન થઈ શકું છું. જ્યાં જુઓ ત્યાં હું હાજર જ છું.

મારામાં એક મોટો ગુણ એ છે કે, રાજા કે રંક, પંડિત કે મૂર્ખ, ગમે તેને ઘેર જવામાં હું સંકોચ રાખતો નથી, માન અપમાન પણ ગણતો નથી. મારા બીજા શબ્દ બન્ધુઓમાં આ ગુણની ખોટ

છે. કેટલાક મારા શબ્દ બન્ધુઓ તો બોલાવ્યા છતાં પણ નવા આવવામાં બહુ આનાકાની કરે, બહુ માન માગે છે, અને ગયા પછી માનવાળી જગ્યા ન મળવાથી ગુસ્સે થઈ ઊઠી પણ આવે છે. આપણને તો એમાનું કાંઈ જ ન મળે, અને તેથી જ હું બધા સાક્ષરોનો અતિ માનવંતો સ્નેહી અને સહાયક થઈ પડ્યો છું!

પરોપકાર અને બીજાઓની માનરક્ષા એ તો મારું જીવન-કર્તવ્ય જ છે. એમ કર્યાં વગર મને ઘડી પણ ચેન પડતું નથી. દુનિયામાં એવું કોણ છે કે જેને ત્યાં અવસર આવતાં હું કામમાં ન આવ્યો હોઉં? ગરીબ લોકો ભાડાનાં કપડાંલત્તાં પહેરીને મોટી મોટી સભાઓમાં પણ માન મેળવે છે; કોઈ તેમને ગરીબ ધારતું નથી. તેમ હું પણ નાના નાના વક્તાઓ અને લેખકોની દરિદ્રતાને એકદમ દૂર કરી દઉં છું. લો તેના એક બે દાખલા.

વક્તા મહાશય ભાષણ આપવા ઊભા થયા છે. પોતાની પંડિતાઈ બતાવવાને માટે બધાં શાસ્ત્રોની થોડી ઘણી વાત કહેવી જોઈએ. પરંતુ શાસ્ત્ર તો ક્યાંય રહ્યાં, પણ એ શાસ્ત્રોનાં પાનાં ઉથલાવવાનું પણ સૌભાગ્ય તેમને મળ્યું નથી. આમતેમથી સાંભળીને એક બે શાસ્ત્ર અને શાસ્ત્રકારનાં નામ માત્ર તેમણે જાણી લીધાં છે. ભાષણ કરવા તો ઊભા થયા છે, પણ કહે શું? હવે તે ચિન્તાના સમુદ્રમાં ગોથાં ખાવા અને મોં ઉપર રૂમાલ દાબી ઉધરસ ખાતાં ખાતાં આમતેમ જોવા લાગ્યા. જે મુખકમળ પહેલાં ઉત્સાહસૂર્યનાં કિરણોથી ખીલી નીકળ્યું હતું. તે હવે ગ્લાનિ અને સંકોચ પડવાથી કરમાવા લાગ્યું. તેમની આવી દશા જોઈ, મારા હૃદયમાં દયા ઊભરાઈ આવી. એ વખતે વગર બોલાવ્યે હું તેમની મદદે જઈ ઊભો અને તેમના કાનમાં છાનુંમાનું કહ્યું 'મહાશય! કાંઈ ફિકર નહિ. હું આપની મદદે છું. આપના મનમાં જે આવે તે બોલવું શરૂ કરો, પછી તો બધું હું નિભાવી લઈશ.' આમ હિંમત મળવાથી વક્તા સાહેબના જીવમાં જીવ આવ્યો.

થોડાક વખતને માટે તેમના મોં પરના આકાશમંડળમાં ચિંતા-ચિહ્નનું વાદળ દેખાયું હતું, તે મારી હિંમતના ધડાકાથી એકદમ ફાટી ગયું, અને ઉત્સાહનો સૂર્ય પાછો પ્રકટી આવ્યો, અને તેમણે પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું.

'મહાશયગણ, મનુ ઇત્યાદિ ધર્મશાસ્ત્રકાર, વ્યાસ ઇત્યાદિ પુરાણકાર, કપિલ ઇત્યાદિ દર્શનકારોએ કર્મવાદ, પુનર્જન્મવાદ ઇત્યાદિ જે જે દાર્શનિક તત્ત્વો ભારતના ભંડારમાં ભર્યાં છે એ જોઈ મેક્સમૂલર ઇત્યાદિ પાશ્ચાત્ય પંડિતો ઘણા આશ્ચર્ય પામી ચૂપ થઈ જાય છે . . . . ઇત્યાદિ, ઇત્યાદિ.'

જણાવવાની જરૂર નથી કે વક્તા મહાશય ધર્મશાસ્ત્રકારોમાં માત્ર મનુ, પુરાણકારોમાં માત્ર વ્યાસ, અને દર્શનકારોમાં ફક્ત કપિલનું જ નામ જાણે છે. પરંતુ જુઓ, મેં તેમની દરિદ્રતા દૂર કરીને ઉપરથી એવાં કપડાં પહેરાવ્યાં કે અંદરનાં ફાટચાં તૂટચાં મેલાં ચીંથરાંઓ કોઈએ જોયાં નહિ.

વળી સાંભળજો. કોઈ સમાલોચના (ગ્રન્થાવલોકન) કરનાર સાહેબનું ઘણા દિવસથી કોઈ ગ્રન્થકાર સાથે ઊંચું મન થયું છે. એ ગ્રન્થકારનું કોઈ પુસ્તક તેમની પાસે અવલોકન માટે આવ્યું ત્યારે એ ઘણા ખુશી થયા. ઘણા દિવસથી એ દાવની શોધમાં ફર્યા કરતા હતા. પુસ્તકને ઘણા ધ્યાનપૂર્વક ઉથલાવી ઉથલાવીને તેમણે જોયું. કોઈ જગ્યાએ કોઈ પણ પ્રકારનો ખાસ દોષ પુસ્તકમાં તેમને જડચો નહિ. છાપવાની બેએક સામાન્ય ભૂલો ખોળી, પરંતુ એથી જગસમાજ સંતોષાય નહિ;—એવી સ્થિતિમાં બિચારા અવલોકનકાર સાહેબ એકદમ મારે શરણે આવ્યા એટલે પછી પૂછવું જ શું? પોબાર! તેમણે પુસ્તકનું અવલોકન કર્યું કે:

'પુસ્તકમાં કેટલાક દોષો છે એ બધા બતાવીને ગ્રન્થકારની અયોગ્યતાનો પરિચય આપવા તથા અમારા પત્રની જગ્યા રોકવા અને વાચકોનો સમય ગુમાવવા અમે ચાહતા નથી. પરંતુ બેએક સામાન્ય દોષ અમે બતાવી દઈએ છીએ કે......ઇત્યાદિ, ઇત્યાદિ.'

વાચકવૃન્દ! જોયું? અવલોકનકાર સાહેબનું મેં કેવું કેવું સરસ કામ કર્યું? આ અવસર ચાલ્યો જાત તો પછીથી તે પોતાનો દાવ કેવી રીતે વાળત? આ તો થઈ ખરાબ સમાલોચનાની વાત; પણ સારી સમાલોચના કરવાનું કામ પડે તોપણ મારા આશ્રયથી ખરાબ પુસ્તકોની પણ એ સારી સમાલોચના કરી શકે છે.

હું તો કેટલું કહું? 'હું મૂર્ખને પંડિત બનાવું છું, યુક્તિ ન સૂઝે તેને યુક્તિ સુઝાડું છું, લેખકને ભાવ પ્રકાશ કરવાને ભાષા નથી જડતી તો હું યોગ્ય ભાષા શોધી આપું છું, કવિને જ્યારે ઉપમા નથી મળતી ત્યારે હું ઉપમા બતાવું છું: ખરું પુછાવો તો, હું પહોંચતાં જ અપૂર્ણ વિષય પૂર્ણ થઈ જાય છે. બસ, આટલું કહ્યાથી શું મારો મહિમા પ્રકટ નથી થતો?

## સ્વાધ્યાય

૧. 'ઇત્યાદિ'ની જીવનકથા તમે તમારા શબ્દોમાં (તમે કહેતા હો તેમ) લખો.

૨. 'આગગાડી', 'રૂપિયો', 'કાગળ', 'ચાક' (ખડી), 'ભાંગેલી તલવાર', 'પરીક્ષાનો દિવસ',—આમાંથી કોઈ પણ એકની આત્મકથા લખો.

૩. વ્યયી પદો અને અવ્યયોમાં શો ફેર છે? બંનેના દાખલા ('મનુ ઇત્યાદિ' જેવું ન થાય એ ધ્યાનમાં રાખીને) આપો અને શા માટે બેમાં ફેર છે એ દાખલાની મદદથી સમજાવો.

૪. નીચેનાં પદો વ્યયી છે કે અવ્યય તે નક્કી કરો: તું, ત્યાં, ત્યારે, સારુ, સારું, હા, ને, ખાતાં, શાળામાં, ઘરને, ખૂબ.

૫. પ્રત્યય એટલે શું? તેના નમૂના આપો.

# મણિલાલ નભુભાઈ દ્વિવેદી

[આપણા એક મોટામાં મોટા વિચારકે 'વાચન'ના વિષય ઉપર કીમતી સૂચનાઓ આ લેખમાં આપી છે. 'આત્માને પુષ્ટિ આપનાર' વાચન વિષેની આપણી બેદરકારી પર એમણે યોગ્ય રીતે જ પ્રહાર કર્યો છે. 'વિચારવા'ને બદલે 'વાંચવા'ની ટેવ. પાડી આપણે ઉપરચોટિયો અભ્યાસ કરીએ છીએ, 'વખત જવા' અને નહિ કે 'વખતને કામમાં લેવા' વાંચીએ છીએ. વિચારશક્તિ કેળવવાને બદલે પુસ્તકને વિચાર કરવાનું સોંપીએ છીએ. આને લીધે આપણા લખવામાં પણ ભલીવાર હોતો નથી. વર્તનમાં ગંભીરતા અને સારાસાર વિવેક પણ ક્યાંથી આવે? અને મોટાં કાર્યો તો કરી જ શેના શકીએ? લેખકે આપણને રત્ન જેવું સદ્‌વચન એક આપ્યું છે કે: **કાર્યસિદ્ધિનો રહસ્યમાર્ગ ગંભીર વિચાર છે.** ગમે તે કાર્ય સિદ્ધ કરવું હોય તો તેનો ભેદી રસ્તો કયો? એટલે કે જે માર્ગ ગુપ્ત હોય, ટૂંકામાં ટૂંકો હોય, સૂક્ષ્મ હોય. લેખક કહે છે કે એ માર્ગ તે એ કે અગાઉથી કાર્ય વિષે ગંભીરપણે વિચાર કરી લેવો. આ વિચારની શક્તિ સારા અને સારી રીતે કરેલા વાચનથી આવે છે. વાચન સંસ્કૃત શબ્દ છે, જે ઉપરથી આપણો શબ્દ 'વાંચન'. મૂળની ભાષામાં હોય તેવા ને તેવા રૂપમાં આપણી ભાષામાં શબ્દ વાપરીએ તો તે '**તત્સમ**' (તેના સમો–સરખો) શબ્દ કહેવાય. દા. ત., વાચન, કાર્ય, ગૃહ, પત્ર, કબૂલ, માલૂમ, દફતર, ટેબલ, સ્કૂલ. આપણી ભાષામાં આવતા શબ્દના અસલ રૂપમાં ફેરફાર થઈ જાય તો તેને '**તદ્‌ભવ**' (તેમાંથી—અસલ ભાષામાંથી ઉદ્‌ભવેલો—થયેલો) કહે છે. દા. ત., વાંચન, કાજ–કારજ, ઘર, પાંદડું–પાનું, માલમ, ઇસ્કૂલ, ગિરમીટ (ઍગ્રિમેન્ટ), રંગરૂટ (રિક્રુટ–લશ્કરમાં ભરતી કરવામાં આવતો માણસ), વગેરે.

આ લેખક આપણા ગદ્ય લખનારાઓમાં ઘણા જ આગળ પડતા લેખક ગણાય છે. તેમની શૈલી તત્સમ શબ્દોની પક્ષપાતી છે. **સાંગ અધ્યયન**—કોઈ એક વિષયના આખા દેહનો અભ્યાસ કરવો જરૂરી છે, એટલે કે તેના એકેએક અંગનો–અવયવનો પરિચય મેળવવો જોઈએ. **તલસ્પર્શ અને પલ્લવગ્રાહી પાંડિત્ય**—સાચો વિદ્વાન કે અભ્યાસી હશે તે વિષયના તલ–તળિયા સુધી પહોંચવા પ્રયત્ન કરશે, બાકી જેને રાગ જ કરવો છે તે તો પલ્લવ–પાલવ–છેડાને અડીને જ પોતાને ધન્ય ધન્ય થયો માનશે. **પ્રાકૃત**—સામાન્ય–નહિ–જેવા સંસ્કારવાળો.

**મૂલથી પરિપાક પર્યંત** — ઝાડને મૂળથી ફળ પર્યંત જોવાથી તેનો સાચો પરિચય થશે તેમ જ કોઈ પણ વિષયનું પણ.

આપણે 'વાંચન' શબ્દ 'પાઠ કરવો તે', 'મોટેથી વાંચવું તે', એ અર્થમાં પણ વાપરીએ છીએ. આપણી પ્રાથમિક શાળાઓમાં 'વાંચન' કરાવવામાં આવે છે. મૂળાક્ષરો ને બારાખડી સમજી વાંચતાં શીખ્યા એટલે 'વાંચન' આવડી ગયું એમ સમજવામાં આવે છે. પણ એ બરોબર નથી. મોટપણ સુધી 'વાંચન' ચાલુ રાખવું જોઈએ, એટલે કે સારા સારા ગદ્યના નમૂનાઓ મોટેથી વાંચતા રહેવાની ટેવ ચાલુ રાખવી જોઈએ. કેટલીક વાર એ રીતે વાંચવાથી ભાવાર્થ તરત અને બરોબર રીતે સમજાઈ જાય છે. વિરામચિહ્નો આગળ યોગ્ય પ્રમાણમાં અટકતા જઈ વાક્ય વાંચતા જઈએ તેમ તેમ તેની ખુશબો આપણે પામતા જઈએ છીએ. અંગ્રેજીમાં તો કહેવત જેવું એક વચન છે કે, મહેતાજીઓએ 'મિલ્ટન કવિનું ખૂન કર્યું છે', એટલે કે તેની રચનાઓનું ખોટું 'વાંચન' કરીને. આપણે આપણા ખરાબ વાંચનથી કેટકેટલા લેખકોનું એમ કરતા હોઈશું,એ જોવું જોઈએ.]

## વાચન

દિનપ્રતિદિન શિક્ષણના વિસ્તાર સાથે વાચનનો પણ વિસ્તાર થતો જાય છે અને વાચનની રુચિને તૃપ્ત કરનાર લેખો પણ વૃદ્ધિ પામતા જાય છે. એ વાત સંતોષ ઉપજાવનારી છે, તથાપિ આપણે અને આપણે સ્થાને આવનારાં આપણાં બાળકો શું વાંચીએ છીએ, કેવી રીતે વાંચીએ છીએ, એનો વિચાર કરવાની બહુ આવશ્યકતા છે. શરીરને પુષ્ટિ આપનાર અન્નની અને ભોજનની આપણે અનેક રીતે પરીક્ષા કરીએ છીએ, પણ મન અને આત્માને પુષ્ટિ આપનાર જે વાચન તેની યથાયોગ્ય પરીક્ષા આપણે કરતા નથી. જેમ સર્વ વાતોમાં આજકાલ બહારની ટાપટીપ અને શોભા ઉપર વિશેષ લક્ષ અપાતું થયું છે તેમ વાચનમાં પણ થઈ ગયું છે. આપણી શાળાઓ અને પાઠશાળાઓ સુધી દૃષ્ટિ કરી જોઈશું તો કોઈ એક વિષયના તલસ્પર્શ પર્યંત સાંગ અધ્યયનનો ક્રમ જોવામાં આવશે નહિ. સર્વ વિષયનું પલ્લવગ્રાહી પાંડિત્ય આપણા વિદ્યાલયમાંથી પદવી ધારણ કરીને બહાર આવતા યુવકોમાં પણ દીઠામાં આવે છે, ત્યાં અન્ય પ્રાકૃતોની તો વાત જ શી કરવી?

શાળાઓમાં જેમ ગણિતની કૂંચીઓ, ઇતિહાસાદિનાં સંક્ષેપ, એવાં કૃત્રિમ સાધનો પ્રયોજવા માંડયાં છે, તેમ મનુષ્યના જીવનને પરમોપયોગી એવા અતિ ગહન વિષયો પણ સંક્ષેપમાં હસ્તગત કરવાની લલુતા સર્વ પાસા વધેલી દીઠામાં આવે છે. મનુષ્યોના વ્યાપારમાં વૃદ્ધિ થઈ છે કે મનુષ્યોની બુદ્ધિ ક્ષીણ થઈ ગઈ છે, પણ જાણે દોડતે દોડતે જ જ્ઞાનમાત્રને ઉપાડી લેવાય તો ઠીક, એવી અસાધારણ તૃષ્ણા દીઠામાં આવે છે. પુસ્તક હાથમાં લીધું, પ્રથમ પત્ર જોયું, અંત્યપત્ર જોયું, વચમાં આમતેમ ઉથામ્યું અને અમુક અભિપ્રાય તે પુસ્તકના વિષય સંબંધે ધારણ કરીને ફેંચું મૂક્યું — એ જ પ્રચાર પડયો છે. 'વખત નથી' એ તો એક બહુ સામાન્ય અને સાધારણ ફરિયાદ થઈ પડી છે. અને કેટલીક વાર તે વાત ખરી હશે, તથાપિ સેંકડે પંચાણું જનને સંબંધે તો આળસ્ય, બેપરવાઈ, અને પોતાની બુદ્ધિનું અભિમાન સંતાડવાનો એ મોટો માર્ગ છે.

આટલું છતાં એમ નથી કે વાચનની રુચિ ઓછી થઈ છે, પ્રથમ કરતાં ઘણી વધી છે. અભણમાં અભણ માણસના ઘરમાં પણ ચાર પુસ્તકો હશે. ગાંધીની દુકાને હિંગ, મરી ને મરચાંની વાસમાં પણ નાટકનાં ગાયનો યે પડેલાં હશે, રેલવેમાં મુસાફરી કરતા ઘણાખરા માણસોના હાથમાં પુસ્તક કે 'ન્યુસપેપર' હશે, અને સર્વ કોઈ પોતાની શક્તિ અનુસાર કોઈ ને કોઈ 'પેપર'—'છાપું'— રાખતા હશે, અથવા રાખી નહિ શકતા હોય તો વાંચવાની જોગવાઈ કરી લેતા હશે. ઘણાક જનોને નિત્ય 'પેપર' જોયા વિના અન્ન ભાવતું નથી એવી પણ સ્થિતિ છે. આટલી બધી વાચનની રુચિ બહુ સંતોષ ઉપજાવનારી છે, પણ એનો સાર શો છે? જેમાં કશો ઉપદેશ નહિ એવી, અથવા આડકતરી રીતે અવળો ઉપદેશ આપનારી વાતો, તેવાં જ નાટકો, અને વેપાર, લડાઈ, કેસ, ઇત્યાદિની ખબર-અંતરોનાં 'પેપરો,' એ વિના બીજા પ્રકારનું વાચન આ બધી પ્રવૃત્તિમાં દેખાતું નથી, એ બહુ શોચનીય છે.

આપણી શાળાઓ અને પાઠશાળાઓમાં જેમ પરીક્ષા 'પાસ' કરવા માટે જ અધ્યયન ચાલે છે, ગોખીને, મોઢે રાખીને, ગમે તે રીતે પણ પરીક્ષામાં ઉત્તર આપવા જેટલી જ તૈયારી કરવામાં અને કરાવવામાં આવે છે, તેમ આપણા વાચનમાં પણ કામ જેટલું, ખપ જેટલું, પૈસો પેદા થાય તેટલું વાંચવા ઉપર વાચકોનું લક્ષ છે. 'પાસ' અને 'નોકરી'ની ઉતાવળમાં જેમ શિક્ષણનો હેતુ—બાળકના મનનો વિકાસ કરાવી તેને વિચારતાં શીખવવું—તે ઊંધો વળ્યો છે, તેમ પૈસો, પૈસો, એ ઝંખનામાં વાચનનો વાસ્તવિક હેતુ—પ્રાકૃત જીવનને ઉન્નતિકારક પ્રવાહમાં ધોઈ સ્વચ્છ અને ઉન્નત કરવું—તે પણ ઊંધો વળી ગયો છે. વાચન તે જાણે વખત ગાળવાને માટે જ હોય એમ મનાવા લાગ્યું છે, વખત વાચનને માટે છે એમ મનાતું બંધ થયું છે. રેલવેમાં 'વખત જવા' માટે પુસ્તકો અને પેપરો સાથે રહે છે. વખત મળશે ત્યારે વિચારવાને માટે રહેતાં નથી. પ્રાચીન સમયમાં કોઈ પણ ગ્રંથને 'વિચારવો' એમ કહેવાતું તેને સ્થાને હવે 'વાંચવો' એટલું જ કહેવાય છે, ને તે અન્વર્થ છે કેમકે વિચાર્યા વિના વાંચી જવાય તેવા જ વાચનની આ સમયને ભૂખ છે.

કહેવાનું તાત્પર્ય એમ નથી કે સર્વ કોઈ વાંચનારે તત્ત્વશાસ્ત્ર અને ગહન વિચારના ગ્રન્થો જ વાંચવા અને વિચારવા. પરંતુ એવા વિષયોને એ રેલવેની મુસાફરીમાં લઈ જવાને અને વખત ગાળવાને સાથે રાખેલાં વાર્તા તથા નાટકો કે પેપરના આર્ટિકલોની પેઠે ઉપર ઉપરથી જોઈને જ હાથ કરી લેવાની આશા રાખવી, કે તે રીતે તે વિષયોને ચર્ચાયેલા જોવાની ઇચ્છા કરવી એ અતિશય અયોગ્ય અને હાનિકારક છે. ગહન વિષયોને એ રીતે ચર્ચી શકાતા નથી, અને એ રીતે ચર્ચવાથી તેમનું સંપૂર્ણ જ્ઞાન ન થતાં સમજનારને વિચાર કરવામાં ભૂલ થયા વિના રહેતી નથી. વાચનની જે જે પદ્ધતિ પડી ગઈ છે, કથા, વાર્તા, નાટક, ન્યુસપેપર એટલામાં જ વાચનનો વિસ્તાર આજકાલ આવી રહ્યો છે તેથી ગંભીર વિષયોની

ચર્ચાનો અવકાશ જતો રહ્યો છે એટલું જ નહિ, પણ જે વિષયો રુચિકર વાચનમાં ગણાય છે તેમાં પણ તેના સ્વરૂપને અનુસરીને કે તેના તલસ્પર્શને અનુભવવાને કાંઈ લખાતું જણાતું નથી.

ગંભીર વિષયોની ચર્ચાને અભાવે અને ગંભીર વિષયોનું વાચન અરુચિકર થવાને લીધે, તથા જે રુચિકર વાચન છે તેમાં પણ બહુ ઊંડાઈ ન હોવાને લીધે, વાચકોના જીવનમાંથી, વ્યાપારમાંથી, વિચારમાંથી, આચારમાંથી, ગાંભીર્ય અને વિવેક પ્રત્યક્ષ રીતે ન્યૂન થતાં જાય છે. આ જગતમાં અવતરીને મરવાની વચમાં જાણે ખાવા પીવા અને મોજમજા કરવા વિના બીજું કશું કર્તવ્ય જ ન હોય તેવી લઘુતા, ચંચલતા, વિકલતા આપણા વાચકોના અંગમાં વારંવાર જણાય છે; અને અભિમાન તથા સંકુચિત મન અને વિચાર સાથે સ્વચ્છંદિતા, ગંમત, મોજ, એ જ સર્વત્ર નિયામક થઈ ગયાં હોય એવું ખેદકારક ભાન વિચારવાનને થયા વિના રહેતું નથી. જીવન અને તેના ઉપયોગ અને નિર્વાહ તથા સ્વરૂપ વિષે ગંભીરતાથી વિચાર કરવો, તે વિચારને અનુસરી મહત્કાર્યોમાં પ્રવેશ કરવાનાં સાહસ, સ્વાર્પણ અને આગ્રહ પોતાના ચારિત્રમાં પ્રતિક્ષણે દર્શાવવાં, એ વાત જ જાણે આપણા વાચકોના લક્ષમાં ન હોય, ને કાર્યસિદ્ધિનો રહસ્યમાર્ગ ગંભીર વિચાર છે એનું જાણે વિસ્મરણ જ થઈ ગયું હોય, તેવું વર્તમાન સમયના વાચનની સ્થિતિથી જણાઈ આવે છે.

આપણા દેશમાં જ આમ થયું છે એમ નથી; યુરોપ અને અમેરિકામાં પણ દેશની ઉન્નતિના સ્વરૂપને સમજનારા વિચારવાન પુરુષો આવા જ પ્રકારની ફરિયાદ કરે છે. વરાળયંત્ર, વીજળી અને ચુંબકની પાંખો ઉપર ઊડતા અને મહાલક્ષ્મીની પ્રતિમાના પ્રતાપમાં ઝંખવાઈ ગયેલા આ સમયને પોતાનાં અંતઃકરણ અને બુદ્ધિમાં પણ વરાળયંત્ર, વીજળી અને ચુંબકનાં સાધનોથી વિચારવાનો અને નિર્ણય કરવાનો પ્રકાર જોઈએ છે. આમ હોવાથી આજ તમને એવાં સ્ત્રીપુરુષો બહુ જડશે કે જેમણે ઘણાં શાસ્ત્રો, ઘણા ગ્રંથો, ઘણા વિચારોનાં મોઢાં, પૂછડાં, ગમે તે, પણ કાંઈક ને કાંઈક જાણ્યાં

હોય, પણ એવાં જન તો અતિ વિરલ જડશે કે જેને કોઈ એક વિષયનું તેના મૂલથી પરિપાક પર્યંત સાંગોપાંગ યથાર્થ જ્ઞાન હોય. આથી કરીને આ સમયનું જીવન કેવલ એક રમત જેવું, નકામું, હલકું, અને સ્વાર્થી થઈ ગયું છે; જ્યાં જોઈએ ત્યાં રમત ગમતની મંડળીઓ, ક્લબો, સોસાયટીઓ છે; અને વિદ્યા કે જ્ઞાનના ગંભીર વિસ્તાર માટેનાં તેવાં સ્થાન અન્ય દેશોમાં ક્વચિત્ ક્વચિત્ દેખાય છે, તથાપિ આપણા ભરતખંડમાં તો એક પણ નથી એ અતિશય શોકજનક દશા છે. વિદ્યાવિનોદ, શાસ્ત્રચર્ચા, એ તો એક અનાદરનો વિષય છે, લૉનટેનિસ. બિઝિક, ક્રિકેટ, ચાપાણી, જ્યાફતો અને વચમાં વચમાં નાટકોનાં 'ગાયનો' એ આજકાલના વિદ્યાના ઉપાસકોનો શોખ છે!

પઠનપાઠનનો જે પ્રાચીન સંપ્રદાય હતો તેનો તો અત્યંત ઉચ્છેદ થયો છે. અને આજ એક શતકથી પાશ્ચાત્ય કેળવણીના પ્રભાવથી આપણે વાંચતા અને લખતા થયા છતાં એક પણ શુદ્ધ પ્રતિભાવાળો (original) લેખ ઉપજાવી શક્યા નથી! આપણું વાચન એ જ આપણા જીવનનું ખરું પ્રતિબિંબ છે; માણસ કોની સાથે રહે છે ને શું વાંચે છે તે કહો એટલે તે કેવો છે એ કહી શકાશે એમ જે જ્ઞાનીએ કહ્યું છે તેણે સત્ય કહ્યું છે.

## સ્વાધ્યાય

૧. વાચનથી શા લાભ થાય?

૨. વિચારનું મહત્ત્વ લેખકે કેવું બતાવ્યું છે?

૩. આ નિબંધમાંથી પાંચ તત્સમ શબ્દો વીણી કાઢો. પછી તેમાંથી જ થયેલા (તદ્ભવ) શબ્દો આપો. દા. ત., પાંડિત્ય (તત્સમ), પંડિતાઈ (તદ્ભવ). એ જ રીતે બીજા કોઈ પણ પાઠોમાંથી એવા દસ દસ નમૂના આપો.

૪. આપણી શાળાઓમાં શાને વાચન કહે છે? લેખક જેને 'વાચન' કહે છે તે શું? બંનેમાં ફેર ખરો?

૫. કલાપીના પાઠનું 'વાંચન' કરો.

# સુરસિંહજી તખ્તસિંહજી ગોહિલ – 'કલાપી'

[અઢાર વરસની ઉંમરે કલાપીએ કાશ્મીરનો પ્રવાસ કર્યો હતો. તેનું વર્ણન તેમણે એક પત્રના રૂપમાં પોતાના એક શિક્ષકને મોકલી આપ્યું હતું. તેમાં દિનપ્રતિદિન બને તે લખતું એવી રોજનીશી (ડાયરી–વાસરી, વાસરિકા, દૈનંદિની)ની રીત રાખી હતી. એટલે સો જેટલાં પાનાંના એ વર્ણનમાં આપણને પત્ર, રોજનીશી અને કુદરતવર્ણન એ ત્રણે વસ્તુ કેમ લખાય તેનો ખ્યાલ આવે છે. અલબત્ત, ત્રીજી વસ્તુ ઉપર જ ભાર તો મૂકવામાં આવ્યો છે. 'કાશ્મીરનો પ્રવાસ અથવા સ્વર્ગનું સ્વપ્ન' એ નામથી એ પત્ર પ્રસિદ્ધ થયો છે. કાશ્મીરનો પ્રદેશ અત્યંત રળિયામણો છે તેનો કાંઈક ખ્યાલ અહીં જેલમ નદી વિષે થોડાક ફકરા ઉતાર્યા છે એ ઉપરથી પણ આવશે.

જેલમના પ્રવાહના અવાજનું વર્ણન કવિએ છટાથી અનેક ઉપમાઓ વાપરીને કર્યું છે. વાક્ય મોટાં મોટાં છે, પણ તે આડંબર કરવા માટે નહિ, પરંતુ નદીના પ્રવાહની અને એના અવાજની ભવ્યતાનો કાંઈક પણ અણસારો આપવાની ઇચ્છાથી. આ વાક્યોને જો યોગ્ય વિરામો આગળ અટકીને વાંચવામાં આવશે, તો વાક્યના વળાંકો, વિરામો, આરોહઅવરોહ (ચડ-ઊતર) ઉપરથી નદીના વહેણનો કાંઈક ખ્યાલ આવશે, અને શબ્દોની સુરાવટમાંથી એ વહેણના અવાજનો પણ કાંઈક પડઘો સાંભળવા મળશે.

વિકટ રસ્તાનું વર્ણન છે તે ઉપરથી સમજાય છે કે સ્વર્ગનું સ્વપ્ન કાંઈ પથારીમાં પડ્યા પડ્યા અનુભવાતું નથી. તે માટે તો મૃત્યુને હાથમાં લઈને ફરવાની તૈયારી જોઈએ. કવિશ્રી કલાપી સ્વભાવે પૂરા સાહસિક હતા. એકવાર ગિરનાં જંગલોમાં સિંહ જોવાની ઇચ્છા થઈ આવતાં રસાલાને પાછળ છોડી પોતે એકલા ચાલ્યા ગયા. રસાલાના માણસોએ મોડે મોડે એમને શોધી કાઢ્યા ત્યારે એ કશા ગભરાટ વગર, પોતે સિંહ જોવામાં નિષ્ફળ નીવડેલા એટલે, એટલું જ બોલ્યા કે 'સિંહને સિંહ ન મળ્યો!' આ વર્ણનમાં તેઓ કહે છે, 'મૃત્યુ જેવા ભયંકર છે, પણ મનને રીઝવે છે.' મૃત્યુ જેવી ભયંકરતાથી જેનું મન રિઝાતાં શીખ્યું છે તે જ આ ભૂમિ ઉપરનું 'સ્વર્ગનું સ્વપ્ન' ક્ષણવાર પણ પામી શકે, એવું એ વિકટ રસ્તાના વર્ણન પરથી આપણને જાણે કવિ કહેતા ન હોય!

'...જેલમ ગઈ તે ગઈ જ!' એવા શબ્દોથી કાશ્મીરનો પ્રવાસ તે પલકભરનું શમણું છે એનો ખ્યાલ આવે છે.]

પર્વત પરની આડી અવળી સડક પર અમારી ગાડી ચાલવા લાગી. સફેદાના લીલા સોટા અને ચિનારના સોનેરી ગોટા નજરે પડતા બંધ થયા. તેઓની જગ્યાએ મયૂરપિચ્છ જેવાં ચળકતાં સરોનાં અસંખ્ય વૃક્ષો અને બીજા જુદા જુદા રંગના સુશોભિત ગાલીચા દરેક ડુંગર અને ખીણમાં પથરાઈ ગયા છે. સ્લેટના પર્વતોની દીવાલો અને ઘીટ વૃક્ષઘટા ડાબી બાજુ પર ઝૂમી રહી છે. જમણી બાજુએ ઊંડી ખીણમાં જેલમ નદી વહે છે. આ જેલમ, જેમાં બારા-મુલ્લાં સુધી કિસ્તી ચાલી શકે છે, આજે જે માત્ર તળાવ જેવી સ્થિર દેખાય છે, તેમાંથી પહેલાં મુગ્ધાના નૂપુરરવ જેવો, પછી ઉતાવળે પરણવા જતી બાળાના રથના ઘૂઘરા જેવો, પછી મદોન્મત્ત ગંધ-માદનની ગર્જના, સિંહના ઘુર્ઘર ઘોર અથવા વાંસઝાડીમાં ફૂંકાતા પવન જેવો, પછી વર્ષાઋતુની ગર્જના સાથે ખડખડી પડેલા કૈલાસ શિખરના ગગડાટ જેવો અથવા બ્રહ્માના કમંડલુમાંથી શંકરજટા પર અને શિવમસ્તક પરથી મેરુ પર્વત પર પડતી ભાગીરથીના ઘુઘવાટ જેવો, પગલે પગલે વધતો જતો, પાણીની છોળો ઉડાડતો, અનેક ઇન્દ્ર-ધનુષો રચતો, ઘોડાની પીળી કેશવાળી જેવાં ઊછળતાં, નીચે જતાં, ફેલાઈ જતાં અને ભેગાં થતાં ફીણના ગોટાને ઉત્પન્ન કરતો, ભમર અને વમળને જન્મ આપતો, ખેંચી જતો અને લય કરતો, પર્વતોમાં પ્રચંડ પડઘો પાડતો, ગુફાઓમાં ભરાઈ રહેતો, વૃક્ષ, વેલી અને પથ્થરોને ધ્રુજાવતો, પાતાળ ફોડી નાખવા યત્ન કરતો, કાશ્મીરને સપાટ કરવા મથતો, આંખને પોતાના તરફ ખેંચતો, કર્ણવિવર બંધ કરતો, ફોડી નાખતો, નદીના ઊકળતા, ઊછળતા, પછડાતા ધોધનો ગંભીર અવાજ બહાર નીકળી ચારે દિશામાં ફેલાય છે, સૃષ્ટિના સંધિબંધ તોડી નાખવા ઇચ્છતો હોય તેમ દેખાય છે, અને બીજા દરેક અવાજને દબાવી દે છે તેથી પક્ષીઓ મૂંગાં હોય, વૃક્ષો હાલતાં અને ઘસાતાં છતાં અવાજ ન કરતાં હોય, અને પવન સાચવી સાચવીને સંચરતો

હોય તેમ ભાસે છે. આથી યુદ્ધમાં ગયેલા પતિઓને માટે શોક કરવાથી પડતાં અનેક સહસ્ર સુંદરીઓનાં અશ્રુ જેવાં, વરસાદની અખંડ હેલી જેવાં, અને વસંતમાં ઊંચી ચડી વીખરાઈ જતી શ્રીમંતોના જળયંત્રમાંથી નીકળતી જળધારા જેવાં જળબિંદુઓ અહર્નિશ ચોપાસ છંટાયા કરે છે. ગંગા શંકરે મસ્તક પર ધરી અને મને શા માટે નહિ, એવી રીસથી જેલમ જાણે પર્વતો પરથી નીચે સૃષ્ટિ પર અને સૃષ્ટિ પરથી નીચે પાતાળમાં શંકર પાસે જઈ પ્રલય કરવા માગતી હોય તેવી દેખાય છે. ડાબી અને જમણી તરફના ઊંચા ડુંગરો અને ઝાડીમાંથી તે નદીનાં જ બચ્ચાં જેવા અસંખ્ય ધોધ વહી આવતા, માતુશ્રીને મળતા અને અવાજમાં વધારો કરતા નજરે પડે છે.

આ અદ્‌ભુત જળના સુંદર દેખાવ સિવાય આંખ અને મનને હરી લેનાર, ઊંચા નીચા, લીલા અને ભૂરા, બરફથી ઢંકાયેલા અને બરફ વિનાના, ગોળ અને અણીવાળાં શિખરોવાળા, પાણીનાં ઝરણ અને પુષ્પલતાવાળા, ઊંડી ગુફાવાળા, દૃષ્ટિમર્યાદાથી પણ વિશેષ લંબાઈ અને પહોળાઈવાળા પર્વતો, તેઓની રમણીયતા, તેઓની કલ્પી ન શકાય તેવી ઊંચાઈ અને તેઓ પરના અસંખ્ય નાના પ્રકારના રંગનું ગૌરવ કાંઈ મન પર ઓછી અસર કરે તેવાં નથી.

આ રસ્તો ઘણો જ વિકટ છે. એક બાજુએ ઊંચા પર્વતો અને બીજી બાજુએ એક હજારથી વધારે ફૂટ ઊંડી જેલમના ઘુઘવાટાથી ગાજી રહેલી ખાઈ આવી રહેલી છે. કેટલાએક પર્વતો કાળા સખત પથ્થરના છે, કેટલાએક સ્લેટના છે, અને કેટલાએક માટીના છે. આ દરેક પર્વત પર સરખાં જ સુશોભિત વૃક્ષો આવી રહેલાં છે. ઊંચાઈમાં પણ ઘણાખરા સરખા જ. ગિરના જેવા કાળા કાગડાના વિચિત્ર જાતના અવાજ, કોઈ કોઈ કુંજમાં મધ્યાહ્‌ન સમયે છૂપી રહી મધુર ગાયન કરતાં ચંડોલોના સુસ્વર, અને વર્ષાની શાંત રાત્રિનું ભાન કરાવતા તમરાંના ધ્વનિ દરેક પર્વત પર સંભળાય છે. જેલમ નદીનાં ઊછળતાં ફીણ દરેક ડુંગર પરથી દેખાય છે, સામે ટેકરીઓ પર ચરતાં ઢોર,

પહાડી બકરાં અને ફરતાં જંગલી માણસો દરેક જગ્યાએથી નજરે પડે છે, અને નાનાં મોટાં ઝરણ, ખળખળિયા અને ધોધથી દરેક પહાડ સુશોભિત દેખાય છે; પણ ધૂળના પર્વતો તો નિરંતર ભીના જ રહે છે, પાસેથી પસાર થતી દરેક વસ્તુને શીતલ કરી દે છે અને ઝાડની અતિવીચ કુંજગલીઓથી છવાયેલા છે. આ પર્વતો પર અસંખ્ય ગડગડિયા નાના મોટા પથ્થરો ધૂળની સાથે નીચે સડક પર અને સડક પરથી નીચે ખાઈમાં ઠેઠ જેલમ સુધી ધસી પડે છે. આના સપાટામાં જે કોઈ પ્રાણી અથવા ચીજ આવી જાય છે, તેનો તત્કાળ નાશ થાય છે, અને ફરીથી દૃષ્ટિએ પડતાં નથી. આવા અકસ્માતોથી ઘણી વખત ઘણા જીવોનું નુકસાન થાય છે. ચોમાસામાં ધરતીકંપ, વાવાઝોડું, વંટોળિયા અથવા ઝપાટાની વખતે જ આવા અકસ્માતો બને છે તેમ નથી, પણ ધૂળ અને નાના ગોળ પથ્થરો હંમેશાં ખર્યા જ કરે છે. આમ થવાથી કેટલાક મજૂરો સડક સાફ કરવા દરરોજ કામે લાગેલા જ હોય છે, અને રસ્તે ચાલતી ગાડીને દબાઈ, દટાઈ, છૂંદાઈ અથવા ઘસડાઈ જવાની નિરંતર ધાસ્તી રહે છે. પથ્થરનું દરેક ચોસલું હમણાં આવી પડશે એમ દેખાય છે. આમાંથી બચવાનો એકે ઉપાય નથી, કેમકે આવા પર્વતો ઘણા લાંબા છે અને સડક હંમેશાં તેની અડોઅડ જ ચાલી જાય છે. આ જીવને હાનિકર્તા છે, પણ આંખને આનંદ આપે છે; મૃત્યુ જેવા ભયંકર છે, પણ મનને રીઝવે છે; રોગથી પણ વિશેપ દુઃખ આપનાર થઈ પડે તેવા છે, પણ વિચારોને પ્રફુલ્લ કરે છે; ત્યાંનું રહેઠાણ મૃત્યુનું સહોદર છે, પણ મનને તે છોડી જવું ગમતું નથી; અને આ દેખાવો માંસાહારી પશુઓ, એકાંત, બરફ અને ઝાડીથી વિકરાળ છે, પણ સર્વ રમણીય વસ્તુઓમાં શ્રેષ્ઠ, દશ્ય વસ્તુઓમાં સર્વોપરી અને સર્વ આહ્લાદક, સુખકર, શાંત કરનારી અને શીત ચીજોમાં ઉત્તમ છે.

જેલમ માતાએ સંગાથ છોડ્યો. અરે! તેણે એક માની માફક શ્રીનગરમાં અને શ્રીનગરથી કોહાલા સુધી અમારી સંભાળ લીધી. તેના ખોળામાં અમને રમાડ્યા, તેના પયથી અમારું પોષણ કીધું,

હાલરડાં ગાઈ અમને આનંદ આપ્યો, ઘૂઘરો વગાડી રીઝવ્યા, નવી નવી વસ્તુઓ દૃષ્ટિ આગળ ધરી તૃપ્ત કીધા, આખરે સીતાની માફક પૃથ્વીમાં સમાઈ ગઈ. તેના પ્રથમના ઇરાદા પ્રમાણે બલિરાજા પાસે ચાલી ગઈ. વજ્ર જેવા આ સ્વર્ગના પાષાણોને ફાડી દૃષ્ટિથી અગોચર થઈ ગઈ. પર્વતોને આડા ધરી સંતાઈ ગઈ. કોણ જાણે ક્યાંય દૃષ્ટિમર્યાદા બહાર દોડી ગઈ! હવે તેનાં ફરી દર્શન ક્યારે થશે? તેના વિના ચીટ, સુંદર, રમણીય, વિશાળ અને નવપલ્લવ વૃક્ષો અને વેલી પણ શૂન્ય દીસવા લાગ્યાં. તેના વિના મોટી મોટી ખીણો સૂની ભાસવા લાગી. તેના વિના મહાન પર્વતો અને બરફથી ઢંકાયેલાં શિખરો પણ અલંકારવિહીન દેખાવા લાગ્યાં. જેલમ માતા ગઈ તે ગઈ જ!

### સ્વાધ્યાય

૧. જેલમનું વર્ણન કરો.

૨. જેલમના પ્રવાહના અવાજ માટે વપરાયેલી ઉપમાઓ એક પછી એક તપાસો ને તે તે ઉપમા આપવાથી શું વધારે છે એ બતાવો.

૩. જેલમ-કાંઠેના વિકટ રસ્તાનો ખ્યાલ આપો.

૪. તમે કરેલી કોઈ હાડમારીભરી મુસાફરી (સાચી કે કલ્પિત)નું વર્ણન કરો.

૫. તમે જોયેલી કોઈ પણ એક નદીનું વર્ણન કરો.

૬. કલાપીના વર્ણનમાંથી તમને ગમી ગયેલું કોઈ પણ એક વાક્ય અથવા વાક્યનો ભાગ તારવી કાઢી, શા માટે એ ગમે છે તે સમજાવવા પ્રયત્ન કરો.

# રમણભાઈ નીલકંઠ

['રાઈનો પર્વત' શ્રી. રમણભાઈ નીલકંઠનું લખેલું નાટક છે. કેટલાક વિદ્વાનો એને આપણી ભાષાનું સર્વોત્તમ નાટક ગણે છે. પર્વતરાય નામના વૃદ્ધ રાજાને જુવાન કરવાનું જાલકા નામે એક માલણ સ્વીકારે છે. રાતે વાડીમાં રાજા આવે છે ત્યારે જંગલી પશુ કલ્પીને જાલકાનો પુત્ર રાઈ તેનો બાણથી વધ કરે છે. આ છુપાવવા રાજાની સાથેના માણસ શીતલસિંહ જોડે જાલકા યોજના કરે છે કે, રાજાને કોઈ પરદેશી વૈદે યૌવન પાછું મેળવવાનું ઔષધ આપ્યું છે તે ૭ માસ લેવાનું છે અને તેટલો સમય તેમને એકાંત ભોંયરામાં રહેવું પડશે. આ સમય દરમ્યાન રાઈને રાજકાજથી માહિતગાર કરી ૭ મહિના પૂરા થતાં ગાદીએ બેસાડવાનો બેત એ બંને રચે છે. રાજકાજ સમજવા મંડલેશ (પ્રાન્તના સૂબા) દુર્ગેશ જોડે રાઈ મૈત્રી કરે છે. પાછળથી સમજાય છે કે, જાલકા એ પર્વતરાયે જે રાજાને પદભ્રષ્ટ કરેલ તેની રાણી છે અને રાઈ તે રાજકુમાર જગદીપ છે. આ રીતે રાઈને પોતાના જીવનમાં ઘણા પાઠ ભજવવાના છે. એ જગતને માલણના છોકરા રાઈ તરીકે જાણીતો છે; જાલકાને મન રાજકુમાર જગદીપ છે; જાલકા અને શીતલસિંહ એને પર્વતરાય તરીકે રાજગાદી પર બેસાડી દેવા માગે છે; દુર્ગેશ એને પોતાના એક અજાણ્યા સ્નેહી તરીકે ઓળખે છે. આટલા વેશ ભજવવાના અધૂરા હોય એમ રાઈ આ પ્રવેશમાં વળી દુર્ગેશ અને તેની પત્ની જોડે વેશપલટો કરીને નગરચર્ચા જોવા નીકળી પડ્યો છે. . . . તેથી એને શંકા થાય છે કે પોતાને કોઈ ખરું સ્વરૂપ છે કે નહિ. નાટકમાં તો નટ પોતાનું કામ પૂરું થાય એટલે પછી મૂળનો માણસ બની જાય છે. પણ રાઈને તો ચાલુ કાંઈ ને કાંઈ નવો નવો પાઠ લેવાનો રહે છે. . . . રાઈ પોતાની આ દશા તપાસે છે એનો અર્થ એ નથી કે એથી એ અકળાય છે, ગભરાય છે. જનસેવા કરનારને જે કાંઈ કાર્ય આવી પડે તે બજાવવું જ જોઈએ એમ કરી એ બધી પરિસ્થિતિઓમાં હસતે મન પસાર થાય છે. રાઈનું પાત્ર દુનિયાના વ્યવહારોનો મેલ જેને લાગી શકતો નથી એવા મહાન આત્માની ઝાંખી કરાવે છે. રાઈ આપણા સાહિત્યનું એક અમર સર્જન છે.]

## નગરચર્યા

### ૧

સ્થળ: કનકપુરનો મહોલ્લો

(બદલેલે વેષે રાઈ પ્રવેશ કરે છે.)

રાઈ—(સ્વગત) અત્યારે હું જગદીપ નથી, રાઈ નથી, પર્વતરાય નથી, દુર્ગેશનો નામહીન મિત્ર નથી, પણ વળી, પાંચમા વેષે નગરમાં નીકળ્યો છું. મારું પોતાનું કાંઈ ખરું સ્વરૂપ છે કે હું માત્ર જુદા જુદા વેષનો જ બનેલો છું એ વિશે મને શંકા થવા માંડી છે.

(ઉપજાતિ)

પ્રયોગ પૂરો કરી નાટ્ય અંતે,
સ્વરૂપ સાચું નટ પાછું ધારે;
શું જન્મથી મૃત્યુ સુધી જ મારે
નવા નવા વેષ સદૈવ લેવા?

પરંતુ, જનસમાજની સેવા ઉઠાવનારે કોઈ કાળે પણ વેષ મૂકી દેવાનો ખ્યાલ શા માટે કરવો? સેવકને છૂટી હોતી જ નથી.

(ઘનાક્ષરી)

ઘરમાં અને બહાર, ઊંઘતાં અને જાગતાં,
ખાતાં પીતાં ને ચાલતાં સેવક તે સેવક છે;
કદી તે ભંડારી થાય, કદી થાય નાણાવટી,
કદી લડવૈયો થાય, વેષ એવા અનેક લે;
કચરાનો વાળનાર, રાજગાદી બેસનાર,
બંને એવી નિરંતર સ્વામી કેરી સેવા કરે;
સ્વામીને માટે શ્વાસ લે, સ્વામીને માટે વેષ લે,
સેવામાંહે વિશ્રાન્તિની ક્ષણ તેને ક્યાંથી મળે?

આ દુર્ગેશ પણ ગુપ્ત વેષે આવી પહોંચ્યો.

(દુર્ગેશ અને છોકરો બે ઘડા અને કટોરા લઈ પ્રવેશ કરે છે.)

રાઈ—આ છોકરો કોણ છે?

દુર્ગેશ—એ મારું વિશ્વાસુ માણસ છે. યોજના એવી કરી છે કે, આપણે નગરમાં શેરડીનો રસ વેચવા નીકળવું. આ નગરમાં એવો રિવાજ છે કે પહેલી રાત્રે લોકો ઘરને આંગણે બેસી શેરડીનો રસ પીએ છે. એ રીતે, રસ પાતાં આપણે લોકો સાથે ભળી શકીશું. આપણે બે રસનો આ એકેક ઘડો લઈશું, અને આ છોકરો રસ ભરીને આપવાના કટોરા લેશે. (એ પ્રમાણે ઘડા અને કટોરા લઈ સર્વે આગળ વધે છે.)

રાઈ—સામેથી પેલો બાવો આવે છે તેની પહેલી બોણી કરીએ.

(બાવો પ્રવેશ કરે છે.)

રાઈ—બાવાજી! જે સીતારામ!

બાવો—જે સીતારામ, બચ્ચા, યે બરતનમેં ક્યા હયે?

રાઈ—શેરડીનો રસ છે. બાવાજી પીશો?

બાવો—મુફ્ત પિલાયગા તો પીઉંગે.

દુર્ગેશ—બાવાજી, મફત પાઈએ તો અમે રોટલા કયાંથી ખાઈએ?

બાવો—સારા નગર ઐસા હયે. હમ દાતાર ઢૂંઢનેકું આયે તો લોક હમારે પાસસેં દામ મંગતે હયે. હમ રુદ્રનાથકે દરસનકે લીએ આયે તો મંદિરકે દ્વાર રાત દિન બંધ હયે. હમ બુઢ્ઢે રાજાકું દેખનેકું આયે તો વો જુવાન હોજાતા હયે. ભાઈ, હમ તો યહાં નહિ રહીંગે. કનકપુરમેં અલખ જગાના યે નકમ્મા હયે.

(બાવો જાય છે.)

રાઈ—બાવાજીની ચાસણીએ કનકપુરમાં સોનું નીકળ્યું નહિ.

દુર્ગેશ—બાવાના ઉદ્દગાર તે લોકવાણી કહેવાય નહિ; વેરાગીથી સંસારની ખરી તુલના થઈ શકતી નથી.

રાઈ— ગાતા ગાતા આ વિચિત્ર વેષે કોણ આવે છે?

(શરીર ઉપર ઠેર ઠેર બાંધેલાં દર્પણોવાળા અને હાથમાં લીધેલા દર્પણમાં મોં જોતા કેટલાક મનુષ્યો ગાતા ગાતા પ્રવેશ કરે છે.)

મનુષ્યો—

(લાવણી)

મુખ દેખ દર્પણે નિત્ય ઊઠતાં વહાણે;
મુખ દેખ દર્પણે નિત્ય બેસતાં ભાણે;
મુખ દેખ દર્પણે નિત્ય ચાલતાં વાટે;
મુખ દેખ દર્પણે નિત્ય તોળતાં હાટે;
મુખ દેખ દર્પણે નિત્ય બોલતાં વાણી;
મુખ દેખ દર્પણે નિત્ય સુણતાં કહાણી;
નિજ રૂપ દર્પણે દેખી કાર્ય સહુ કરજે;
લઈ ઝાંખી આપની પહેલી અન્ય ભણી વળજે. ૨૬

રાઈ— તમે સહુ કોણ છો?

એક માણસ (દર્પણમાં મોં જોઈને)— અમે સહુ દર્પણ સંપ્રદાયના છીએ.

રાઈ— એ વળી નવો સંપ્રદાય! પરંતુ, જે ભૂમિ પર હજારો સંપ્રદાયોના ડુંગરો પડેલા છે તે ભૂમિ એક નવા સંપ્રદાયના ભારથી નમી જવાની નથી.

બીજો માણસ (દર્પણમાં મોં જોઈને)— અમારો સંપ્રદાય ભારરૂપ નથી. અમે માણસોને દર્પણ દેખાડી તેમનો ઉદ્ધાર કરીએ છીએ, અને એ રીતે પૃથ્વીનો ભાર ઓછો કરીએ છીએ.

રાઈ— તમે આ નગરમાં ક્યારથી વસો છો?

પહેલો માણસ (દર્પણમાં મોં જોઈને)— અમે નગરમાં હાલમાં જ આવ્યા છીએ. મહારાજ પર્વતરાયને ઘડપણ આવ્યું ત્યારે તેમણે મહેલમાંનાં બધાં દર્પણ ફોડાવી નંખાવેલાં. હવે મહારાજ જુવાન: થઈ પ્રકટ થાય ત્યારે દર્પણની પુનઃ સ્થાપના કરવાની તેમને અરજ કરવા અમે આવ્યા છીએ.

રાઈ — મહેલમાં દર્પણો મુકાયાથી શો લાભ થશે?

બીજો માણસ (દર્પણમાં મોં જોઈને) — ઘડપણના બદલામાં જુવાની લીધાથી સત્ત્વ વધ્યું કે ઘટ્યું તેનો મહારાજને ખ્યાલ આવશે. અને, મહેલમાંના સર્વ જનો પોતાની ઘટતી કદર કરી મહારાજની ઘટતી કદર કરશે. લો, તમે પણ મુખ જુઓ. (દર્પણ દેખાડે છે.)

દુર્ગેશ — અમે તો શેરડીનો રસ પાઈ નાણાનું દર્શન કરવા નીકળ્યા છીએ.

બીજો માણસ (દર્પણમાં મોં જોઈને) — અમારો ને તમારો જોગ ખાય નહિ. ચાલો, દર્પણદર્શીઓ!

(સહુ દર્પણમાં જોતા અને ઉપર પ્રમાણે ગાતા ચાલ્યા જાય છે.)

દુર્ગેશ — ભટકનારા રાહદારીઓનો મેળાપ કર્યો. હવે ચાલો, ઘરને આંગણે બેઠેલા પુરવાસીઓનો મેળાપ કરીએ. છોકરા, પોકાર કરવા માંડ.

છોકરો (હાથમાંના કટોરા ખખડાવી બૂમ પાડે છે.) — કોઈ પીઓ રસ રસાલ! મિસરી માલ દિલખુશાલ!

(સહુ જાય છે.)

૨

સ્થળ: કનકપુરનો મહોલ્લો, પુરવાસીઓનાં ઘરનાં આંગણાં આગળ

(રસ્તામાં બેસી કટોરા લઈ રસ પીતા પુરવાસીઓ, અને તેમની સામે બેઠેલા રાઈ, દુર્ગેશ અને છોકરો, અને પાછળ ઓટલા ઉપર બેઠેલી સ્ત્રીઓ અને બાળકો પ્રવેશ કરે છે.)

પહેલો પુરવાસી — શો લહેજતદાર રસ છે! જેણે રસ પીને જીભને ગળી ન કરી તેની કાયા કડવી જ રહી!

બીજો પુરવાસી — દુનિયામાં ગળપણ જેવું કાંઈ ગળ્યું નથી.

ત્રીજો પુરવાસી — અને ગળ્યા જેવું કાંઈ સ્વાદિષ્ટ નથી.

ચોથો પુરવાસી — અને સ્વાદિષ્ટ જેવું કાંઈ સુખકારક નથી.

પહેલો પુરવાસી —

(તોટક)

રસપાન કરો, નવ ઢીલ કરો,
રસપાત્ર લઈ ઝટ હોઠ ધરો;
રસ છે મધુરો, પણ, કોણ કહે?—
કડવો બનશે કદી કાળબળે?

પાંચમો પુરવાસી—જે રસ પીતાં ઘરાય તે શું પીએ?

પહેલો પુરવાસી—જે ઘરાય તેને રસ પીતાં આવડ્યો નહિ એમ સમજવું.

ત્રીજો પુરવાસી—પર્વતરાય મહારાજે પોતે ઘરડા થવાથી જુવાની માગી હશે કે ભૂખ્યા રહી જવાથી જુવાની માગી હશે?

પાંચમો પુરવાસી—એમાંથી એક રીતે, જીવતર જીવતાં ન આવડ્યું તો નક્કી.

બીજો પુરવાસી—ઘડપણમાં એમને રસ ભાવ્યો નહિ કે રસ મળ્યો નહિ?

પહેલો પુરવાસી—આ રસ વેચનારને પૂછોને કે કોઈ ઘરડા તમારા ઘરાક થાય છે?

રાઈ—તમારા સરખા ઘરાક ઘરડા નહિ તો જુવાન ગણાય?

પહેલો પુરવાસી—શું હું ઘરડો છું?

રાઈ—તમારામાંથી કોઈ તો ઘરડો હશે?

બીજો પુરવાસી—તું રસ વેચવા આવ્યો છે કે ગાળો દેવા?

રાઈ—ઘરડા કહેવામાં ગાળ છે?

ત્રીજો પુરવાસી—ત્યારે શું વધામણી છે?

રાઈ—તો પછી પર્વતરાય મહારાજને ઘડપણ ન ગમ્યું એમાં એમને દોષ કેમ દો છો?

પહેલો પુરવાસી—મહારાજને તો ખરેખરું ઘડપણ આવેલું. અમને શું એમની પેઠે માથે પળિયાં આવ્યાં છે, આંખે મોતિયા આવ્યા છે, કાને બહેરાશ આવી છે, દાંતે બોખાપણું આવ્યું છે, હાથે ને પગે ધ્રુજવરી આવી છે, અને ચામડીએ કરચોલી વળી છે? મહારાજને

એ બધાં અંગમાં ઘડપણને ઠેકાણે જુવાની આવશે, પણ ઘરડું કાળજું પાછું જુવાન કેમ થશે?

પાંચમો પુરવાસી — ઘરડા એમને ઘરડા જાણતા તે ના રહ્યું, અને જુવાન એમની જુવાની કબૂલ નહિ રાખે!

રાઈ — તમને જુવાન રાજા કરતાં ઘરડા રાજા વધારે ગમે?

પાંચમો પુરવાસી — અમને તો સારા રાજા ગમે. ઘરડા હોય તો ઘડપણથી લજવાવા ન જોઈએ, અને જુવાન હોય તો જુવાનીથી છકી જવા ન જોઈએ.

દુર્ગેશ — તમે સહુ એકઠા થઈ ભલભલાને શીખવો એવી ડહાપણની વાતો કરો છો.

પહેલો પુરવાસી — આવો મજેદાર રસ તમે પાઓ એટલે ડહાપણ આવ્યા વિના રહે?

(દોહરો)

ઊતરે રસનો ઘૂંટડો, ઊઘડે અક્કલ તર્ત;
હૈયું ફાલે હર્ષમાં, નાસે દિલનાં દર્દ.

બીજો પુરવાસી — તમારી સાથેનો છોકરો ચાલાક છે. તમે વાતોમાં રહ્યા, પણ એણે ઓટલા આગળ જઈ બૈરાં અને છોકરાંમાં કટોરા ફેરવવા માંડ્યા!

દુર્ગેશ — અમારી અપૂર્ણતા એ પૂરી કરે છે.

ત્રીજો પુરવાસી — છોકરા! પેલાં સામેથી નવી કાકી આવે એમને એક કટોરો પાજે.

છોકરો — ક્યાં?

ત્રીજો પુરવાસી — પેલાં કાળી ઝીમીમાં ' ઝબૂકે વાદળી વીજળી.'

ચોથો પુરવાસી — એમ પૂછજે ને કે રાણી લીલાવતી જેવાં રૂપાળાં છે અને એમને પગલે ઘરડા વરને પરણ્યાં છે તે ક્યાં?

છોકરો — બૈરાં માણસને એવાં અઘટિત વેણ મારાથી ન કહેવાય અને તમારાથી યે ન કહેવાય.

ચોથો પુરવાસી — તું અમને કોણ ટોકનારો ?

છોકરો — માઝા મૂકે એને ટોકવાનો સહુ કોઈને હક છે. પુરની સ્ત્રીઓની લાજ પુરવાસીઓ નહિ સાચવે તો કોણ સાચવશે ?

ત્રીજો પુરવાસી — અમને તું નિર્લજ્જ કહે છે ?

છોકરો — તમારી મેળે જ તુલના કરોને. એમ કહે છે કે મહારાજ રત્નદીપદેવનું રાજ એવું હતું કે સોળ વર્ષની સુન્દરી મધરાતે એકલી રસ્તેથી ચાલી જતી હોય પણ કોઈ બારીએથી ખૂંખારો સરખો ન કરે. એ મર્યાદા આજ ક્યાં છે ?

ત્રીજો પુરવાસી — ઝાઝું બોલીશ તો આ લાકડી જોઈ છે ? (લાકડી ઉગામે છે.)

છોકરો — એનો ઉતાર મારી પાસે છે. (કમરેથી કાઢીને કટારી બતાવે છે.)

દુર્ગેશ — અરે ! અરે ! કમરમાંથી કટારી કાઢવી પડે એવો શો પ્રસંગ છે ? (છોકરાનો હાથ પકડીને ખેંચી રાખે છે.)

છોકરો — સ્ત્રીના માનની રક્ષા એ નાનોસૂનો પ્રસંગ છે ? (પુરવાસી પુરુષો અને સ્ત્રીઓ દોડી આવે છે, અને પુરુષો ત્રીજા પુરવાસીને ઝાલી રાખે છે.)

એક સ્ત્રી — ઘરડા વરની નારની મશ્કરી કરવાને બદલે આ છોકરાની પેઠે બૈરાંની વહારે જતાં શીખો ને ! એવા પુરુષો ઘણા નીકળશે, તો કોઈ બાપ પોતાની કન્યા જ ઘરડા વરને નહિ દે.

પાંચમો પુરવાસી — હવે, અત્યારે અમને ઝંપવા દો ને લડાઈ પર ટોપલો ઢાંકો. જાઓ સહુ સહુને ઠેકાણે, લડાઈ આગળ ચલાવવી હોય તો સવારે આવીને ટોપલો ઉઘાડજો.

(સહુ જાય છે.)

## સ્વાધ્યાય

૧. શાઈના મનની સ્થિતિનો હેવાલ આપો.

૨. 'મુખ દેખ દર્પણે'વાળું કાવ્ય હાસ્યનું હોવા છતાં છેવટે 'લઈ

આંખી આપની પહેલી, અન્ય ભણી વળજે' એ લીટીમાં સમાયેલો ગંભીર અર્થ સ્પષ્ટ કરો.

૩. આ દૃશ્યોમાં કોની કોની સામે કટાક્ષ કરવામાં આવ્યા છે?

૪. તમે કદી તમારા ગામમાં કે શહેરમાં આવી રીતે લોકોના જીવન-વ્યવહાર જોવા નીકળી પડ્યા છો? એવા સાચા કે કલ્પિત અનુભવનો અહેવાલ આપો.

# મોહનદાસ કરમચંદ ગાંધી

['આત્મકથા'માંથી આ વૃત્તાંત લીધો છે. આ પ્રસંગ જોવાથી સમજાશે કે, જે માણસ આગળ જતાં મહાપુરુષ થયા તે સ્વમાન જાળવવા માટે કેટલીય બધી કાળજી રાખતા હતા, છતાં સાથે સાથે અપમાન કરનાર પ્રત્યે ક્રોધ કરતા ન હતા. તેની સામે વેર તો એમના મનમાં ઊગતું જ નહિ. પોતાને વેઠવું પડયું એ કરતાં પોતાની પેઠે હજારો લાખો લોકોને વેઠવું પડતું હશે એની એમના મનમાં પહેલી ફિકર થાય છે. પોતાને સગવડ મળે, પોતાનું સ્વમાન જળવાય, પોતાને અપમાન કરનારને શિક્ષા થાય, એવો ઉપરચોટિયો ઇલાજ લેવાની એમનું મન ના પાડે છે. પોતાને જે કારણે સહન કરવું પડયું તેનું મૂળ ક્યાં છે એની એ પ્રથમ તપાસ કરે છે અને એ મૂળ નાબૂદ કરવા માટે નિશ્ચય કરે છે. એ મૂળ એમને રંગદ્વેષમાં દેખાય છે. રંગદ્વેષ—કાળાગોરાનો ભેદ જવો જોઈએ એમ પોતાના મનમાં એ ગાંઠ વાળે છે. . . . પોતાને મારનાર પર અદાલતમાં કામ ચલાવવાની એ ના પાડે છે, સાથેના ઉતારુઓએ બતાવેલી ભલી લાગણીની પોતે નોંધ લે છે, હોલૅન્ડવાસી સ્ટેશન-માસ્તરની તારીફ કરે છે, છેલ્લે ગાડીમાં સાથે જે અંગ્રેજ સજ્જન હતા તેની કાળા જોડે બેસવાની તૈયારીની નોંધ કરે છે,—એ બધું બતાવી આપે છે કે બૅરિસ્ટર મોહનદાસ બધા ગોરાઓમાં રંગદ્વેષ છે એમ માની લઈ તેમને અન્યાય કરતા નથી, અને પોતે પોતામાં સામેથી ગોરાઓ માટે દ્વેષ પેદા થવા દેતા નથી. પેલો ડોળા ધુરકાવતો હતો ત્યારે પોતે જાન જોખમમાં જુએ છે ને મનમાં ભય અનુભવે છે તે, અને જોહાનિસબર્ગના સ્ટેશન-માસ્તરને કાગળ લખી તેનો જવાબ રૂબરૂ મેળવવાનો 'પેચ' રચે છે તે વાતો એમણે આપણાથી ચોરી નથી.

આ લખાણમાં 'ભાતીગર', 'ખરે', 'ડાહ્યો', 'વધાર' અને 'પેચ' એ શબ્દો અત્યંત અર્થ આપનારા છે. સાચા હૃદયથી વાત કહેનારા સાદા શબ્દોથી કેટલી બધી વાત કહી શકે છે એના એ નમૂના છે. 'ભાતીગર' અને 'ડાહ્યો' એ શબ્દોમાં કાંઈક હાસ્ય છે, પણ તે પોતાને જ ભોગે છે.

'આત્મકથા'નો આ પ્રસંગ ધ્યાનથી વાંચજો. આને અંગે ગાંધી હીરકમહોત્સવ પ્રસંગે ડૉ. સુમન્ત મહેતાએ લખ્યું હતું: 'તે રાત્રે ઠંડીમાં ઠૂંઠવાતા મોહનદાસ ગાંધીએ અપમાનના ઘૂંટડે ઘૂંટડા પીધા, પણ તેણે જોઈ લીધું કે આ અપમાનમાંથી કોઈ પણ (હિન્દી) કુલી મુક્ત નહોતો. એ અપમાન ઊંડે રહેલા એક મહારોગનું લક્ષણ હતું. આ મહારોગ તે રંગદ્વેષ. એમ કહી શકાય કે આ ભયંકર રાત્રે સત્યાગ્રહનો જન્મ થયો.' —એટલું બધું આ પ્રસંગનું મહત્ત્વ છે.

આત્મકથા લખવાનો પ્રચાર દેશપરદેશમાં જોવામાં આવે છે. મહાન સ્ત્રીપુરુષો પોતાના અનુભવનો લાભ બીજાને મળે એમ માનીને તે લખતાં જાય છે. ગાંધીજીએ પોતાના જીવનમાં સત્યને સર્વસ્વ ગણ્યું છે, તેથી પોતાની કથાનું નામ 'સત્યના પ્રયોગો' રાખ્યું છે. આપણી ભાષામાં બીજી આત્મકથાઓ પણ છે: 'મારી હકીકત' (નર્મદ), 'હું પોતે' (નારાયણ હેમચંદ્ર), 'ટેકરાના મુનશીઓ' અને 'અડધે રસ્તે' (કનૈયાલાલ મુનશી), 'સ્મરણયાત્રા' (કાકા કાલેલકર), 'જીવન સંભારણાં' (શારદાબહેન મહેતા), વગેરે.

## 'આત્મકથા'માંથી

સાતમે કે આઠમે દહાડે હું ડરબનથી રવાના થયો. મારે સારુ પહેલા વર્ગની ટિકિટ કઢાવી. ત્યાં સુવાની પથારી જોઈએ તો પાંચ શિલિંગની નોખી ટિકિટ કઢાવવી પડતી હતી. અબદુલ્લા શેઠે તે કઢાવવા આગ્રહ કર્યો, પણ મેં હઠમાં, મદમાં ને પાંચ શિલિંગ બચાવવા પથારીની ટિકિટ કઢાવવાની ના પાડી.

અબદુલ્લા શેઠે મને ચેતવ્યો, 'જોજો. આ મુલક જુદો છે, હિંદુસ્તાન નથી. ખુદાની મહેરબાની છે. તમે પૈસાની કંજૂસાઈ ન કરજો. જોઈતી સગવડ મેળવી લેજો.'

મેં આભાર માન્યો ને તેમને ચિંતા ન કરવા કહ્યું.

નાતાલની રાજધાની મેરિત્સબર્ગમાં ટ્રેન નવેક વાગ્યે પહોંચી. અહીં પથારી આપવામાં આવતી હતી. કોઈ રેલવેના નોકરે આવી પૂછ્યું, 'તમારે પથારી જોઈએ છે ?'

મેં કહ્યું, 'મારી પાસે મારી પથારી છે.'

તે ચાલ્યો ગયો. દરમ્યાન એક ઉતારુ આવ્યો. તેણે મારી સામે જોયું. મને ભાતીગર જોઈ મૂંઝાયો. બહાર નીકળ્યો. એક બે અમલદારોને લઈ આવ્યો. કોઈએ મને કંઈ ન કહ્યું. છેવટે એક અમલદાર આવ્યો. તેણે કહ્યું, 'આમ આવો. તમારે છેલ્લા ડબામાં જવાનું છે.'

મેં કહ્યું, 'મારી પાસે પહેલા વર્ગની ટિકિટ છે.'

પેલે જવાબ આપ્યો, 'તેની ફિકર નહિ. હું તમને કહું છું કે તમારે છેલ્લા ડબામાં જવાનું છે.'

'હું કહું છું કે, મને આ ડબામાં ડરબનથી બેસાડવામાં આવ્યો છે ને હું તેમાં જ જવા ધારું છું.'

અમલદાર બોલ્યો, 'એમ નહિ બને. તમારે ઊતરવું પડશે ને નહિ ઊતરો તો સિપાઈ ઉતારશે.'

મેં કહ્યું, 'ત્યારે ભલે સિપાઈ ઉતારે, હું મારી મેળે નહિ ઊતરું.'

સિપાઈ આવ્યો. તેણે હાથ પકડ્યો ને મને ધક્કો મારીને નીચે ઉતાર્યો. મારો સામાન ઉતારી લીધો. મેં બીજા ડબામાં જવાની ના પાડી. ટ્રેન રવાના થઈ, હું વેટિંગ રૂમમાં પેઠો. મારું હાથ-પાકીટ સાથે રાખ્યું. બાકી સામાનને હું ન અડક્યો. રેલવેવાળાએ સામાન ક્યાંક મૂક્યો.

આ મોસમ શિયાળાની હતી. દક્ષિણ આફ્રિકાનો શિયાળો ઊંચાણના ભાગોમાં બહુ સખત હોય છે. મેરિત્સબર્ગ ઊંચા પ્રદેશમાં હતું તેથી ટાઢ ખૂબ લાગી. મારો ઓવરકોટ સામાનમાં હતો.

સામાન માગવાની હિંમત ન ચાલી. ફરી અપમાન થાય તો? ટાઢે થથર્યો. કોટડીમાં દીવો નહોતો. મધરાતને સુમારે એક ઉતારુ આવેલો. તે કંઈ વાત કરવા માગતો હોય એમ લાગ્યું, પણ હું વાત કરવાની મનોદશામાં નહોતો.

મેં મારો ધર્મ વિચાર્યો: 'કાં તો મારે મારા હકોને સારુ લડવું અથવા પાછા જવું, નહિ તો જે અપમાનો થાય તે સહન કરવાં ને પ્રિટોરિયા પહોંચવું, અને કેસ પૂરો કરીને દેશ જવું. કેસ પડતો મૂકીને ભાગવું એ તો નામર્દી ગણાય. મારા ઉપર દુઃખ પડ્યું તે તો ઉપરચોટિયું દરદ હતું; ઊંડે રહેલા એક મહારોગનું તે લક્ષણ હતું. આ મહારોગ તે રંગદ્વેષ. એ ઊંડો રોગ નાબૂદ કરવાની શક્તિ હોય તો તે શક્તિનો ઉપયોગ કરવો. તેમ કરતાં જાત ઉપર દુઃખ પડે તે બધાં સહન કરવાં. અને તેનો વિરોધ રંગદ્વેષ દૂર કરવા પૂરતો જ કરવો.'

આવો નિશ્ચય કરી બીજી ટ્રેનમાં ગમે તે રીતે પણ આગળ જવું જ એમ નિશ્ચય કર્યો.

સવારના પહોરમાં મેં જનરલ મૅનેજરને ફરિયાદનો લાંબો તાર કર્યો. દાદા અબદુલ્લાને પણ ખબર આપ્યા. અબદુલ્લા શેઠ તુરત જનરલ મૅનેજરને મળ્યા. જનરલ મૅનેજરે પોતાનાં માણસોના વર્તનનો બચાવ કર્યો, પણ જણાવ્યું કે મને વગર હરકતે મારે સ્થળ પહોંચાડવા સ્ટેશન-માસ્તરને ભલામણ કરી છે. અબદુલ્લા શેઠે મૅરિત્સબર્ગના હિંદુ વેપારીઓને પણ મને મળવા ને મારી બરદાસ કરવા તાર કર્યો ને બીજાં સ્ટેશનોએ પણ તેવા તારો મોકલ્યા. તેથી વેપારીઓ મને સ્ટેશન ઉપર મળવા આવ્યા. તેમણે પોતાની ઉપર પડતાં દુઃખોનું વર્ણન મારી પાસે કર્યું અને મને કહ્યું કે તમારા ઉપર વીત્યું તે કંઈ નવાઈની વાત નથી. પહેલા બીજા વર્ગમાં હિંદીઓ મુસાફરી કરે તેને અમલદારો તેમ જ મુસાફર તરફથી અડચણ તો પહોંચે જ. આવી વાતો સાંભળવામાં દિવસ ગયો. રાત પડી. ટ્રેન આવી. મારે સારુ જગ્યા તૈયાર જ હતી. જે પથારીની ટિકિટ

લેવા મેં ડરબનમાં ના પાડી હતી તે મેરિત્સબર્ગમાં લીધી. ટ્રેન મને ચાર્લ્સટાઉન લઈ ચાલી.

ચાર્લ્સટાઉન ટ્રેન સવારે પહોંચે. ચાર્લ્સટાઉનથી જોહાનિસબર્ગ સુધી પહોંચવાને સારુ તે કાળે ટ્રેન નહોતી પણ ઘોડાનો સિગરામ હતો. અને વચમાં સ્ટેન્ડરટનમાં એક રાત રહેવાનું હતું. મારી પાસે સિગરામની ટિકિટ હતી. એ ટિકિટ કાંઈ હું એક દિવસ મોડો પહોંચ્યો તેથી રદ થતી નહોતી. વળી અબદુલ્લા શેઠે ચાર્લ્સ-ટાઉન સિગરામવાળા ઉપર તાર પણ મોકલાવ્યો હતો. પણ એને તો બહાનું જ કાઢવું હતું તેથી મને કેવળ અજાણ્યો જાણી કહ્યું, 'તમારી ટિકિટ તો રદ થઈ છે.' મેં યોગ્ય જવાબ આપ્યો. ટિકિટ રદ થઈ છે એમ મને કહેવાનું કારણ તો જુદું જ હતું. ઉતારુઓ બધા સિગરામની અંદર જ બેસે. પણ હું તો 'કુલી' ગણાઉં, અજાણ્યો લાગું, તેથી મને ગોરા ઉતારુઓની પાસે બેસાડવો ન પડે તો સારું, એવી સિગરામવાળાની દાનત. સિગરામની બહાર, એટલે હાંકનારને પડખે ડાબી અને જમણી બાજુએ, એમ બે બેઠકો હતી. તેમાંની એક બેઠક ઉપર સિગરામની કંપનીનો એક મુખી ગોરો બેસતો. એ અંદર બેઠો અને મને હાંકનારની પડખે બેસાડ્યો. હું સમજી ગયો કે આ કેવળ અન્યાય જ છે, અપમાન છે. પણ મેં એ અપમાનને પી જવું યોગ્ય ધાર્યું. મારાથી બળજોરી કરીને અંદર બેસી શકાય એવું તો નહોતું જ. હું તકરારમાં ઊતરું તો સિગરામ જાય અને વળી મારે એક દિવસની ખોટી થાય; ને બીજે દિવસે વળી શું થાય એ તો દૈવ જાણે. એટલે હું ડાહ્યો થઈને બહાર બેસી ગયો. મનમાં તો ખૂબ કોચવાયો.

ત્રણેક વાગ્યે સિગરામ પારડીકોપ પહોંચ્યો. હવે પેલા ગોરા મુખીને હું જ્યાં બેઠો હતો ત્યાં બેસવાની ઇચ્છા થઈ. તેને બીડી પીવી હતી. જરા હવા પણ ખાવી હશે. એટલે એણે એક મેલું સરખું ગૂણિયું પડ્યું હતું તે પેલા હાંકનારની પાસેથી લઈ પગ રાખવાના પાટિયા ઉપર પાથર્યું ને મને કહ્યું, 'સામી, તું અહીંયાં

બેસ, મારે હાંકનારની પાસે બેસવું છે.' આ અપમાન સહન કરવા હું અસમર્થ હતો. તેથી મેં બીતાં બીતાં તેને કહ્યું, 'તમે મને અહીં બેસાડ્યો એ અપમાન મેં સહન કરી લીધું; મારી જગ્યા તો અંદર બેસવાની, પણ તમે અંદર બેસીને મને અહીં બેસાડ્યો. હવે તમને બહાર બેસવાની ઇચ્છા થઈ છે અને બીડી પીવી છે, તેથી તમે મને તમારા પગ આગળ બેસાડવા ઇચ્છો છો. હું અંદર જવા તૈયાર છું, પણ હું તમારા પગની પાસે બેસવા તૈયાર નથી.'

આટલું હું માંડ કહી રહું તેટલામાં તો મારા ઉપર તમાચાનો વરસાદ વરસ્યો અને પેલાએ મારું બાવડું ઝાલીને મને નીચે ઘસડવા માંડ્યો. મેં બેઠકની પાસેના પીતળના સળિયા હતા તે ઝોડની જેમ પકડી રાખ્યા, અને કાંડું ખડે તોયે સળિયા નથી છોડવા એમ નિશ્ચય કર્યો. મારા ઉપર વીતી રહી હતી તે પેલા ઉતારુઓ જોઈ રહ્યા હતા. પેલો મને ગાળો કાઢી રહ્યો હતો, ખેંચી રહ્યો હતો, ને મારી પણ રહ્યો હતો, અને હું ચૂપ હતો. પેલો બળવાન ને હું બળહીન. ઉતારુઓમાંના કેટલાકને દયા આવી અને તેમનામાંના કોઈ બોલી ઊઠ્યા: 'અલ્યા એ, એ બિચારાને ત્યાં બેસવા દે; તેને નકામો માર નહિ. તેની વાત સાચી છે. ત્યાં નહિ તો તેને અમારી પાસે અંદર બેસવા દે.' પેલો બોલી ઊઠ્યો: 'કદી નહિ.' પણ જરા ભોંઠો પડ્યો ખરો. તેથી મને તેણે મારવાનું બંધ કર્યું, મારું બાવડું છોડ્યું. બેચાર ગાળો તો વધારે દીધી, પણ એક હોટેન્ટોટ નોકર પેલી બાજુએ હતો તેને પોતાના પગ આગળ બેસાડ્યો અને પોતે બહાર બેઠો. ઉતારુઓ અંદર બેઠા. સીટી વાગી. સિગરામ ચાલ્યો. મારી છાતી તો થડકતી જ હતી. હું જીવતો મુકામે પહોંચીશ કે નહિ એ વિષે મને શક હતો. પેલો મારી સામે ડોળા કાઢ્યાં જ કરે. આંગળી બતાવી બબડ્યાં કરે: 'યાદ રાખ, સ્ટેન્ડરટન પહોંચવા દે, પછી તને ખબર પાડીશ.' હું તો મૂંગો જ રહ્યો અને મારી વહાર કરવા પ્રભુને અરજી કરતો રહ્યો.

રાત પડી. સ્ટૅન્ડરટન પહોંચ્યા. કેટલાક હિંદી ચહેરા જોયા. મને કંઈક શાંતિ વળી. નીચે ઊતરતાં જ હિંદીઓએ કહ્યું: 'અમે તમને ઈસા શેઠની દુકાને લઈ જવાને જ ઊભા છીએ. અમારા ઉપર દાદા અબદુલ્લાનો તાર છે.' હું બહુ રાજી થયો. તેમની સાથે શેઠ ઈસા હાજી સુમારની દુકાને ગયો. મારી આસપાસ શેઠ અને તેમના વાણોતરો વીંટળાઈ વળ્યા. મારા ઉપર જે વીતી હતી તેની વાત કરી. તેઓ બહુ દિલગીર થયા અને પોતાના કડવા અનુભવો વર્ણવી મને આશ્વાસન આપ્યું. મારે તો સિગરામ કંપનીના એજંટને મારા ઉપર વીતેલી જણાવવી હતી. મેં એજંટ ઉપર ચિઠ્ઠી લખી, પેલા માણસે ધમકી આપી હતી તે પણ જણાવ્યું, અને સવારે આગળ મુસાફરી થાય ત્યારે મને અંદર બીજા ઉતારુઓને પડખે જગ્યા મળે એવી ખાતરીની માગણી કરી. ચિઠ્ઠી એજંટને મોકલી. એજંટે મને સંદેશો મોકલ્યો: 'સ્ટૅન્ડરટનથી મોટો સિગરામ હોય છે અને હાંકનારા વગેરે બદલાય છે. જેની સામે તમે ફરિયાદ કરી છે તે માણસ આવતી કાલે નહિ હોય. તમને બીજા ઉતારુઓની પડખે જ જગ્યા મળશે.' આ સંદેશાથી મને કાંઈક નિરાંત વળી. પેલા મારનારની ઉપર કાંઈ પણ કામ ચલાવવાનો વિચાર તો મેં કર્યો જ નહોતો, એટલે આ મારનું પ્રકરણ અહીં જ બંધ રહ્યું. સવારે મને ઈસા શેઠના માણસો સિગરામ પર લઈ ગયા. મને યોગ્ય જગ્યા મળી. કોઈ જાતની હલાકી વિના તે રાત્રે જોહાનિસબર્ગ પહોંચ્યો.

સ્ટૅન્ડરટન નાનકડું ગામ. જોહાનિસબર્ગ વિશાળ શહેર. ત્યાં પણ અબદુલ્લા શેઠે તાર તો કર્યો જ હતો. મને મહમદ કાસમ કમરુદ્દીનની દુકાનનાં નામઠામ પણ આપ્યાં હતાં. તેમનો માણસ જ્યાં સિગરામ ઊભો રહેતો હતો ત્યાં આવેલ, પણ ન મેં તેને જોયો, ન માણસ મને ઓળખી શક્યો. મેં હોટેલમાં જવાનો વિચાર કર્યો. બેચાર હોટેલનાં નામ જાણી લીધાં હતાં. ગાડી કરી, ગ્રૅંડ નેશનલ હોટેલમાં હાંકી જવા તેને કહ્યું. ત્યાં પહોંચતાં મૅનેજરની પાસે ગયો. જગ્યા માગી. મૅનેજરે ક્ષણ વાર મને નિહાળ્યો. વિવેકની ભાષા

વાપરી. 'હું દિલગીર છું, બધી કોટડીઓ ભરાઈ ગઈ છે,' આમ કહી મને વિદાય કર્યો! એટલે મેં ગાડીવાળાને મહમદ કાસમ કમરુદ્દીનની દુકાને હાંકી જવાને કહ્યું. ત્યાં તો અબદુલ ગની શેઠ મારી રાહ જ જોઈ રહ્યા હતા. તેમણે મને વધાવી લીધો. હોટલમાં મારા ઉપર વીતેલી વાત તેમને કહી બતાવી. તેઓ ખડખડ હસી પડયા. 'હોટલમાં તે વળી આપણને ઊતરવા દે કે?'

મેં પૂછ્યું: 'કેમ નહિ?'

'એ તો જ્યારે તમે થોડા દિવસ રહેશો ત્યારે જાણશો. આ દેશમાં તો અમે જ રહી શકીએ. કારણ અમારે પૈસા કમાવા છે. એટલે, ઘણાંય અપમાનો સહન કરીએ છીએ, અને પડયા છીએ.' એમ કહી તેમણે ટ્રાન્સવાલમાં પડતાં દુઃખોનો ઇતિહાસ કહી સંભળાવ્યો.

આ અબદુલ ગની શેઠનો પરિચય આપણે આગળ જતાં વધારે કરવો પડશે. તેમણે કહ્યું, 'આ મુલક તમારા જેવાને સારુ નથી. જુઓને, તમારે કાલે પ્રિટોરિયા જવું છે. તેમાં તમને તો ત્રીજા વર્ગમાં જ જગ્યા મળશે. ટ્રાન્સવાલમાં નાતાલ કરતાં વધારે દુઃખ. અહીં આપણા લોકોને પહેલા કે બીજા વર્ગમાં ટિકિટ આપતા જ નથી.'

મેં કહ્યું, 'તમે એનો પૂરો પ્રયત્ન નહિ કર્યો હોય.' અબદુલ ગની શેઠ બોલ્યા, 'અમે કાગળવહેવાર તો ચલાવ્યો છે, પણ આપણા માણસો ઘણા પહેલા બીજા વર્ગમાં બેસવા ઇચ્છે પણ શાના?'

મેં રેલવેના કાયદા માગ્યા. તે જોયા. તેમાં બારી હતી. ટ્રાન્સવાલના અસલી કાયદાઓ બારીકીથી નહોતા ઘડાતા. રેલવેના ધારાનું તો પૂછવું જ શું હોય?

મેં શેઠને કહ્યું, 'હું તો ફર્સ્ટ ક્લાસમાં જ જઈશ.' અને તેમ નહિ જવાય તો પ્રિટોરિયા અહીંથી સાડા ત્રીસ જ માઈલ છે ત્યાં હું ઘોડાગાડી કરીને જઈશ.'

અબદુલ ગની શેઠે તેમાં થતા ખર્ચ અને લાગતા વખત તરફ મારું ધ્યાન ખેંચ્યું. પણ મારી સૂચનાને અનુકૂળ થયા, અને સ્ટેશન-માસ્તર ઉપર ચિઠ્ઠી મોકલી. ચિઠ્ઠીમાં હું બારિસ્ટર છું એમ તેને જણાવ્યું; હંમેશાં પહેલા વર્ગમાં જ મુસાફરી કરું છું એમ પણ જણાવ્યું. પ્રિટોરિયા તુરત પહોંચવાની આવશ્યકતા તરફ તેનું ધ્યાન ખેંચ્યું; અને તેને લખ્યું કે, તેના જવાબની રાહ જોવા જેટલો મને વખત નહિ રહે તેથી એ ચિઠ્ઠીનો જવાબ લેવા હું પંડે જ સ્ટેશન ઉપર પહોંચીશ અને પહેલા વર્ગની ટિકિટ મેળવવાની આશા રાખીશ. આમાં મારા મનમાં થોડોક પેચ હતો. મેં એમ ધાર્યું હતું કે સ્ટેશન-માસ્તર લેખિતવાર જવાબ તો 'ના'નો જ આપશે. વળી 'કુલી' બારિસ્ટર કોણ જાણે કેવાયે રહેતા હશે એ પણ એ કાંઈ વિચારી ન શકે. તેથી હું અણીશુદ્ધ અંગ્રેજી પોશાકમાં તેની સામે જઈ ઊભો રહીશ, અને તેની સાથે વાતો કરીશ એટલે સમજી જઈ તે કદાચ મને ટિકિટ આપશે. તેથી હું ફ્રૉકકોટ, નેકટાઈ વગેરે ચડાવીને સ્ટેશને પહોંચ્યો. માસ્તરની સામે ગીની કાઢીને મૂકી અને પહેલા વર્ગની ટિકિટ માગી.

તેણે કહ્યું, 'તમે જ મને ચિઠ્ઠી લખી છે કે?'

મેં કહ્યું, 'એ જ હું. મને તમે ટિકિટ આપશો તો હું આભારી થઈશ. મારે પ્રિટોરિયા આજે પહોંચવું જોઈએ!'

સ્ટેશન-માસ્તર હસ્યો. તેને દયા આવી. તે બોલ્યો, 'હું ટ્રાન્સવાલર નથી. હું હોલેન્ડર છું. તમારી લાગણી સમજી શકું છું. તમારા તરફ મારી દિલસોજી છે. હું તમને ટિકિટ આપવા ઇચ્છું છું. પણ એક શરતે — જો તમને રસ્તામાં ગાર્ડ ઉતારી પાડે અને ત્રીજા વર્ગમાં બેસાડે તો તમારે મને સંડોવવો નહિ, એટલે કે, તમારે રેલવે ઉપર દાવો ન કરવો. હું ઇચ્છું છું કે તમારી મુસાફરી નિર્વિઘ્ને પાર ઊતરો. તમે સજ્જન છો એમ હું જોઈ શકું છું.' આમ કહી તેણે ટિકિટ કાપી. મેં તેનો ઉપકાર માન્યો અને તેને નિશ્ચિંત કર્યો. અબદુલ ગની શેઠ વળાવવા આવ્યા હતા. આ કૌતક

જોઈ તેઓ રાજી થયા, આશ્ચર્ય પામ્યા, પણ મને ચેતવ્યો: 'પ્રિટોરિયા સાંગોપાંગ પહોંચો એટલે પત્યું. મને ધાસ્તી છે કે ગાર્ડ તમને પહેલા વર્ગમાં સુખે બેસવા નહિ દે. અને ગાર્ડ બેસવા દેશે તો ઉતારુઓ નહિ બેસવા દે.'

હું તો પહેલા વર્ગના ડબામાં બેઠો. ટ્રેન ચાલી. જર્મિસ્ટન પહોંચી ત્યાં ગાર્ડ ટિકિટ તપાસવા નીકળ્યો. મને જોઈને જ ચિડાયો. આંગળી વતી ઇશારો કરીને કહ્યું, 'ત્રીજા વર્ગમાં જા.' મેં મારી પહેલા વર્ગની ટિકિટ બતાવી. તેણે કહ્યું, 'તેનું કંઈ નહિ; જા ત્રીજા વર્ગમાં.'

આ ડબામાં એક જ અંગ્રેજ ઉતારુ હતો. તેણે પેલા ગાર્ડને ધમકાવ્યો: 'તું આ ગૃહસ્થને કેમ પજવે છે? તું જોતો નથી કે એની પાસે પહેલા વર્ગની ટિકિટ છે? મને તેના બેસવાથી જરાયે અડચણ નથી.' એમ કહીને તેણે મારી સામું જોયું અને તેણે કહ્યું: 'તમે તમારે નિરાંતે બેઠા રહો.'

ગાર્ડ બબડ્યો. 'તમારે કુલીની જોડે બેસવું હોય તો મારે શું'? એમ કહીને ચાલતો થયો. રાતના આઠેક વાગ્યે ટ્રેન પ્રિટોરિયા પહોંચી.

**'સત્યના પ્રયોગો** અથવા **આત્મકથા'**માંથી

## સ્વાધ્યાય

૧. રેલવે મુસાફરી અને સિગરામ મુસાફરીનું તમારી ભાષામાં વર્ણન કરો.

૨. આખા પ્રસંગમાં લેખકની મોટાઈ તમને શામાં લાગે છે?

૩. અબદુલ્લા શેઠે ઠેર ઠેર તાર કર્યા એ ખાસ કરી ક્યાં કામ લાગ્યા?

૪. આખા પ્રસંગમાં કેટલાં માણસો આવે છે? તેમાંથી (લેખક સિવાય) કોને તમે પસંદ કરો છો?

૫. રંગદ્વેષ પર નિબંધ લખો.

૬. (૧) રંગદ્વેષ અને (૨) ઊંચી વર્ણના માણસો (સવર્ણો)નો હરિજનો (અંત્યજો) માટેનો અસ્પૃશ્યતાનો વર્તાવ એ બે સરખાવો.

# દત્તાત્રેય કાલેલકર

[ કાકા કાલેલકર આપણા એક સમર્થ નિબંધકાર છે. તેમનું 'સ્મરણયાત્રા' તેમની બાલ્ય અને કિશોર અવસ્થાના અનેક રસિક પ્રસંગોની ફૂલગૂંથણીથી ભર્યું છે. આ પ્રકારનું એની બાજુએ મૂકી શકાય એવું બીજું પુસ્તક આપણા સાહિત્યમાંથી આપણને સહેજે નહિ મળે. 'આક્કા' એમાંનું એક સુન્દર પ્રકરણ છે. અતિ સ્વાભાવિક રીતે અને સરળતાથી કાકા સાહેબે એમાં પોતાની મોટી બહેનનું રેખાચિત્ર આપ્યું છે. એ વાંચતા જઈએ તેમ તેમ આક્કા તરફ આપણો પણ સમભાવ વધતો જાય છે. ઠરેલ, ડાહી, ઠાવકી અને મીઠી એવી મોટી બહેનનું અવસાન પણ લેખક વર્ણવે છે, અને એ સાથે 'આક્કા'ની ખોટ જાણે વાચકને પણ પડતી હોય એવી વાચકના મનમાં લાગણી જગાડવામાં લેખક સફળ થઈ શક્યા છે. આખું રેખાચિત્ર અતિ કોમળ લાગણીઓથી ભર્યું છે, અને જાણે કે એક ગદ્ય કાવ્ય ન હોય એવું લાગે છે. 'સ્મરણ-યાત્રા' તો સહુ કોઈએ વાંચવી જ જોઈએ, પણ એ સાથે 'ઓતરાતી દીવાલો' અને 'હિમાલયનો પ્રવાસ' નામનાં કાકાસાહેબનાં બીજાં બે પુસ્તકો પણ વાંચવાં જોઈએ.]

## આક્કા

અમે સાતારામાં હતા. એક દિવસ એક ગાડી બારણે આવીને ઊભી રહી. તેમાંથી એક બાઈ, મજાનું ટપકાંટપકાંવાળું ગવન પહેરેલી, નીચે ઊતરી. એની પાસે સામાન પણ ખૂબ હતો. મેં બૂમ પાડી કહ્યું, 'આઈ, કોક ઘરમાં આવ્યું છે.' મારી અપેક્ષા હતી કે, આઈ અંદરથી આવે ત્યાં સુધી આ બાઈ બારણે રાહ જોશે. પણ એ તો સીધી અંદર જ ગઈ, અને ઘરમાં બધે ઘરની જ હોય તેમ ફરવા લાગી! પછી મને ખબર પડી કે એ તો મારી બહેન હતી. ઘણા દહાડા સાસરે રહીને પિયર આવેલી. જમી રહ્યા પછી એણે પોતાનો બધો સામાન ખોલી ખોલીને આઈને બતાવ્યો. એમાંથી પાંચ છ

સરસ રંગીન લખોટા નીકળ્યા. એ મને આપી એણે કહ્યું, 'દત્તુ, હેં ઘે તુલા.' હું ખુશ તો થયો, પણ ખુશી કરતાં મને અજાયબી વધારે થઈ. બાબા અમને લખોટાને અડવા ન દે. લખોટાને તો જુગારીઓ જ અડે. લખોટાની મેલી રમત સારા ઘરના છોકરાઓ માટે ન હોય. લખોટા લઈને હું રાજી તો થયો, પણ રમાય કેમ એ હું ક્યાંથી જાણું? દોડતો દોડતો ગોંદુ પાસે ગયો અને એને કહ્યું, 'જો, આ મારા લખોટા.' એને પણ રમતાં આવડે નહિ. એટલે અમે બે જણા સામસામા બેસી લખોટા ગબડાવી ફેંકવા લાગ્યા. લખોટા ટક્કર ખાય ત્યારે મજા પડે. મનમાં બીક ખરી કે, બાબા આવે તો રમત બંધ થાય એટલું જ નહિ, પણ લખોટા પણ જપ્ત થાય!

હું તરત જ જોઈ શક્યો કે આક્કા ઘરમાં બધાંની માનીતી હતી. આઈ તો એના ડાહપણ પર અને હેતાળ સ્વભાવ ઉપર વારી જતી હતી. પિતાશ્રી તો આખો દિવસ ભાગુને શું ગમે છે ને શું જોઈએ છે, એ જાણવાને જ ઇંતેજાર દેખાતા. બાબા અને અણ્ણા એની જાત જાતની મજાક કરી એને પ્રસન્ન રાખવાને મથતા. મારા મનમાં વાત ઠસી ગઈ કે આક્કાનું વર્તન તે આદર્શ વર્તન. પણ એક વાત મનમાં ખૂંચતી હતી. આક્કા હાથમાં ચોપડી પકડે ત્યારે અમને નિશાળમાં બતાવેલું તે રીતે પકડે નહિ. પણ ડાબી બાજુનાં પાનાં ગોળ વાળી બે પૂંઠાં ભેગાં કરે, અને એક હાથે ચોપડી પકડી કડકડાટ વાંચી જાય. એને મોઢે વાર્તા સાંભળવી મને ગમતી, પણ ચોપડી આમ પકડે એ મારાથી કેમે કર્યું સહ્યું જતું નહિ!

તે જ દિવસથી એણે મને ભણાવવું શરૂ કર્યું. હું એકડિયામાં હતો. અને વાંચતાં આવડે નહિ તોયે મારા પર ચિડાય નહિ. બહુ જ હેતથી અને કુનેહથી મને ભણાવે. રોજ સાંજે 'રામવિજય' લઈને આઇને વાંચી સંભળાવે. હું પણ ત્યાં જઈને બેસતો.

એક દિવસ આક્કા આઈને કહે, 'ઘરમાં આ પોપટ રાખ્યો છે એને આપણે છોડી મૂકીએ — ઉડાડી દઈએ.' મેં પૂછ્યું, 'કેમ?

એ તો બધાંનો માનીતો પોપટ છે.' આક્કાએ તરત જ સુસ્વરકંઠે નળદમયંતી આખ્યાન ગાવાનું શરૂ કર્યું. તેમાં જ્યારે, રાજાના હાથમાં સપડાયેલો હંસ છૂટી જવા માટે તરફડિયાં મારે છે, પોતાને છોડી દેવા માટે રાજાને અનેક રીતે કરગરીને વીનવે છે, અને તોયે રાજા છોડતો નથી એમ જોઈ નિરાશ થઈને પોતાની મા, પોતાની માદા અને બચ્ચાંનું સ્મરણ કરી વિલાપ કરે છે, એ પ્રસંગ આવ્યો ત્યારે આક્કા રડી પડી! આંસુ ખાળીને પછી દરેક કડીનો એણે અર્થ કરી બતાવ્યો. સૌનાં હૈયાં પીગળી ગયાં, અને નક્કી થયું કે પોપટને છોડી દઈએ. વિષ્ણુએ સીતાફળીના ઝાડ ઉપર પાંજરું ટીંગાડી રાખ્યું અને ધીમે રહીને એનું બારણું ખોલ્યું. એક ક્ષણ સુધી તો બહાર ઊડી જવાનું પોપટને સૂઝયું પણ નહિ. એ તો હેબતાઈ જ ગયો હશે. બીજી ક્ષણે પાંજરાની સળી પરથી કૂદી પડી બારણામાં બેઠો અને ત્યાંથી ભર્રર્રર્ર આકાશમાં ઊડી ગયો. આક્કાની આંખમાં આનંદનાં ઝળઝળિયાં આવ્યાં. થોડા જ વખત પછી પોપટ પાછો આવ્યો, પાંજરા પર બેઠો. વિષ્ણુ કહે, 'એ તો જવાનો નથી. ચાલ, એને ધીમે રહીને પકડી પાંજરામાં પૂરી દઉં.' આક્કાએ ચોખ્ખી ના પાડી. પછી રોજ એ પોપટ સીતાફળીના ઝાડ પર આવીને બેસે, કેળું કે મરચાં આપીએ તે ખાય, અને ઊડી જાય. આમ એકાદ મહિનો ચાલ્યું હશે. વખત જતાં એ પોપટ બીજા પોપટ સાથે ભળી ગયો, અને પછી તો અમારી પાસે આવતાં ડરતાં શીખ્યો.

થોડા દિવસ પછી બેલગામથી આક્કાના વર અમારે ત્યાં આવ્યા. અણ્ણા જેટલી જ એમની ઉંમર હશે, છતાં પિતાશ્રી એમને નાઈક કહીને માનથી બોલાવતા. તેમને હાથ ધોવા પાણી પોતે આપતા. પિતાશ્રી આવા જુવાનની આટલી ખુશામત કેમ કરે છે એ હું સમજી શકતો નહિ. મને તો બધું અજુગતું જેવું લાગતું. તેમનું નામ પણ હું ભૂલી ગયો છું. તેઓ બહુ બોલતા નહિ, અમારી સાથે ભળતા નહિ, અને જમતી વખતે બહુ ઓછું ખાતા, એટલું યાદ છે.

ચીમી એ બાબાની દીકરી. ખૂબ રમતિયાળ. ઘરનું સર્વસાધારણ રમકડું. એની ઉંમરના પ્રમાણમાં ખૂબ ડહાપણ બતાવે. આક્કા એને રમાડતાં રમાડતાં કોક કોક વખત ખિન્ન થાય, અને આઈને કહે, ‘આઈ, શહાણું માણુસ લાભત નાહીં. (ડાહ્યું માણસ બહુ જીવે નહિ.) આપણી ચીમી આટલી હોશિયાર છે, તે કેમ કરીને ઝાઝી જીવશે, એ ચિંતા મારા મનમાં પેઠી છે.’ પણ આક્કાનાં આ વચન આક્કાને જ લાગુ પડવાનાં હતાં એ તે વખતે ન આક્કાના ધ્યાનમાં આવ્યું, ન આઈના.

અમે શાહપુરમાં આવ્યાં છીએ. ભીસેનું ઘર એ અમારું મોસાળ. ત્યાં અમે રહેવા આવ્યાં છીએ. આક્કા કંઈક માંદી છે. અમારી મોટી મામી રોજ સવારે ઊઠીને પેજ (ચોખાની ઘેંશ) તૈયાર કરતી, અને અમે બધા હારબંધ મોટી પંગતમાં જમવા બેસતા. શાકને બદલે કોળાની બનાવેલી વડી અમને તળીને આપતાં. સાતારામાં હંમેશાં ચોખાના લોટની વડી ખાવા હું ટેવાયેલો. મને આ પત્કોળાની વડી શાની ભાવે ? મેં મારો અણગમો નીચે પ્રમાણે મામીને જણાવ્યો: ‘અમારે ત્યાંની વડીઓ કાવ્ કાવ્ બોલે છે; તમારે ત્યાંની ચીવ્ ચીવ્ બોલે છે. માટે મને તમારી વડી નથી ગમતી.’ આ મારું કાવ્ય બધે ફેલાયું.

થોડા જ દિવસમાં ઘરમાં બધે ગમગીની ફેલાઈ ગઈ. આક્કાને સખત તાવ આવવા લાગ્યો. ડૉક્ટરે કહ્યું કે, ‘નવજ્વર’ (ટાઇફોઈડ) છે. સુવાવડ પછીનો ટાઇફોઈડ પછી પૂછવું જ શું ? એક દિવસ અમને સવારે ઊઠતાંવેંત સામેના ઘરવાળાને ત્યાં જમવાનું નોતરું મળ્યું. અમે બધા છોકરા ત્યાં જમવા ગયા. કોણ જાણે શા કારણે અમને આખો દિવસ ત્યાં ને ત્યાં જ રોકી રાખવાના પ્રયોગો થવા લાગ્યા. હું ઘેર જવાની વાત કરું, એટલે કોઈ મોટો છોકરો રોકીને મને કહે, ‘ચાલ તને એક વાર્તા કહું.’ વાર્તા પૂરી થાય એટલે કોઈ ગાય. આખરે સાંજ પડવા આવી. હવે મને લાગ્યું કે, આખો દિવસ અમને અહીં ગોંધી રાખવામાં કંઈ ભેદ છે. હું કંટાળીને રોવા લાગ્યો.

સમભાવને કારણે ગોંદુ પણ રોવા લાગ્યો. અમારા મેજબાન છોકરાઓ અકળાયા. તેમણે એક નાટક ભજવવાનું નક્કી કર્યું. એક લાંબો ફેંટો માથે બાંધી એનો એક છેડો નાકથી નીચે લટકતો રાખ્યો. આવી રીતે સૂંઢવાળો દુંદાળો દેવ તૈયાર થયો. બેચાર સાવરણીઓ ભેગી બાંધી તેની મોરની કળા બનાવી; મયૂરવાહની સરસ્વતી પણ તૈયાર થઈ. અને પેલા કૂદવા લાગ્યા.

નાટક તો લાંબું લાંબું ચાલ્યું. પણ કેમે કરી રસ જામે જ નહિ. એટલામાં પડોશના બીજા એક છોકરાએ આવીને મને કહ્યું, 'તારો બાપ પોક મૂકીને રુએ છે.' મને એ વચન અપમાન જેવું લાગ્યું. મારા પિતાશ્રી વળી રોતા હશે? જનમભરમાં એવું કોઈ કાળે બન્યું નથી. મેં ચિડાઈને એને કહ્યું, 'તું જૂઠો છે.' છેવટે નવ વાગ્યે અમને ઘેર લઈ ગયા. ત્યાં બધે ગમગીનીની શાંતિ હતી. કોઈ કોઈની સાથે વાત ન કરે. સ્મશાનમાંથી પાછા આવેલા ડાઘુઓ ગરમ પાણીએ નહાતા હતા. એટલી જ હિલચાલ ઘરમાં દેખાતી હતી. એક ખૂણામાં ચોખાની ભરેલી અડધી ગૂણ ઊભી હતી, તેના પર પિતાશ્રી એક પાતળો ખેસ ઓઢીને બેઠા હતા, છતાં ટાઢે ધ્રૂજતા હોય તેમ જ લાગતું હતું. મને ખોળામાં લઈ દુઃખી અવાજે કહેવા લાગ્યા, 'દત્તુ, આપણી ભાગુ (ભાગીરથી) આપણને છોડી દૂર ગઈ.' હું કંઈ સમજ્યું નહિ કે થયું છે શું. દૂર એટલે ક્યાં સુધી? શા માટે? પિતાશ્રી આટલા દુઃખી કેમ છે? ઘરમાં કેમ કોઈ કોઈની સાથે બોલતું નથી? પિતાશ્રી ફરી ફરી એક જ વાત કરે, 'આપણી ભાગુ આપણને છોડી દૂર ગઈ છે.'

હું અંદર ગયો. મેં જોયું કે આઈ સોડ તાણીને સૂઈ ગઈ છે. મને શી ખબર કે, સૂતી નથી, પણ વજ્રાઘાતથી બેભાન થઈ પડી છે! મારી માસી એની પાસે બેઠી હતી. મને જોઈને એ રોવા લાગી. મામા એના પર ચિડાયા. કહે, 'તું રોવા લાગે તો છોકરાઓ શું કરે?'

રાત જેમ તેમ વીતી. બીજે દિવસે આઈ કંઈ ખાય નહિ. કોઈનું કહ્યું માને નહિ. છેલ્લા ઇલાજ તરીકે રામમામા મને આઈ

પાસે લઈ ગયા. એમણે મને કહ્યું, 'તારી આઈને કહેજે કે, મારા ગળાના સમ તું ન જમે તો.' હું કહેવા જતો હતો, પણ આઈએ દૃઢતાપૂર્વક કહ્યું, 'દત્તુ, એવું કંઈ બોલીશ મા.' માતૃભક્ત દત્તુની જીભ પછી ઊપડે જ શાની? સૌ મારી પર ચિડાયાં. રામમામાનો મારા પ્રત્યેનો તિરસ્કાર સ્પષ્ટ દેખાતો હતો. પણ હું ન બોલ્યો તે ન જ બોલ્યો.

'શહાણું માણસ લાભત નાહીં' એ આક્કાનું વચન આખરે આક્કા વિષે જ સાચું પડ્યું. આઈ રોજ એ વચન સંભારે ને રુએ. આક્કા વિષે મારાં પ્રત્યક્ષ સ્મરણો તો આટલાં જ ગણાય. છતાં નાનપણથી એ સ્મરણોનું જ ધ્યાન કરી કરીને તેને હું પોષતો આવ્યો છું. સાધારણ રીતે હિંદુ કુટુંબમાં દીકરીઓ તરફ બેદરકારી જ હોય છે. દીકરા તેટલા વહાલાં અને દીકરી તેટલી અળખામણી, એ માન્યતા અનેક પ્રાંતમાં છે. અમારા ઘરમાં આક્કાની સ્થિતિ સ્પૃહણીય હતી. માણસની લગભગ બધી શુભ વૃત્તિઓ કૌટુંબિક વાતાવરણમાં જ ખીલે છે. તેમાં પણ મા પછી જો ભારેમાં ભારે કોઈની અસર થતી હોય તો તે બહેનની જ છે. માણસનો મા સાથેનો સંબંધ તેમ જ સ્ત્રી સાથેનો સંબંધ એકાંતિક અથવા અસાધારણ હોય છે. દીકરીનો સંબંધ પણ એવો જ હોય છે. પણ જે સંબંધ સહેલાઈથી વ્યાપક થઈ શકે, આખી સ્ત્રીજાતિનો અંતર્ભાવ કરી શકે, એવો સંબંધ તો ભાઈબહેનનો જ. હું સમજણો થયો એના પહેલાં જ મારી બહેન ગુજરી ગઈ, તેથી જિંદગીનો મારો એ વિભાગ શૂન્યવત થઈ ગયો છે. સ્ત્રીઓને હું દૂરથી પૂજતો છું, પણ તેમની સાથે સ્વાભાવિક રીતે સંબંધમાં આવતાં મને આવડતું જ નથી. ભગિનીપ્રેમની ભૂખ રહી જ ગઈ છે. જેમ જેમ જીવનની વ્યાપકતા અને સર્વાંગસુંદરતાનો આદર્શ બંધાતો ગયો છે, તેમ તેમ મારે એક બહેન હોય તો કેવું સારું, એવો વિચાર મનમાં આવી મન ઝૂરે છે. એમાં પોતાને બહેન ન હોવાને કારણે નવી બહેન મેળવતાં ન આવડે એ મુશ્કેલી છે જ.

મારા આદર્શ પ્રમાણે પૂજનીય એવી કેટલીયે બહેનો હું જોઉં છું. તેમના પરિચયથી હું જરૂર પાવન અને ઉન્નત થઈશ એવી મનને ખાતરી થાય છે. પણ હૃદયની ભૂખ તો આક્કાના પવિત્ર સ્મરણથી જ શમાવવી રહી.

'સ્મરણયાત્રા'માંથી

### સ્વાધ્યાય

૧. આક્કાને જોતાં દત્તુને શું થયું તે જણાવો.

૨. આક્કાનું વર્તન શાથી દત્તુને આકર્ષક લાગ્યું? તેની કઈ ટેવ દત્તુને ન ગમી?

૩. આક્કાએ પોપટ કેવી રીતે ઉડાડી મુકાવ્યો?

૪. 'શહાણું માણસ લાભત નાહીં'—એ આક્કાનું વાક્ય આક્કાને જ લાગુ પાડવાનો કયો પ્રસંગ આવ્યો?

૫. આ પાઠમાંથી આપણી લાગણીના તાર ઝણઝણાવે એવા જે પ્રસંગો હોય તે નોંધો.

૬. કુટુંબમાં બહેનના સ્થાન સંબંધી લેખકના શા વિચાર છે તે જણાવો.

## કિશોરલાલ મશરૂવાળા

[બુદ્ધ આ દેશના જ નહિ પણ સારી દુનિયાના મહાપુરુષોમાંના એક છે. એમના જીવનથી કયો વિદ્યાર્થી અજાણ હશે? દુનિયામાં બુદ્ધ પછી ઘણા ઘણા ફેરફારો થયા છે. આજકાલ લોકોને ધર્મમાં શ્રદ્ધા પહેલાંના જેવી નથી. છતાં બુદ્ધિજીવી યુવક વર્ગને પ્રાચીન કાળના મહાજનોમાંથી બુદ્ધનું ચારિત્ર્ય હજી આકર્ષતું રહ્યું છે.

બુદ્ધ અને પૂર્ણના સંવાદમાંથી માણસમાં રહેલી સારપ માટેની શ્રદ્ધા બુદ્ધના શિષ્યમાં કેટલા અસરકારક પ્રમાણમાં છે તે દેખાશે. શિષ્યમાં એવી શ્રદ્ધા પ્રેરનાર બુદ્ધની તો વાત જ શી કરવી?

બુદ્ધ આનંદને સમજાવે છે એ પ્રસંગ સહનશક્તિના વિજયને વર્ણવે છે. આનંદ તે બુદ્ધના પ્રિય અને પટ્ટ શિષ્ય હતા.

શ્રાવસ્તી નગરીનો પ્રસંગ તે બુદ્ધની સત્ય માટેની અટલ શ્રદ્ધા બતાવે

છે. સત્ય પોતે પ્રકાશે તે દરમ્યાન કેવી સહનશીલતા કેળવવી જોઈએ—રાજદંડને ભોગે પણ—તે દર્શાવે છે.

શિષ્ય દેવદત્તની વાર્તામાંથી બુદ્ધની પ્રેમભાવના અને ક્ષમાવૃત્તિનો અનુભવ થાય છે. પેગંબરોના શિષ્યોમાં કેટલાક ફૂટલ નીકળે છે. ઈશુ-ખ્રિસ્તના બાર શિષ્યોમાંનો એક જુડાસ જ તેમને મારનારાઓના હાથમાં સોંપનાર હતો. આપણા ગુજરાતના મહાપુરુષ હેમાચાર્યના મુખ્ય શિષ્યો રામચંદ્ર–બાલચંદ્રની હરીફાઈ અને બાલચંદ્રનું વર્તન તે દેવદત્ત જોડે સરખાવવા જેવું છે. (શિક્ષકની મદદથી કે 'પ્રબંધચિંતામણિ'માંથી જાણવા પ્રયત્ન કરવો.)

બુદ્ધ એટલે જાગેલા, જેને જ્ઞાન થયું છે તે. તેમનું મૂળ નામ સિદ્ધાર્થ હતું. જે વૃક્ષ નીચે તેમને જ્ઞાન થયેલું તેનું નામ બોધિવૃક્ષ પડયું હતું. સંઘ એટલે બૌદ્ધધર્મના ભિખ્ખુઓનો સમુદાય. તેની વ્યવસ્થા લોકશાસનની પદ્ધતિએ ભિખ્ખુઓ પોતે જ કરતા. તેથી તેને સંઘ કહેતા. વિદ્વાનો કહે છે કે સંઘ શબ્દ મૂળ તો લોકશાસનની પદ્ધતિથી ચાલતાં પ્રજાસત્તાક રાજ્યો માટે વપરાતો. તે ઉપરથી ગૌતમબુદ્ધે પોતાના ભિખ્ખુ સમુદાય માટે એ શબ્દ વાપર્યો. સંઘનું માહાત્મ્ય કેટલું છે તે બૌદ્ધધર્મની ત્રણ મુખ્ય પ્રતિજ્ઞામાં તેનો સમાવેશ કર્યો છે તે પરથી સમજાશે. (૧) बुद्धं सरणं गच्छामि । (२) धम्मं सरणं गच्छामि । (३) संघं सरणं गच्छामि । એટલે કે ૧. બુદ્ધને, ૨. ધર્મને અને ૩. સંઘને શરણે જાઉં છું એમ ભિખ્ખુને પ્રતિજ્ઞા કરવી પડતી.]

## બુદ્ધ

બુદ્ધનો ઉપદેશ સાંભળનાર ઉપર તત્કાળ અસર કરતો. જેમ ઢાંકેલી વસ્તુને કોઈ ઉઘાડીને બતાવે, અથવા અંધારામાં જેમ દીવો વસ્તુઓને પ્રકાશિત કરે, તેમ બુદ્ધના ઉપદેશથી શ્રોતાઓને સત્યનો પ્રકાશ થતો. લૂંટારા જેવા પણ એમના ઉપદેશથી સુધરી જતા. અનેક જનોને એમનાં વચનોથી વૈરાગ્યનાં બાણ વાગતાં, અને તેઓ સુખસંપત્તિ છોડી એમના ભિક્ષુસંઘમાં દાખલ થઈ જતા.

પૂર્ણ નામે એક શિષ્યને પોતાનો ધર્મોપદેશ સંક્ષિપ્તમાં આપી બુદ્ધે એને પૂછયું, 'પૂર્ણ, હવે તું કયા પ્રદેશમાં જઈશ?'

પૂર્ણ—ભગવન્, આપના ઉપદેશને ગ્રહણ કરીને હું હવે સુનાપરન્ત (નામના) પ્રદેશમાં જનાર છું.

બુદ્ધ—પૂર્ણ, સુનાપરન્ત પ્રાન્તના લોકો અતિ કઠોર છે, બહુ ક્રૂર છે; તે જ્યારે તને ગાળો દેશે, તારી નિંદા કરશે, ત્યારે તને કેવું લાગશે ?

પૂર્ણ—તે વખતે, હે ભગવન્, હું માનીશ કે આ લોકો બહુ સારા છે, કારણ કે તેઓએ મારા ઉપર હાથથી પ્રહાર કર્યો નથી.

બુદ્ધ—અને જો તેઓએ તારા ઉપર હાથથી પ્રહાર કર્યો તો ?

પૂર્ણ—મને તેઓએ પથ્થરથી માર્યો નહિ, તેથી તે લોકો સારા જ છે એમ હું સમજીશ.

બુદ્ધ—અને પથરાઓથી માર્યો તો ?

પૂર્ણ—મારી ઉપર તેઓએ દંડપ્રહાર કર્યો નહિ, તેથી તે બહુ સારા લોક છે એમ હું સમજીશ.

બુદ્ધ—અને દંડપ્રહાર કર્યો તો ?

પૂર્ણ—શસ્ત્રપ્રહાર કર્યો નહિ એ તેમનું ભલપણ છે એમ સમજીશ.

બુદ્ધ—અને શસ્ત્રપ્રહાર કર્યો તો ?

પૂર્ણ—મને ઠાર માર્યો નહિ એ તેમની ભલાઈ છે એમ સમજીશ.

બુદ્ધ—અને ઠાર માર્યો તો ?

પૂર્ણ—ભગવન્, કેટલાએક ભિક્ષુ આ શરીરથી કંટાળીને આત્મઘાત કરે છે. એવા શરીરનો જો આ સુનાપરન્તના રહેવાસીઓએ નાશ કર્યો, તો તેમણે મારા ઉપર ઉપકાર કર્યો એમ હું માનીશ. અને તેથી તે લોકો બહુ જ સારા છે એમ હું સમજીશ.

બુદ્ધ—સાધુ ! પૂર્ણ, સાધુ ! આવા પ્રકારના શમદમથી યુક્ત હોવાથી. તું સુનાપરન્ત પ્રદેશમાં ધર્મોપદેશ કરવાને સમર્થ થઈશ.

દુષ્ટને દંડ દેવો એ એની દુષ્ટતાનો એક પ્રકારનો પ્રતિકાર છે. દુષ્ટતાને ધૈર્ય અને શૌર્યથી સહન કરવી, અને સહન કરતાં કરતાં

પણ એની દુષ્ટતાનો વિરોધ કર્યા વિના રહેવું નહિ, એ બીજા પ્રકારનો પ્રતિકાર છે. પણ દુષ્ટની દુષ્ટતા વાપરવામાં જેટલી ઊણપ તેટલું શુભ ચિહ્ન લેખી, એની મૈત્રી જ કરવી અને મિત્રભાવના વડે જ એને સુધારવા મથવું, એ દુષ્ટતાની જડ ઉખેડનારો ત્રીજો પ્રકાર છે. મિત્રભાવના અને અહિંસાની કેટલી ઊંચી સીમાએ પૂર્ણ પહોંચ્યો હશે તેની કલ્પના કરવા જેવી છે.

મહાપુરુષોના ઉપદેશો, એમણે શું વિચાર્યું છે, એ દર્શાવે છે; એમના ઉપદેશથી સમાજ ઉપર થયેલી અસર એમની વાણીનો પ્રભાવ જણાવે છે; પણ એ વિચાર અને વાણીની પાછળ રહેલી નિષ્ઠા એમના જીવનના પ્રસંગો પરથી જ જણાય છે. માણસ વિચારે છે તેટલું બોલી શકતો નથી, અને બોલે છે તેટલું કરી શકતો નથી. માટે એ જે કરે છે તે ઉપરથી જ એનું તત્ત્વજ્ઞાન એના હૃદયમાં કેટલું ઊતર્યું હતું તે પારખી શકાય છે.

જો જગત પ્રત્યેની મિત્રતાની ભાવનાની આપણે મૂર્તિ બનાવી શકીએ તો તે બુદ્ધના જેવી હોય એમ કહેવાને હરકત નથી. પ્રાણીમાત્ર વિષે મૈત્રી સિવાય બીજી કોઈ એમને દૃષ્ટિ જ ન હતી. એમના ઉપર વૈરભાવ રાખનારા કેટલાયે જન નીકળ્યા, હલકામાં હલકાં આળ ચડાવવાથી લઈને એમને મારી નાંખવા સુધીના પ્રયત્નો કરવામાં આવ્યા, પણ એમના હૃદયમાં એ વિરોધીઓ વિષે પણ મિત્રતાથી હલકો ભાવ નીકળી શક્યો જ નહિ, એ નીચેના પ્રસંગો પરથી સમજાશે. અને તે ઉપરથી અવતાર એટલે કેવા પુરુષ હોય તેનો ખ્યાલ આવશે.

કૌશામ્બીના ઉદયન રાજાની રાણી જ્યારે કુમારી હતી, ત્યારે એના પિતાએ બુદ્ધને એનું પાણિગ્રહણ કરવા વિનંતી કરેલી. પણ બુદ્ધે તે વખતે જવાબ વાળ્યો હતો કે, 'મનુષ્યના નાશવંત શરીર ઉપરથી મોહ છૂટી જવાથી મેં ઘર છોડ્યું. પરણવામાં મને કશો આનંદ જણાતો નથી. હું એ કન્યાનો સ્વીકાર કેવી રીતે કરું?'

પોતાના જેવી સુંદર કન્યાનો અસ્વીકાર કરવાથી એ કુમારીને

અપમાન લાગ્યું. વખત આવ્યે બુદ્ધ પર વેર વાળવા એણે મનમાં નિશ્ચય કર્યો. જતે દહાડે એ ઉદયન રાજાની પટ્ટરાણી થઈ.

એક વાર બુદ્ધ કૌશામ્બીમાં આવ્યા. શહેરના લફંગાઓને પૈસા આપી, આ રાણીએ એમને શીખવ્યું કે, જ્યારે બુદ્ધ અને એમના શિષ્યો શહેરમાં ભિક્ષા માટે ફરે, ત્યારે એમને ખૂબ ગાળો દેવી. તે ઉપરથી જ્યારે બુદ્ધનો સંઘ ગલીઓમાં પેસે કે ચારે તરફથી એમના ઉપર બીભત્સ ગાળોનો વરસાદ વરસવા લાગ્યો. કેટલાક શિષ્યો અપશબ્દોથી મૂંઝાયા. આનંદ નામના એક શિષ્યે શહેર છોડી જવા બુદ્ધને વિનંતી કરી.

બુદ્ધે કહ્યું, 'આનંદ, જો ત્યાં પણ આપણને લોકો ગાળો દેશે તો શું કરીશું?'

આનંદ બોલ્યો, 'બીજે ક્યાંય જશું.'

બુદ્ધ — અને ત્યાં પણ એમ થાય તો?

આનંદ — વળી કોઈ ત્રીજે ઠેકાણે.

બુદ્ધ — આનંદ! જો આપણે આ પ્રમાણે નાસભાગ કર્યા કરીશું, તો નિષ્કારણ ક્લેશ-ભાગી જ થઈશું. એથી ઊલટું જો આપણે આમના અપશબ્દો સહન કરી લઈશું, તો એમની બીકથી બીજે જવાનું પ્રયોજન નહિ રહે, અને આમની ચાર આઠ દિવસ ઉપેક્ષા કરતાં એ પોતાની મેળે મૂંગા થઈ જશે.

બુદ્ધના કહેવા પ્રમાણે જ સાત આઠ દિવસમાં શિષ્યોને અનુભવ થયો.

વળી એક વાર બુદ્ધ શ્રાવસ્તીમાં રહેતા હતા. એમની લોકપ્રિયતાને લીધે એમના ભિક્ષુઓનો શહેરમાં સારો આદર-સત્કાર થતો. આથી અન્ય સંપ્રદાયના વૈરાગીઓને ઈર્ષ્યા થવા લાગી. એમણે બુદ્ધ વિષે એવી વાત ફેલાવી કે એમની ચાલચલગત સારી નથી. થોડા દહાડા પછી વૈરાગીઓએ એક વૈરાગી સ્ત્રીનું ખૂન કરાવી, તેનું શબ બુદ્ધના વિહાર પાસે એક ખાડામાં

ફેંકાવ્યું, અને પછી રાજાની આગળ પોતાના સંઘની એક સ્ત્રી ખોવાય છે એમ ફરિયાદ કરી અને બુદ્ધ અને એના શિષ્યો ઉપર વહેમ ખાધો. રાજાના માણસોએ શબ માટે તપાસ કરી અને બુદ્ધના વિહાર પાસેથી એને શોધી કાઢ્યું. થોડા વખતમાં આખા શહેરમાં આ વાત ફેલાઈ ગઈ અને બુદ્ધ તથા એમના ભિક્ષુઓ પરથી લોકોનો વિશ્વાસ ઊઠી ગયો. જે તે એમના ઉપર થૂ થૂ કરવા મંડ્યા.

બુદ્ધ આથી જરાયે બીધા નહિ. 'ખોટા-બોલાને પાપ સિવાય બીજી ગતિ નથી,' એમ જાણી એ શાન્ત રહ્યા.

કેટલાક દિવસ પછી જે મારાઓએ વેરાગણનું ખૂન કર્યું હતું તેઓ એક દારૂના પીઠામાં ભેગા થઈ ખૂન કરવા માટે મળેલા પૈસાની વહેંચણી કરતા હતા. એક બોલ્યો, 'મેં સુંદરીને મારી માટે હું મોટો ભાગ લઈશ.'

બીજાએ કહ્યું, 'મેં ગળું દાબ્યું ન હોત તો સુંદરીએ બૂમ પાડીને આપણને ઉઘાડા પાડી દીધા હોત.'

આ વાત રાજાના ગુપ્ત માણસોએ સાંભળી. એમને પકડી એ રાજા પાસે લઈ ગયા. મારાઓએ પોતાનો ગુનો કબૂલ કરીને જે હકીકત બની હતી તે કહી દીધી. બુદ્ધ પરનું આળ ખોટું ઠરવાથી એમને વિષેનો પૂજ્યભાવ ઊલટો બમણો વધ્યો, અને પેલા વેરાગીઓનો સર્વને તિરસ્કાર આવ્યો.

એમનો ત્રીજો વિરોધી દેવદત્ત નામે તેમનો એક શિષ્ય જ હતો. દેવદત્ત શાક્ય વંશનો જ હતો. એ ઐશ્વર્યનો અત્યંત લોભી હતો. એને માન અને મોટપ જોઈતાં હતાં. કોઈ રાજકુમારને પ્રસન્ન કરી એણે આ કાર્ય સાધવા વિચાર કર્યો.

બિમ્બિસાર રાજાને એક અજાતશત્રુ નામે પુત્ર હતો. દેવદત્તે એને ફોસલાવી પોતાને વશ કરી લીધો.

પછી એ બુદ્ધ પાસે આવી કહેવા લાગ્યો, 'તમે હવે ઘરડા થયા છો માટે સર્વ ભિક્ષુઓનો મને નાયક બનાવો, અને તમે હવે શાન્તપણે બાકીનું આયુષ્ય ગાળો.'

બુદ્ધે એ માગણી સ્વીકારી નહિ. એમણે કહ્યું, 'તું હજુ એ અધિકારને લાયક નથી.'

દેવદત્તને આથી અપમાન લાગ્યું. એણે બુદ્ધ ઉપર વેર વાળવા મનમાં ગાંઠ બાંધી.

એ અજાતશત્રુ પાસે ગયો. એને કહ્યું, 'કુમાર, મનુષ્યદેહનો ભરોંસો નથી. ક્યારે મરી જવાશે તે કહેવાય નહિ. માટે જે પ્રાપ્ત કરવાનું છે તે તુર્ત જ મેળવી લેવું જોઈએ. તું પહેલો મરીશ કે તારો બાપ પહેલો મરશે એ નક્કી નથી. તને રાજ્ય મળે તે પહેલાં જ તારો કાળ આવવાનો સંભવ છે. માટે રાજાના મરવાની રાહ ન જોતાં એને મારીને તું રાજા થા, અને બુદ્ધને મારીને હું બુદ્ધ થાઉં.'

અજાતશત્રુને ગુરુની યુક્તિ પસંદ પડી. એણે ઘરડા બાપને કેદખાનામાં નાંખી ભૂખે માર્યો અને પોતે સિંહાસન પર ચઢી બેઠો. હવે દેવદત્તનો રાજ્યમાં વગ વધી જાય એમાં શી નવાઈ?

લોકો જેટલો રાજાનો ભય રાખતા તેથી પણ વધારે દેવદત્તથી ડરતા. બુદ્ધનું ખૂન કરાવવા એણે રાજાને પ્રેર્યો, પણ જે જે મારાઓ ગયા તે બુદ્ધને મારી જ શક્યા નહિ. બુદ્ધની નિરતિશય અહિંસા અને પ્રેમવૃત્તિ, એમના વૈરાગ્યપૂર્ણ અન્તઃકરણમાંથી નીકળતો સચોટ ઉપદેશ એમના શત્રુઓનાં ચિત્તને પણ શુદ્ધ કરી દેતાં. જે જે મારાઓ ગયા તે બુદ્ધના શિષ્ય થઈ ગયા.

દેવદત્તને આથી બહુ ચીડ ચડી. એક વાર ગુરુ પર્વતની છાયામાં ફરતા હતા ત્યારે પર્વતની ધાર પરથી દેવદત્તે એક મોટી શિલા એમના ઉપર ધકેલી દીધી. દૈવયોગે શિલા તો એમના ઉપર ન પડી, પણ એમાંથી એક ચીપ ઊડીને બુદ્ધદેવના પગમાં વાગી. બુદ્ધે દેવદત્તને જોયો. એમને એના ઉપર દયા આવી. એ બોલ્યા, 'અરે મૂર્ખ, ખૂન કરવાના ઇરાદાથી તેં આ જે દુષ્ટ કૃત્ય કર્યું તેથી તું કેટલા પાપનો ભાગીદાર થયો તેનું તને ભાન નથી.'

પગના જખમથી બુદ્ધને ઘણો વખત હરવાફરવાનું અશક્ય થયું. ભિક્ષુઓને બીક લાગી કે દેવદત્ત વળી પાછો બુદ્ધને મારવાનો લાગ શોધશે. તેથી તેઓ રાતદિવસ એમની આસપાસ ચોકીપહેરો રાખતા. બુદ્ધને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેમણે કહ્યું, 'ભિક્ષુઓ, મારા દેહ માટે આટલી કાળજી લેવાની જરૂર નથી. મારા શિષ્યથી બીને મારા શરીરને હું સાચવવા ઇચ્છતો નથી. માટે કોઈએ ચોકી ન કરતાં પોતપોતાના કામે લાગી જવું.'

કેટલેક દિવસે બુદ્ધ સાજા થયા. પણ દેવદત્તે વળી તેમને એક હાથી તળે ચગદાવી નાંખવાનો વિચાર કર્યો. બુદ્ધ એક ગલીમાં ભિક્ષા લેવા નીકળ્યા કે સામી બાજુથી દેવદત્તે રાજાના એક મત્ત હાથીને છોડાવી મૂક્યો. લોકો આમતેમ નાસવા લાગ્યા. જેને જ્યાં જગ્યા દેખાઈ ત્યાં ચઢી ગયા. બુદ્ધને પણ કેટલાક ભિક્ષુઓએ એક માળ પર ચઢી જવા બૂમ મારી. પણ બુદ્ધ તો દૃઢપણે જેમ ચાલતા હતા તેમ જ ચાલતા રહ્યા. પોતાની સર્વ પ્રેમવૃત્તિનું એકીકરણ કરી એ સર્વ કરુણા પોતાનાં નેત્રોમાંથી એમણે હાથીના ઉપર વરસાવી. હાથી સૂંઢ નીચે નાખી એક પાળેલા કૂતરાની પેઠે બુદ્ધ આગળ ઊભો થઈ ગયો. બુદ્ધે એના ઉપર હાથ ફેરવી પોતાનું લાડ દર્શાવ્યું. હાથી ગરીબ બની પાછો ગજશાળામાં પોતાને સ્થાનકે જઈ ઊભો રહ્યો. 'કોઈ લાકડીથી, કોઈ અંકુશથી અને કોઈ ચાબુકથી (જાનવરનું) દમન કરે છે, પણ મહર્ષિ બુદ્ધે લાકડી કે કાંઈ પણ હથિયાર વિના હાથીનું દમન કર્યું.'

પછી દેવદત્તે બુદ્ધના કેટલાક શિષ્યોને ભોળવી જુદો પંથ કાઢ્યો. પણ એમને એ રાખી ન શક્યો અને સર્વે શિષ્યો પાછા બુદ્ધને શરણે આવ્યા. કેટલેક કાળે દેવદત્ત માંદો પડ્યો. એને એનાં કર્મો માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો. પણ તે બુદ્ધ આગળ પ્રકટ કરતા પહેલાં જ તેનું મરણ થયું.

અજાતશત્રુએ પણ એનાં કર્મો માટે પશ્ચાત્તાપ કર્યો. એણે પાછું બુદ્ધનું શરણ લીધું અને સન્માર્ગે વળગ્યો.

એંશી વર્ષની વય થતાં સુધી બુદ્ધે ધર્મોપદેશ કર્યો. આખા મગધમાં એમના વિહારો ફેલાઈ ગયા અને મગધનું નામ 'બિહાર' પડી ગયું.

### સ્વાધ્યાય

૧. પૂર્ણ અને બુદ્ધનો સંવાદ ભજવો.

૨. બુદ્ધ અને આનંદના સંવાદમાં આગળપાછળની વાત સમજાય એ રીતે ઉમેરો કરીને એ ભજવવા પ્રયત્ન કરો.

૩. દેવદત્તના વર્તન વિષે લખો. એની અંતઘડી વખતે બુદ્ધને ને એને મળવાનું થયું હોત તો બુદ્ધ એને ક્ષમા કરત કે ઠપકો આપત? બંને વચ્ચે શી વાત થાત તે સંવાદના રૂપમાં ગોઠવી ભજવી શકશો?

૪. 'બિહાર' એ કયા મુલકનું નામ? શી રીતે એ નામ પડ્યું?

# કનૈયાલાલ મુનશી

['જય સોમનાથ' નામની શ્રી. મુનશીની નવલકથામાંથી રણનું આ વર્ણન લેવામાં આવ્યું છે. ઘોઘાગઢનો એક રાજવી પ્રભાસપાટણથી ગરજનનો હમ્મીર (ગીઝનીનો મહમ્મદ) સોમનાથ પર ચઢી આવે છે એ સમાચાર સાંભળતાં, તેની સામે રજપૂતોને સચેત કરવા રણમાં થઈને ઘોઘાગઢ જવા નીકળે છે. અજાણ્યા રણમાં થઈને જવું એ અજાણ્યા સમુદ્રમાં થઈને જવા કરતાં પણ મુશ્કેલ હોય છે. સજ્જનને આનો પૂરો ખ્યાલ હતો, પણ પળ એવી ગંભીર હતી કે તેણે રણનું જોખમ ખેડવું જ રહ્યું. આથી પોતાની સાથે આવેલા પોતાના પુત્ર સામન્તને તેણે ધોરી રસ્તે ઘોઘાગઢ જવા આજ્ઞા ફરમાવી. સામન્તને બાપની સાથે જવું હતું, રણના જોખમમાં તેની સાથે તેને ભાગ પડાવવો હતો; પણ પિતાનું હૃદય પુત્ર પાસે એ જોખમ ખેડાવવા તૈયાર ન હતું, એટલે તેણે સામન્તને મહામુસીબતે સમજાવી, પદમડી નામની પોતાની સાંઢણી લઈ, એક નોકર સાથે રસ્તા વિનાના રણને રસ્તે ઝંપલાવ્યું. નોકર તો થોડા જ વખતમાં ભાગી ગયો, અને સજ્જને એકલે હાથે તેની 'પદમડી વહુ'ની સાથે રણની ભીષણતા સામે બાથ ભીડી. 'જય સોમનાથ'માં જ નહિ પણ આપણા

સમગ્ર વર્ણન-સાહિત્યમાં આ એક અતિ ઉચ્ચ કક્ષાની સાહિત્યકૃતિ તરીકે અગ્રસ્થાન પામી શકે એવું વર્ણન છે. શ્રી. મુનશીની વેગભરી શૈલી, વાક્યે વાક્યે ચિત્રો ઊભાં કરવાની એમાં રહેલી પ્રતિભા અને સ્વચ્છ ગદ્ય આપણા મનમાં કોઈ સુન્દર કવિતાની જેમ એક વાર વાંચતાં લાંબા વખત સુધી રમ્યા કરે છે. આ પાઠનું વારંવાર વાચન એ જ એના રસાસ્વાદનો સારામાં સારો માર્ગ છે.]

## રણ અને આંધી

### ૧

પાંચમે દહાડે સૂર્ય ઊગ્યો ત્યારથી ઊનો પવન વાવા લાગ્યો, અને દિવસ ચઢ્યો તેમ વાવાઝોડાં થવા લાગ્યાં. રેતીના ભમરાના ગોટા — સૂર્યતેજમાં અગ્નિકણોના સ્તંભો જેવા લાગતા — ચારે તરફ ઊડવા માંડ્યા, ને સજ્જન કે પદમડીની આંખો પણ ઉઘાડી ન રહી શકી. બપોર પડી ત્યારે ચારે તરફ ઊડતી, દઝાડતી, આંજતી રેતી ઊડવા લાગી, અને આગળ વધવું અશક્ય બન્યું. સજ્જને પદમડીને બેસાડી, તેને ગળે વળગી તેની આંખો પોતાના શરીરથી ઢાંકી, અને તેને ડોકે પોતાની આંખો દાબી જેમ તેમ કારમી બપોર ગાળી. હેતાળ પદમડી નાની બકરી હોય તેમ સજ્જનની બાથમાં માથું મૂકી પડી રહી.

નમતો પહોર થયો ત્યારે ગરમ પવન થંભ્યો, અને સજ્જને સાંઢણી પલાણી, ત્યારે એના બહાદુર હૈયામાં ભય પેઠો હતો. આવા ત્રણ દહાડા બીજા જાય તો શુંય થાય? એની ગણતરી પણ બરોબર નહોતી લાગતી. આ રસ્તો બરોબર હોય તો બે ત્રણ દહાડે વિસામા આવવા જોઈએ પણ તે નહિ આવ્યા. એ રસ્તો ભૂલ્યો? રણમાં ભૂલા પડેલા માણસો તરસે અને તાપે મરી જાય એવી તેની દશા તો નહિ થાય?

રાતે પદમડી લથડવા લાગી અને સજ્જન પણ થાકી ગયો એટલે તે પદમડીની પડખે ઊંઘી ગયો. એકદમ પદમડીના તરવરાટે

તે સફાળો જાગીને બેઠો થઈ ગયો. પોહ ફાટવા આવ્યો હતો અને સાંઢણી આંખો ફાડી, નસકોરાં પહોળાં રાખી, કૂદી રહી હતી.

'શું છે? શું છે? પદમડી વહુ, ઘેલી થઈ છે?' પદમડીની ભાષા સમજ્યો: તે તરત જવા માગતી હતી. સજ્જન તરત તેના પર ચડ્યો અને ઉત્તર તરફ જવાનું સૂચવ્યું, પણ સાંઢણી એકની બે થઈ નહિ. ન માન્યાં એણે સજ્જનનાં લાડ ને ન પરવા કરી એના ગુસ્સાની. એણે ઉત્તર તરફ જવા સાફ ના પાડી. તે જ્યારે સમજાવી થાક્યો ત્યારે એક સોટી ફટકાવી. જવાબમાં પદમડીએ વેદનાભર્યો અવાજ કર્યો, પણ એની આજ્ઞાની પરવા કર્યા વિના, મોઢું ફેરવી, પૂર્વ દિશા તરફ તે ભાગવા માંડી. તે આખરે સમજ્યો, પદમડીની તીક્ષ્ણ વૃત્તિઓ ઉત્તરમાં રહેલા કોઈ ભયથી તેને નાસવાની પ્રેરણા કરતી હતી.

'ભોળાનાથ તું કરે તે ખરું,' સજ્જન બબડ્યો, અને દીકરાને સાથે ન લાવ્યો એ ડહાપણ માટે આનંદ અનુભવવા સિવાય બીજો આનંદ ન લઈ શક્યો. બે ત્રણ ઘડી પદમડી પૂર્વ તરફ ઝડપથી દોડી ત્યારે તેને આ વિચિત્રતાનું રહસ્ય સમજાયું, એની પાછળ ક્ષિતિજથી ઉત્તર અને પશ્ચિમ તરફથી રેતીના ગોટા ઊડતા જણાયા.

'ઓ બાપ રે! જીવતી રહે, પદમડી વહુ, તેં તો મને જીવતો બચાવ્યો,' કહી તેણે પદમડીને થાબડી પોતાની લાગણી બતાવી.

જેમ જેમ સૂર્ય ઊંચે ચડવા લાગ્યો તેમ પાછળ રેતીના ગોટા વધારે ઊંચા ઊડતા દેખાયા, ને તેમ પદમડી જીવ લઈને પૂર્વ તરફ નાસવા લાગી. સજ્જને પદમડીને પોતાનો જીવ સોંપી દીધો; આ પાછળ ધસી આવતા તોફાનથી, સાંઢણીની ઝડપ સિવાય, બીજો બચવાનો ઉપાય નહોતો. પ્રભાસથી નીકળ્યાને બારમો દહાડો હતો છતાં થાકેલી સાંઢણી નવે બળે નાસવા લાગી. રણની ભોમિયણ તે તેના ભયને પણ સારી રીતે જાણતી હતી, અને અત્યારે તે પોતાના ને માલિકના પ્રાણ બચાવવા નાસતી હતી. પાછળ વાદળ અંધારવું

જતું હોય એમ રેતીના ગોટા ઊડતા, વધતા, આકાશને છાઈ દેતા, તેમના તરફ ધસતા હતા.

સજ્જનનું બહાદુર હૃદય આશા ખોઈ બેઠું: પદમણી કેટલી નાસશે, ક્યાં નાસશે ? આગળ નિઃસીમ રેતીના ઢગ, પાછળ યમરાજ સમી ધસતી જીવલેણ આંધી — બે વચ્ચે મૃત્યુ નક્કી જણાયું.

સૂર્ય મધ્યાહ્ને ચડ્યો. સામે ચમકતી રેતી આંખોને આંધળી કરી દેતી. પવન દઝાડતો થવા લાગ્યો અને છતાં ખાવાની કે પીવાની કે થોભવાની પરવા વિના જાતવાન પદમડી ચોમાસાના પાણીની માફક આગળ વધતી ગઈ.

પાછળ આંધી આગળ વધતી દેખાતી. એક વાર તો રેતીના મોટા વમળમાં સપડાઈ જતાં પદમડી દક્ષિણ તરફ નાઠી. પણ ત્યાં પણ મૃત્યુ સામે આવતું દેખાયું.

એકદમ સામે પડેલી રેતીમાં જીવ આવ્યો હોય તેમ તે ઊડીને ચક્કર ચક્કર ફરવા માંડી. ડામતી, ગૂંગળાવતી રેતીના કણોનો સમૂહ, ઝપાટાભેર ગોળ ફરતો, સ્તંભને આકારે આકાશને સ્પર્શવા લાગ્યો. પદમડી ગૂંગળાઈને બેસી ગઈ; સજ્જન તેને ગળે લપેટાઈ પોતાની અને તેની આંખ, નાક ને કાનમાં પેસી જતી રેતીને ખાળી રહ્યો. તેને લાગ્યું કે આ આંધીમાંથી બચવાની આશા વ્યર્થ હતી, મરતી પળે તેણે એની મરતી પળની સહચરીને લાડથી વહાલ કર્યું. ચારે તરફ હતી રેતી, રેતી અને રેતી. દસે દિશામાં ઊડતી, ચમકતી, દઝાડતી, ગૂંગળાવતી, સૂર્યમાંથી ખરતાં અગ્નિબિંદુઓના વરસાદ સરખી સ્તંભરૂપ બનેલી જળતી ચિતા. સજ્જને સોમનાથને સ્મર્યા. એની કલ્પના આગળ આવી ઊભેલા સામંતને તેણે રામ રામ કર્યા.

પણ જેમ આ ભમરી આવી તેમ જ ચાલી ગઈ. ચક્કર ફરતી રેતીના કણોનો સ્તંભ એમના ઉપરથી પસાર થઈ ગયો. તેણે આંખો ઉઘાડી તો અગ્નિનો ગોળ ફરતો સ્તંભ ઝપાટાભેર દૂર જતો તેણે જોયો. 'પદમડી! બચી ગયા. ભોળા શંભુએ મહેર કરી,' કહી તેણે પોતાના ને સાંઢણીના મુખ પર પડેલી રેતી ખંખેરી નાખી.

તેણે પાછળ જોયું તો મોટી આંધી તો ઘણી દૂર હતી; આ તો માત્ર તેનો સ્વાદ તેમને ચખાડવામાં આવ્યો હતો. પદમડીની અગમ-ચેતીને પરિણામે આંધીની મર્યાદાની આગળ ને આગળ જ તેઓ વધ્યાં જતાં હતાં.

મૃત્યુના મોંમાં જઈ પાછો આવ્યો તે પળમાં હતાશ તેના હૈયામાં પ્રતીતિ થઈ કે અણજાણ્યે સીધે માર્ગે ધોધાગઢ જવું અશક્ય હતું, એટલે નીચી મૂછ કરી ધોરી રસ્તો પકડવો જ રહ્યો.

સૂર્યાસ્ત થવા આવ્યો ત્યારે આંધી દેખાતી ઓછી થઈ અને પદમડી ઊભી રહી ચારે દિશા સૂંઘવા લાગી. થોડી વારે અંધારું શરૂ થયું, અને નિર્મળ આકાશમાંથી તારા ચમકવા લાગ્યા. પદમડી હર્ષથી થનગનવા લાગી.

'શાબાશ, મારી પદમડી વહુ, શાબાશ,' કહી સજ્જને તેને બેસાડી, તેની સારવાર કરવા માંડી. રાતનો પવન નીકળ્યો એટલે તે સાંઢણીને ગળે વળગી તેની કદર કરવા લાગ્યો. આજે પદમડી ન હોત તો તે જીવતો ન હોત.

આજે તેને પણ ઘણો થાક લાગ્યો હતો એટલે તેણે પદમડીની પાસે લંબાવ્યું, અને બધી ચિંતા ભોળા શંભુને સોંપી થોડી વારમાં તે ઘસઘસાટ ઊંઘવા માંડ્યો.

૨

આઠમે દહાડે ઝાડવાળો ટેકરો દેખાયો એટલે સજ્જને હોકારો કર્યો અને પદમડી પણ વગર કહે તે તરફ દોડી. ટેકરો નિર્જન હતો પણ સદ્‌ભાગ્યે ત્યાં એક ઊંડા કૂવામાં પુષ્કળ પાણી જોઈ સજ્જનનો થાક ઊતરી ગયો. તેણે પાણી કાઢ્યું, પીધું, ને પદમડીને પેટભરી પાયું; ઘણે દહાડે તે પોતે નિરાંતે નાહ્યો ને સાંઢણીને નવરાવી. પદમડીએ ઘણે દહાડે લીલાં પાતરાં વાગોળી વાગોળી ચાવ્યાં. આ બધી વિધિઓ પૂરી થયે પ્રેમથી એકબીજાને અડકી ઝાડની છાયા નીચે બંનેએ નિરાંતે ઊંઘ લીધી.

આકાશમાંથી તારાઓએ આ નર ને પશુની મૈત્રી પર કિરણ-

પુષ્પો વર્ષાવ્યાં, અને સવારે જ્યારે સૂર્યનારાયણ ઊગ્યા ત્યારે સજ્જન ચમકીને જાગ્યો. માતાના સ્નેહથી તેની રક્ષા કરતી પદમડી પોતાની રીતે હર્ષ બતાવી રહી.

'પદમડી વહુ, હજુ મજલ તો ઘણી કાપવી રહી.'

સજ્જને પખાલમાં નવું પાણી ભર્યું, અને તેણે પદમડીને રસ્તો શોધવાનું સોંપી મુસાફરી શરૂ કરી.

નવમો દિવસ તો સારો ગયો, પણ તે રાતે સજ્જનને ભાન આવ્યું કે ઉત્તર તરફ જવાને બદલે એ પશ્ચિમ તરફ જતો હતો. અને ઘોઘાગઢથી દૂર ને દૂર જતો હતો. તેણે સાંઢણીને ઉત્તર તરફ જવા સૂચવ્યું, પણ તે એકની બે ન થઈ, અને મહાદેવજીને સ્મરી સજ્જને પોતાનું ભાવિ તેને જ સોંપ્યું. પોતે હારી ખાધું હતું તેનું એને તીવ્ર ભાન તો ક્યારનું થયું હતું. હવે તો કોઈ રીતે ધોરી માર્ગ મળી જાય એટલી જ ઇચ્છા રહી હતી.

રણની મુસાફરીનો દસમો દહાડો શરૂ થયો. હવે તો કોઈ કોઈ ઠેકાણે વિસામાની ટેકરીઓ આવવા માંડી એટલે ધોરી રસ્તો પાસે આવી લાગ્યો દેખાયો. એના જીવને હવે ચિંતા નહોતી. ગરજનનો હમ્મીર તો કોણ જાણે ક્યાં હશે. ઘોઘાબાપાને વટાવવા કંઈ સહેલ વાત નહોતી. રસ્તે બીજા રાજાઓને પણ એ ચેતાવતો જશે. ભગવાન સોમનાથનો દ્વેષ કરનાર રણ વટાવી કેમ આવી શકવાનો છે?

રણમાં આવ્યાને અગિયારમો દહાડો, ને પ્રભાસથી નીકળ્યે અઢારમો દહાડો શરૂ થયો, ત્યારે રણ વચ્ચે અવારનવાર ઝાડો દેખાવા માંડ્યાં. અને પોતે સપાદલક્ષ તરફ જતો હતો એવો કંઈક ભાસ એને થયો. આ રસ્તે જતાં પદમડીએ અસ્વાભાવિક અને અણધારી ચીસ પાડી. સજ્જને ધ્યાનથી ચારે તરફ જોયું તો એક પછી એક ત્રણ કાળાં નાનાં વાદળો ધસી આવતાં દેખાયાં. જોતજોતામાં એ વાદળો નહોતાં પણ કાળાં મોટાં પંખીઓનાં ઝુંડ હતાં એમ પહેલાં લાગ્યું; પણ પલવારમાં હજારો ગીધોનાં એ ત્રણ ઝુંડો કારમી ચીસ પાડતાં એને વટાવી પૂર્વ તરફ ચાલી ગયાં ત્યારે તેના ક્ષોભનો પાર રહ્યો

નહીં. તેના હૈયામાં ધ્રાસકો પડ્યો. રણક્ષેત્ર પર લડાઈને બીજે દહાડે આટલાં ગીધો એણે પડતાં જોયાં હતાં, તે સિવાય કદી નહોતાં જોયાં. જરૂર કોઈ ઠેકાણે પાસે રણ ખેલાઈ ચૂક્યું હતું ? શું ગરજનનો હમ્મીર મુલતાન વટાવી, ઘોઘાગઢ વટાવી, સપાદલક્ષ આગળ યુદ્ધ કરી ચૂક્યો હતો ? દૂર જતા ગીધોના વ્યૂહની ચીસોના ભયંકર પડઘા તેના કાનમાં સંભળાયા, અને તેને માનશુકન થયા.

'પદમડી વહુ, છેવલેણ જુદ્ધ ચાલી રહ્યું છે, હાં કે!'

પદમડી સમજી ગઈ. તેણે ત્વરાથી ગીધો ગયાં તે જ દિશામાં ચાલવા માંડયું.

થોડી ઘડી ગઈ ને પદમડીએ ફરી ચીસ પાડી, જેમાં ભયનો અર્થસૂચક કંપ હતો. 'શું છે? શું છે? પદમડી, ગભરાય છે શું?' કહી સજ્જને તેને થાબડી. થોડી વારે સડતાં મુડદાંની હોય એવી આછી દુર્ગંધ સજ્જનને નાકે આવી, ત્યારે એ ચીસનું કારણ એને સમજાયું.

પદમડી એક ટેકરો ચડી ને અટકી ને થરથર કાંપતી ઊભી.

થોડે દૂર ટેકરી નીચે ગીધોનું મોટું ટોળું બેઠું હતું, અને તેની ઉત્તરથી દક્ષિણ, નજર જ્યાં સુધી જાય ત્યાં સુધી અંતરે અંતરે ગીધો બેઠાં કે ઊડતાં હતાં! સજ્જનને આનો અર્થ સમજાયો ને તેને ચક્કર આવ્યાં. ઉત્તરની ક્ષિતિજથી દક્ષિણની ક્ષિતિજ સુધી રેતીમાં અડધાં પૂરાં ઢંકાયેલાં સડતાં મુડદાંનો એક ધોરી માર્ગ બની રહ્યો હતો. આ ભયંકર માર્ગ આ રસ્તે ચાલી જતી કોઈ સેનાથી જ બની શકે એમ હતું.

પદમડીએ આગળ ચાલવાની ના પાડી એટલે સજ્જને નીચે ઊતરી તેને દોરવા માંડી; અને પાસે આવતાં આગળ બેઠેલાં ગીધોને ઉડાડવાનો તેણે પ્રયત્ન કર્યો. કેટલાંક ધૃષ્ટ તો ખસ્યાં જ નહિ; કેટલાંક ઊંચે ચઢી ચક્કર ચક્કર ઊડવા માંડ્યાં, પણ એથી સજ્જનને મુડદાંની જાત પરખાઈ. હાથીનાં, ઊંટનાં, ઘોડાનાં, ને માણસનાં મુડદાં ત્યાં હતાં! એની કલ્પના ખરી ઠરી; આ યુદ્ધના અવશેષો નહોતા, ચાલી જતી મહાસેનાના હતા; પણ આટલા અવશેષો મૂકનાર સેના કેટલી મોટી હોઈ શકે તેનો ખ્યાલ પણ તે કરી શક્યો નહીં.

છતાં ગૂંગળાવતી દુર્ગંધની પરવા વગર મહામહેનતે હિંમત હાથમાં રાખી, જે દિશામાં આ માર્ગ જતો હતો તે જ દિશામાં પોતે પણ જવા લાગ્યો. આટલું લશ્કર કોનું? ન સપાદલક્ષનું હોય, ન ઝાલોરનું હોય, ન ચિતોડનું હોય. શું આ સૈન્ય પેલા ગરજનના હમ્મીરનું!

સાંજે એક ગામડું દૂરથી જણાયું. આ ભયંકર મુસાફરીનો અંત આવ્યો સમજી સજ્જન તે તરફ ગયો તો પંદર પચાસ ઝાડની છાંય નીચે આ નાનકડું ગામડું વસ્યું દેખાયું. કોઈ ઠેકાણે નિરાંતે પડી વિસામો લેવાને ઉત્સુક તે પાસે આવ્યો, પણ ગામમાં કોઈ જન કે જાનવરનું નામ કે નિશાન નહોતું. બધાં બારણાં ઉઘાડાં હતાં, કેટલાંય છાપરાં પડેલાં હતાં, મંદિર ભાંગીને ભૂકો થઈ ગયું હતું, ઝાડોનાં પાતરાં જાનવરો ચાવી ગયાં હતાં, તળાવમાં માત્ર કીચડ હતો, અને ચારે તરફ અનેક જાનવરો ત્યાં નાહી ગયાનાં ચિહ્ન હતાં. કૂવામાં નામનું જ પાણી હતું. પેલી વિનાશક મહાસેના આ રસ્તે જતાં આ ગામને સ્મશાન સમું બનાવતી ગઈ હતી.

નીડર સજ્જન પણ આ નિશ્ચેતન વિનાશકતા જોઈ ધ્રૂજી રહ્યો. યંત્રની માફક એણે નીકળ્યું એટલું પાણી કાઢ્યું. પોતે નાહ્યો, પદમડીને નવાડી; પોતે ખાઈ ન શક્યો, પણ જે પાન હતાં તેના પર પદમડીને ચરવા મૂકી. રાત પડી ત્યારે આ રેતિયાળા પ્રદેશના સૂના ગામની કારમી નિર્જનતા એને ગભરાવી રહી. માત્ર મહાદેવજીનું નામ જીભે રાખી, ભયવ્યાકુળ તેણે આખી રાત વિતાવી.

બીજે દિવસે સવારે તે શબો પડ્યાં હતાં તે માર્ગે જવા તૈયાર થયો ત્યારે આ બધું છોડી બીજે કોઈ રસ્તે દૂર નાસી જવાનો વિચાર આવ્યો, પણ આ ભયંકર સેના કેવી ને કોની હશે તે નક્કી કરવાનો મોહ તે છોડી શક્યો નહિ. ઘોઘાગઢનું કે સપાદલક્ષનું શું થયું હશે તેનો તો વિચાર કરવાની હિંમત તેને નહોતી.

### સ્વાધ્યાય

૧. આંધીનું ભાન સર્જનને કેવી રીતે થયું તે વર્ણવો.

૨. પદમડી વહુ અને સર્જનની મૈત્રી વર્ણવો.

૩. આંધીનું વર્ણન કરો.

૪. સર્જને જોયેલી નિશ્ચેતન વિનાશકતા વર્ણવો.

૫. કોઈ નિર્જન ગામમાં તમે જઈ ચડયા હો તો કેવી લાગણીઓ તમે અનુભવો તેની કલ્પના કરી એક ટૂંકુ વર્ણન કરો.

૬. કોઈ એક વાવાઝોડાનું વર્ણન કરો.

## રવિશંકર રાવળ

[ જુદી જુદી પાંચ કલાકૃતિઓનો ગુજરાતના સમર્થ કલાકાર શ્રી. રવિશંકર રાવળ આપણને પરિચય કરાવે છે. ચિત્રોની અનેક ખૂબીઓ છાપમાં નથી આવી શકતી. દાખલા તરીકે, પદ્મપાણિના મૂળ ચિત્રમાં રંગ-રેખાની અદ્‌ભુત મિલાવટ છે તેમાંનું કશુંય અહીં જે છાપ ઉતારી છે તેમાં નથી, અને એમ છતાં એ ચિત્ર જોતાં સાથે જ આપણે કેવા ઊંડા ચિન્તનમાં ડૂબી જઈએ છીએ! સેંકડો વર્ષ પહેલાંના એ અજાણ્યા ભક્ત કલાકારની બુદ્ધની કલ્પના કેવી ઉદાત્ત અને ભવ્ય હતી એ જોતાં આપણે મુગ્ધ બનીએ છીએ. જે કરુણાની બુદ્ધે જગતને ભેટ આપી તે કરુણા બુદ્ધના અંગની પ્રત્યેક રેખામાંથી જાણે નીતરતી હોય એમ લાગે છે. એવી જ મૃદુતા આપણે બુદ્ધની શિલ્પમૂર્તિમાં પણ જોઈએ છીએ. પથ્થરમાં હૃદયની બધીય મૃદુતા વિકસાવવાની કળા એ આપણા દેશની અનન્ય સંસિદ્ધિ છે. પશ્ચિમના શિલ્પીઓએ શરીર-સૌષ્ઠવને બતાવવામાં કશી મણા નથી રાખી હોતી, પણ આત્માની સુન્દરતા તો કેવળ ભારતીય કળાકારો જ સારામાં સારી રીતે સ્થૂળ પથ્થરમાં વિકસાવી શકયા છે. અહીં આપેલા મથુરાના બુદ્ધ ઉપરાંત સારનાથના બુદ્ધની ભવ્ય શાન્ત મુખમુદ્રા અને બીજી એવી અનેક મૂર્તિમાંથી આ સત્યની આપણને પ્રતીતિ થઈ શકશે. કાવ્યની જેમ જ કળા જીવનને ઊંચે લઈ જાય છે, અને તે માટે બને તેટલા સુન્દર ચિત્રસંગ્રહોનો વારંવાર અભ્યાસ કરતા રહેવું જોઈએ. ]

### ૧. પદ્મપાણિ

ચિત્રોની વાણી પૃથ્વીના સર્વ મનુષ્યો સમજી શકે છે. ભાષાઓનો વિકાસ થયો તે પૂર્વે જગતના સર્વ દેશોમાં મનુષ્યો ચિહ્નો

અને આકૃતિ દ્વારા પોતાનો ઇરાદો જણાવતા અથવા ભવિષ્યની પ્રજા માટે પોતાની ચિત્રકથા ભીંતો પર મૂકી જતા. આવો પ્રકાર પ્રાચીન ઈજિપ્તની ભીંતો પર આજ સુધી ટકી રહ્યો છે. પછી તો કેટલાય સૈકા સુધી તેમાંથી કંઈક સંપ્રદાયો અને પ્રથાઓ દેશદેશમાં ગઈ હશે પણ તેનો અકબંધ ઇતિહાસ મળી શકતો નથી. પણ ઈ. સ. પૂ. ત્રીજા સૈકાથી આઠમા સૈકા સુધી અજંતાની ગુફામાં અને હિંદની બીજી ગુફાઓની ભીંતો પર જે ચિત્રકામ થયું છે, તે માત્ર ચિહ્નો કે સંકેતો નહિ પણ મનુષ્યની સૂક્ષ્મ લાગણી અને જીવનના ઊંચા આદર્શો પ્રત્યક્ષ કરનારી કળાની કોટીનું છે. એના ચિતારાઓ પાસે તેનીયે પૂર્વેના ઉસ્તાદોની તાલીમ, રંગ-મિલાવટ અને રેખા-કૌશલનો અદ્ભુત વારસો હતો, તેથી જ બૌદ્ધ ધર્મના ઉચ્ચ સંસ્કાર અને મહાન પ્રેરણા તળે એ ચિત્રો સર્જાયાં છે અને આજના યુગમાં પણ કળાપરીક્ષકોના બહુમાનને પાત્ર બન્યાં છે. અજંતામાં લગભગ ૨૯ ગિરિગુફાઓ છે. તેના દ્વારપ્રદેશો અને પરસાળોમાં અને અંદરના મંડપોમાં જમીન સિવાય ભીંત અને છતના ખૂણેખૂણા પર અપાર સમૃદ્ધ ચિત્રકામ થયેલું હતું. પરંતુ કાળનાં અનેક પરિબળોએ તેમાંના મોટા ભાગનો નાશ થયો અને કોઈ કોઈ ગુફાઓમાં થોડું થોડું ચિત્રકામ થીગડાંરૂપે રહ્યું છે. એટલાથી પણ એનો દિગ્વિજય સ્વીકારાયો છે.

આપણી પાસે પહેલા નંબરની ગુફાના અંદરના મંડપમાંનું શ્રી-પદ્મપાણિનું સુપ્રસિદ્ધ ચિત્ર એક નાની છાપરૂપે છે. એ ગુહામંડપનો અંદરનો ચોરસ ૪૦ ફૂટ લાંબો પહોળો છે. તેની ચારે તરફ સ્થંભો છે અને ફરતો પ્રદક્ષિણામાર્ગ છે. તેની ભીંતોમાં નાની કોટડીઓ કોતરેલી છે. આ મંડપની આગળ પરસાળ છે અને ત્યાંથી જ ગુહાનો પ્રવેશ છે. તેની બરોબર સામે પ્રદક્ષિણા-માર્ગ વટીને ગર્ભમંદિરની પરસાળ અને મંદિર છે. પહાડના પેટાળમાં આ બધું અચૂક ભૂમિતિ પ્રમાણે કોતરાયેલું છે અને સ્થળે સ્થળે શોભા માટે કરેલું શિલ્પકામ પણ મનોહર અને સુંદર છે. પણ દર્શને

આવનારા યાત્રિકોનું ત્યાંનાં ચિત્રો જ મુખ્ય આકર્ષણ બની રહે છે. નં. ૧ની ગુહાનાં ચિત્રો બહુ જ ઉત્કૃષ્ટ સમયનાં ગણાય છે અને તેમાં પણ શ્રીપદ્મપાણિનું આલેખન તો લાવણ્ય અને સાત્વિકતાનું પ્રતીક છે.

એ અસલ ચિત્ર સાધારણ માનવ પ્રમાણથી સવા દોઢ ગણું મોટું છે. એથી એના પરથી લેવાયેલ ફોટોગ્રાફ કે નાની છાપ કદી તેની ખરેખરી ખૂબી રજૂ કરી શક્યાં નથી.

અદ્ભુત કારીગરીપૂર્ણ સુવર્ણ મુકુટવાળું, જરા ચિંતનભારે નમેલું, એ કરુણાર્દ્ર મુખારવિન્દ અને જમણા હાથની અંગુલી-મુદ્રામાં સ્થાપિત ભૂરા ઇંદીવર કમળથી શોભતી ચંદનવર્ણી એ દેહશ્રી, ડાબો હાથ કમરબંધ ઉપર ટેકવી ત્રિભંગ કરી રહી છે. ડાબે ખભે મોતીથી ભરેલી સ્કન્ધમાળા લહેરાતી જમણા હાથની કોણી આગળ ઝૂલી રહી છે. ડાબી બાજુએ સ્ત્રીની આકૃતિ છે તે યશોધરા હશે એમ માનવામાં આવે છે. આસપાસ ગંધર્વો અને કિન્નરોની દેવસૃષ્ટિ વિસ્તરી રહી છે. પણ કલાકારે જે કૌશલ અને ભાવનિરૂપણ આ મુખ્ય પાત્રને આપ્યું છે તેથી તે આખીયે ચિત્રસૃષ્ટિમાં અનોખા સર્જન-રૂપે તરી આવે છે. કમનસીબે એનો જરાય ખ્યાલ આપનાર બીજું આપણને મળી શક્યું નથી. ઉપરનાં વચનોની ખાતરી કરવા તો અસલની જ કૃતિ જોવી જોઈએ.

## ૨. બુદ્ધની શિલ્પમૂર્તિ

હિંદી કળાના ઇતિહાસમાં બુદ્ધભગવાનના જીવનની પ્રેરણા ઊતરી ત્યારથી જ ઉચ્ચ અને ભવ્ય સર્જનો પાછળ કળાકારોએ સમર્થ પુરુષાર્થ દાખવ્યો છે. પૈશાચિક અને ભયાનક આકૃતિ કોતરનારા પાષાણયુગના માનવીઓથી જુદો પડતો, ધર્મ અને સંસ્કારથી આર્દ્ર બનેલો માનવ એ યુગમાં મનુષ્યહૃદયની ઉત્તમોત્તમ લાગણી દર્શાવી કૃતાર્થ બન્યો છે. બુદ્ધભગવાનનાં વચનો અને ઉપદેશમાંથી

આગળ સંતાયા હોય ત્યાંથી અણધારી રીતે છતા થઈ જઈ ચમકાવવાની કે ડરાવવાની છે. પોતાના દોસ્તને આવતો જોતાં, બારણાને ઓથે સંતાઈ જઈ દોસ્ત બારણા પાસે આવે કે તરત 'હાઉ' કરી નીકળી આવી મિત્રને ડરાવતા બાળકની રમત તો આપણે અનેક વાર જોઈ હશે. એવી જ જાણે કોઈ એક રમત આ ચિત્રમાંનો કૂકડો એના બાળસાથી સાથે ખેલી રહ્યો ન હોય એવું એ જોતાં વેંત આપણને લાગે છે. ભીંત તરફ મોં કરી બેઠેલો બાળક પોતાની રમતમાં મશગૂલ હતો. ત્યાં કોણ જાણે ક્યારે પાછળથી છાનોમાનો આવી આ કૂકડો ગુપચુપ બેસી ગયો છે. એની લુચ્ચાઈ જે ઠાવકાઈથી એ બેઠો છે તેમાં દેખાઈ આવે છે. એના મનમાં જાણે કે હતું: 'મને જોતાં કેવો ડરી જશે કીકો!' અને સાચે જ કીકો કૂકડાને આમ એકાએક પડખામાં આવી બેઠેલો જોઈ જરાક ચમકે છે. પણ તે બી ગયો લાગતો નથી. કૂકડો જરાય અવાજ કર્યા વિના આમ ચૂપચાપ લપાઈને કેમ બેસી ગયો છે તેનો તે વિચાર કરતો હોય અને જાણે કે તેની લુચ્ચાઈ તે સમજી ગયો હોય એમ લાગે છે. પણ બાળક ભીંત આગળ શા માટે બેઠો હતો? ફોટોમાં તેના રૂપાળા મોંનો ખ્યાલ આપતો પડછાયો જાણે કે ખુલાસો આપે છે કે, તે પોતાના પડછાયા સાથે રમતો હતો. કલાકારે પાત્રની પસંદગીમાં જે સાદાઈ અને સુરુચિ બતાવી છે તે જ ચિત્રની વિશિષ્ટતા છે. ચિત્રમાં નિરુપયોગી આકારો અને વાતાવરણ આવવા દીધાં નથી, છતાં પાત્રની નિર્દોષ છટા અને કૂકડાનું મીંઢાપણું સાચવી ચિત્રનું કુતૂહલતત્ત્વ જમાવી દીધું છે. ફોટોગ્રાફીની ખૂબી પણ એની અનેક ઠંડી ચડઊતર છાયાઓમાં સમાયેલી છે. એક પણ ભાગને અતિ શ્યામ કે અતિ ઉજ્જવળ થવા દીધો નથી અને પ્રકાશની બધી કરામત દ્વારા એક ક્ષણની બાળકની સહજ લીલા ઉપર મન એકાગ્ર બનાવે છે. હવે તુરત કોણ પહેલું અવાજ કરશે એ પ્રશ્ન પર આ દૃશ્ય વિચારને અધ્ધર રાખે છે.

## ૪. મોના લિસા

જગતનું એ એક સર્વોત્તમ ચિત્ર ગણાય છે અને હાલ તે પારિસના લુવ્રના શાહી ચિત્રસંગ્રહમાં છે. આ ચિત્રનું મહાન આશ્ચર્ય તો ચિત્રમાંની સ્ત્રી મોના લિસાના મુખ ઉપર ફરકતું સ્મિત છે. કોઈ નિગૂઢ તત્ત્વ આકાર પામતું મુખ પર વિલસી રહ્યું હોય એવું રહસ્યપૂર્ણ આ પાત્ર ચિત્રકારો અને પરીક્ષકોનો કોયડો બન્યું છે અને તે પર પુષ્કળ વિચારણા અને ચર્ચાઓ થાય છે. આ ચિત્ર પર ત્રણથી ચાર વર્ષ સુધી લિયોનાર્દોએ કામ કર્યું હતું. તેના પાત્રની એકધારી સુપ્રસન્નતા અને મનોહરતા ટકાવી રાખવા તેણે કલાગૃહમાં તેના આદર માટે કેટલીયે ગોઠવણો કરી હતી. ખાસ પસંદ કરેલી ફૂલકૂંડીઓ અને ઝરમર ધારા છોડતો ફુવારો કાચનાં કેટલાંક પાત્રો પર પડીને મધુર સંગીતરવ ઉત્પન્ન કરતો. એક વીણા બજાવનારી તો કાયમ ત્યાં હાજર રહેતી. કોઈ કોઈ વાર સુંદર કથા કહેનાર કે ગીત સંભળાવનાર પણ આવતા, અને તેમની વાણીથી ઉપજતી અસરો છબીના પાત્ર ઉપર શી શી થાય છે તે કલાકાર સૂક્ષ્મપણે નીરખતો.

આવી રીતે કદી એકાંત નહિ છતાં, પાત્રનું સૂક્ષ્મ અવલોકન અને અભ્યાસ કરતાં, કલાકારે તેના સ્વચ્છ પવિત્ર આત્માનું દર્શન કર્યું હતું, અને તેને મન મોના લિસા ફ્લોરેન્સના ગાયોકોન્ડેની સ્ત્રી મટી જઈને સ્વપ્નમાંથી ઊતરી આવેલ કોઈ આદર્શ બની રહી હતી. એક પુનિત પ્રેરણા સમી એ મૂર્તિમાં કળાકાર પોતાનાં જ સત્ય, શિવ અને સૌંદર્યનું સર્જન કરી રહ્યો હતો.

એ ચિત્રની બીજી કલાકરીની તો વાત જ શી? કુદરતની આબેહૂબ નકલ કેટલી હદ સુધી ઉપજાવી શકાય તેનો એ સર્વોત્તમ નમૂનો છે. જીવતી આંખોમાં હોય એવી ભીનાશ અને ચળકાટ એમાં ખરેખરાં હોય એવાં લાગે છે. ભ્રમરના વાળ ખરેખર ચામડીમાંથી જ ઊગ્યા હોય એવા, નાસિકા શ્વાસ લેતી જાણે કે હમણાં ફૂજશે, અને ગાલ પરની સુરખી કોઈ રંગની બની નથી પણ અંદરથી જીવતા લોહીની

ઊર્મિ હોય, એમ જ લાગે છે. અને ગળા પરના વાટા જુઓ તો નીચેની નસો ધબકતી હોય એવી ભ્રમણા થશે. કલાકૃતિઓ પાર વગરની જોઈ નાખી હોય એવા ઉસ્તાદો અને નિષ્ણાતો આ ચિત્ર આગળ માથું નમાવે છે. લિયોનાર્દોની અમાપ પ્રતિભા છતાં તેની આખી કારકિર્દીમાં તેણે કોઈ બાબત પૂરી કરી નહિ, કારણ કે તે હમેશાં આદર્શ સંપૂર્ણતા લાવવાનો તલસાટ રાખતો. મોના લિસાની તસવીરમાં પણ એ જ ઘટના બની છે. એ છબી પૂરી થયેલી જોવા મોના લિસા કદી ભાગ્યશાળી થઈ નહિ અને પહેલી જ સુવાવડમાં તે ગુજરી ગઈ, અને આ ચિત્ર કળાકારનું જ જીવનધન બની રહ્યું. તેની ૬૪ વર્ષની ઉમ્મરે મિલાન તજી તેણે ફ્રાન્સના રાજાનો આશ્રય સ્વીકાર્યો ત્યારે પણ તે સાથે જ લઈ ગયો, અને ઈ. સ. ૧૫૧૯માં પંચોતેર વર્ષે અવસાન પામ્યો ત્યારે તેના સ્ટુડિયોમાં તેની દૃષ્ટિ સામે જ તેને તેણે રાખ્યું હતું. તેણે તેના વિલમાં પોતાના આશ્રયદાતા ફ્રાન્સિસ પહેલાને એ ચિત્ર અર્પણ કર્યું હતું ત્યારથી તે ફ્રાન્સની મિલકત બની રહેલું છે.

દૈવકૃપાથી એટલી બધી પ્રજ્ઞા, બુદ્ધિસંપન્નતા અને પ્રતિભા કોઈ એક જ માનવરત્નમાં અસાધારણ અને અકુદરતી પ્રમાણમાં ક્વચિત્ ઊભરાતાં જણાયાં છે. સૌંદર્ય, લાવણ્ય અને પ્રભાના એકસામટા સંચયથી તેનાં કાર્યો એટલા ચમત્કારભર્યાં ભાસે છે કે બીજા બધા પાછળ પડી જાય છે અને એમ જ કબૂલ કરવું પડે કે એ અવતારી પુરુષ છે. એવાને કોઈ શાળા સરજી શકે નહિ. વિન્ચી નગરનો લિયોનાર્દો એવી જ એક વ્યક્તિ હતો. તેના પોતાના દેહસૌંદર્યની તો વાત જ શી કરવી, પણ તે બીજા જે જે વિષયો હાથ ધરતો તેમાં તે પૂર્ણ પ્રભુત્વ જ દાખવતો. અજબ દાક્ષિણ્ય, સામર્થ્ય અને મગજની શાહી હિંમત અને ભવ્ય સાહસવૃત્તિના ગુણોથી તેના જીવનકાળમાં પણ તેની કીર્તિ ચોપાસ પસરી હતી અને તેનું સર્વત્ર બહુમાન થતું. તેના અવસાન પછી તેથીય વધુ તેનો વિસ્તાર થયો. એ એના યુગનો મહાન ગણિતી હતો, મહાન ભૂમિતિકાર હતો, મહાન યંત્રવિધાતા હતો, સ્થપતિ હતો. આર્નો નદી આગળથી અમુક ખોદકામ કરી પીઝાથી

ફ્લૉરેન્સ સુધી નહેર કરવાનો વિચાર તેણે પ્રથમ આપ્યો હતો, જે બસો વરસ પછી બીજા કારીગરે પાર ઉતાર્યો.

આજના યુગની કોઈ પણ શોધ એવી નથી કે જેનો પ્રથમ વિચાર લિયોનાર્દોએ બહાર પાડ્યો ન હોય. ઊડવાના યંત્રના પ્રથમ પ્રયોગો તેણે કરેલા. તેણે લખેલા કેટલાય ગ્રંથો આજે તેની સાખ પૂરે છે. કોઈ બીજા અધિકારી તુરત વાંચી ન લે માટે તે અવળું લખાણ કરતો, અને તે અરીસામાં ધરવાથી વાંચી શકાતું. વિદ્વત્તા અને વાર્તાલાપમાં તે અગાધ જ્ઞાની અને રસવેત્તા ઠર્યો હતો. સંગીતનાં કેટલાંક વાદ્યો તેણે ઉપજાવ્યાં અને કેટલાક નવા સ્વરપાઠ પણ તેણે રચ્યા હતા. તેના આશ્રયદાતા ઠાકોરો માટે તેણે યુદ્ધ-કાળનાં રક્ષણો અને સંહારસાધનો પણ યોજ્યાં હતાં. તેમને માટે દારૂખાનાના દેખાવો અને મન બહલાવનારાં યાંત્રિક રમકડાં પણ તે બનાવી આપતો. એમ છતાં તેના પ્રધાન વિષયો ચિત્ર અને શિલ્પ હતા.

ચિત્ર માટે તેણે કેટલાય પદાર્થોના પ્રયોગો કરેલા. વિદ્યાર્થીઓ માટે નિયમો રચેલા. શરીરરચના સમજવા મૃત દેહો પરથી તેણે જે આલેખો તૈયાર કર્યા છે તે આજના નિષ્ણાતોને વિસ્મયમુગ્ધ કરી દે એટલા ચોક્કસ અને સ્વચ્છ છે.

લિયોનાર્દો બાળપણથી તન્તયેલો બાળક હતો, પરંતુ જીવનમાં તેણે અદ્દભુત શાંતિ અને સ્વસ્થતા પ્રાપ્ત કરી હતી. તેણે કદી લગ્ન કર્યું જ નહોતું. તેની શક્તિઓથી તે ઘણું દ્રવ્ય મેળવતો, પણ અનાથોને, દુઃખીઓને અને વિદ્યાર્થીઓને આપી દેતો. તેના વિશાળ ભવનમાં શિલ્પીઓ, યાંત્રિકો, રસાયણશાસ્ત્રીઓ અને કવિઓ તથા ગાયકોનો મેળો જામતો. સૌ તેને શિરોમણિ ગણતા, છતાં તેની વિનમ્રતા અને આત્માની ભવ્યતા અનિર્વચનીય હતી. પ્રાણીઓ, પશુઓ, પંખીઓ પ્રતિ તેની અનુકંપા પાર વગરની હતી. તે વખતો-વખત પક્ષી વેચનારાઓ પાસેથી મૂલ્ય ચૂકવી પક્ષીઓ ખરીદી લેતો

અને પાંજરાં ખુલ્લાં મૂકી ઉરાડી મૂકતો તે વખતે મુક્તિનો આનંદ કેવો હોય છે તે આર્દ્ર ચિત્તે જોઈ રહેતો.

તેના ચહેરાનું તેજ એવું હતું કે કોઈ પણ તેનાથી અંજાઈ તેની ઇચ્છાને અધીન થતું. જક્કી પ્રતિસ્પર્ધીની પાસેથી પણ તે ધારી હા કે ના કઢાવી શકતો. તેની શારીરિક શક્તિ અજબ હતી. ગમે તેવા તોફાની કદાવર અશ્વને તે તુરત કાબૂમાં લાવી શકતો અને બારણાના ભજાગરા જેવા જાડા સળિયા તે હાથથી વાળી દેતો. તેના મૃત્યુના ખબરથી તેને જાણનારા સૌ દુઃખી થયા. કળાની સૃષ્ટિમાં ભાગ્યે જ આવી સમર્થ વિભૂતિ થઈ હશે.

## ૫. ઓડકુટુંબ

સંધ્યાની ઘેરી રંગાવટ છાઈ રહી છે તે વખતે એક ઓડ અને તેની સ્ત્રી આખા દિવસની મજૂરી કરી પોતાનાં ગધેડાં લઈ ઝૂંપડા તરફ જતાં દેખાય છે. વાતાવરણનું તાન અને જીવનમાં વિશ્વાસ ધરાવતા આ માનવ પાત્રોની સાથે તેમનાં ગધેડાં પણ સંતોષની ચાલ પકડી તેમનો સાથ જાળવી રહ્યાં છે. ઓડણી અને ઓડના પોષાકો અચૂકપણે ચિત્રની જમાવટને યોગ્ય સ્વર પૂરે છે, અને ટૂંકું કર્મ છતાં સ્વાધીન અને સ્વસ્થ માનવી પૃથ્વી પર કેમ જીવી શકે છે તેનું નાનકડું કાવ્ય રચાઈ ગયું છે. શ્રી. સોમાલાલનાં ચિત્રોમાં પાત્રરેખણી બહુ ઝીણવટવાળી હોય છે અને રૂપબંધારણ બહુ શિષ્ટ કોટીનું બને છે. દુનિયાનાં સારાં ચિત્રો સાથે મૂકી શકાય એવાં ઘણાં ચિત્રો ભાઈશ્રી સોમાલાલ શાહે આપ્યાં છે તેમાંનું આ પણ ગણી શકાય એવું છે. જુઓ કે તેણે ચિત્રનાં પાત્રો તરીકે બે માનવી અને બે જાનવરો રજૂ કર્યાં છે, પણ પ્રસંગની હકીકત બતાવવા પૂરતા જ આકારોથી વધારે કશું જ ચિત્રમાં દાખલ કર્યું નથી, છતાં પાત્રોની જીવનપરિસ્થિતિ અને વ્યવહાર સમજવામાં આપણને જરાય મુશ્કેલી પડતી નથી. સોમાલાલનું રંગવિસ્તરણ પણ બહુ ઘટ્ટ અને ઓજસ્વાળું હોય છે. પાત્રો અને દશ્યમાં એક

પ્રકારની મધુર રંગ-આદરની છાયા ઢળે છે, તેથી સંગીતમાં જેમ તંબૂર કે અન્ય સ્વરોના પડદા ગુંજ્યા કરવાથી સ્વની મધુરતા લાગે છે તેવી આ ચિત્રમાં માદકતા ઊતરે છે.

ગુજરાતના નૂતન યુગના પહેલી હરોલના કળાકારોમાં સોમાલાલે સ્થાન પ્રાપ્ત કર્યું છે. માત્ર મેટ્રિક્યુલેશન સુધી અભ્યાસ કરી તેમણે કળાના અભ્યાસ પાછળ જ જીવન વહેતું કર્યું, અને મુંબઈ, કલકત્તા અને વડોદરામાં રહી નવી તેમ જ જૂની હિંદી કળાનો પરિચય પામ્યા પછી તેઓ દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી-ભવનમાં જોડાયા, અને તે બંધ પડ્યા પછી પણ ભાવનગર-નરેશનો સારો આશ્રય પામ્યા અને તેમના શોખથી પ્રેરાઈ ગુજરાતના પક્ષી-સમુદાયની એક અપૂર્વ ચિત્રમાળા તૈયાર કરી છે. તે કપડવંજના વતની છતાં હાલ તેમણે કાઠિયાવાડને પોતાનું કાયમનું સ્થાન બનાવી દીધું છે. તેથી તેમના હાથે કાઠિયાવાડનું લોકજીવન સવિશેષ પ્રમાણમાં ચિત્રાંકિત થવા લાગ્યું છે. હજુ તો એ જીવનના મધ્યાહ્નકાળમાં છે અને તેમની કળાની વિશેષ પરિપક્વતા થતાં ઘણી અમર કલાકૃતિઓ સરજવા ભાગ્યશાળી બનશે.

### સ્વાધ્યાય

૧. જે પાંચ ચિત્રો અહીં આપવામાં આવ્યાં છે તેમાંનું એક જ તમારે પસંદ કરવાનું હોય તો તમે કયું ચિત્ર પસંદ કરશો તે તેનાં કારણો આપી લખો.

૨. ચિત્રકળા અને શિલ્પકળા ઉપર એક તુલનાત્મક નોંધ લખો.

૩. તમારાં માનીતાં ચિત્રોની યાદી કરી તે ઉપર ટૂંકી પરિચય-નોંધ લખો.

૪. લિયોનાર્દોના જીવનમાં કઈ કઈ વિગતો તમને આકર્ષક લાગી તે જણાવો.

૫. ઉચ્ચ પ્રતિની કલાકૃતિના સર્જન માટે અવિરત તપશ્ચર્યાની જરૂર હોય છે એ લિયોનાર્દોના જીવનમાંથી બતાવો.

૬. ફોટોગ્રાફી અને ચિત્રકળા વચ્ચેના ભેદ સમજાવો.

૭. તમે જોયેલી કોઈ એક મૂર્તિનું વર્ણન કરો.

## રસિકલાલ છોટાલાલ પરીખ

[ આ લેખ બાળકોના હસ્તલિખિત 'વનરાજ'માં મૂળ છપાયો હતો. તેનો ઉદ્દેશ આબુનાં પ્રખ્યાત મંદિરો વિષે ખ્યાલ આપવાનો છે. ગુજરાતના પ્રસિદ્ધ મંત્રીઓ વસ્તુપાલ અને તેજપાલ વિષે તેમના સમયના (અને તે પછીના પણ) કવિઓએ અને વિદ્વાનોએ બહુ લખેલું છે. એવા એક જૈન કવિ શ્રી. જિનહર્ષગણિ કૃત સંસ્કૃત 'વસ્તુપાલચરિત' ઉપરથી આ વૃત્તાન્ત તૈયાર કરવામાં આવેલો છે. અંદર જે સંવાદ આવે છે તે મૂળમાંથી ભાષાંતર કરીને જ આપેલો છે. એટલે કે લેખકે પોતે ઉપજાવી કાઢેલો નથી.

આ લેખમાંથી સમજાશે કે મંત્રીઓ મહાન હતા, પણ એમની મહત્તાને પણ ઢાંકી દે એવી મોટાઈ તેજપાલની પત્ની અનુપમાદેવીની હતી. અથવા એમ કહો કે મંત્રીઓની મહત્તાને આગળ લાવનાર, ઊંચે અરવલ્લીના શિખર પર સ્થાપનાર, એ જ હતી. અને અનુપમાદેવીની મોટાઈ શામાં છે? મોટી મોટી લડાઈઓ જીતવામાં? રાજ્યોની ઊથલ-પાથલ કરવામાં? ના. એની મોટાઈ તો ભારે ઠંડીમાં કામ કરનાર સલાટો અને મજૂરોનું કષ્ટ સમજવામાં અને તેમને સગવડ કરી આપવામાં સમાઈ છે. પુરુષ કરતાં સ્ત્રીના હૃદયની વડાઈ પણ આવાં દૃષ્ટાંતોથી સમજવા મળે છે. ]

### આબુનાં મંદિરો અને અનુપમાદેવી

ગુજરાતના સ્થાપત્યમાં આબુનાં મંદિરો સૌથી વધારે આકર્ષક છે. ભારતવર્ષના સ્થાપત્યમાં તાજમહાલ અને વસ્તુપાલનાં મંદિરો પરદેશીઓનું સૌથી વધારે ધ્યાન ખેંચે છે. તાજમહાલ એક પ્રેમી સમ્રાટનો મૂર્ત થયેલો પ્રેમ છે; એક શહેનશાહના ખજાના જેટલો એની પછવાડે ખરચ થયેલો છે. આબુનાં મંદિર બે પોરવાડ ભાઈઓએ બંધાવેલાં છે. એમાં તીર્થંકરની 'શુક્લધ્યાન'ની ભાવના મૂર્ત કરવા અઢળક ધન ખરચાયું છે. પણ એની કારીગરી, લોકો કહે છે, અઢળક ધન ખર્ચ્યે પણ સિદ્ધ થાય એવી નથી. કલા અને કલાકારોનો પ્રેમી જ એવી કારીગરી સિદ્ધ કરાવી શકે. આ ઉદારતા

અને આ કલાપ્રેમનો પાઠ શીખવનાર એક સ્ત્રી હતી. તેનું નામ એ કુશળ પ્રધાનો જેટલું પ્રસિદ્ધ નથી. એ દેવીનું નામ—અનુપમાદેવી, અને તે તેજપાલની ધર્મપત્ની હતી.

૧

ગુજરાતના મંત્રીઓ થયા એ પહેલાં, અઢળક ધનના દાતા થયા એ પહેલાં, એક વાર બંને ભાઈઓ કુટુંબ સાથે સોરઠ તરફ તીર્થયાત્રા કરવા નીકળ્યા; ઘરમાં જે કાંઈ ધન હતું તે બધું સાથે લઈ લીધું. રસ્તામાં હડાળા ગામ આગળ મુકામ કર્યો. ત્યાં માલૂમ પડ્યું કે સોરઠમાં જોઈએ તેવી શાન્તિ નથી. સાંજે તે વાણિયાઓએ વિચાર્યું કે બધું ધન સાથે લઈ જવું ઠીક નથી. ભવિષ્ય માટે થોડુંક ધન ક્યાંક દાટીને જઈએ તો ઠીક. બંને ભાઈઓ લક્ષ્મી ગણવા બેઠા. ત્રણ લાખ દામ થયા. તેમાંથી એક લાખ લઈ રાતે દાટવા નીકળ્યા. ઝાડની નીચે ધન દાટવા જમીન ખોદતા હતા ત્યાં નીચેથી સોનાનો ભરેલો એક ઘડો પ્રકટ થયો. ધન દાટવા જતાં કોકનું દાટેલું ધન હાથમાં આવ્યું. એટલે બંને ભાઈઓ વિચારમાં પડી ગયા કે હવે શું કરવું? તેઓએ નાના ભાઈ તેજપાળની પત્નીની સલાહ લેવા વિચાર કર્યો.

સરસ્વતીના જેવી, ઉદાર અને તાત્ત્વિક બુદ્ધિ આપનારી, સદા માન્ય અનુપમા નામની દેવીને પૂછવા લાગ્યા.

બધો વૃત્તાન્ત જણાવ્યો, અને પૂછ્યું:

'હવે અમારે આ ધનનું શું કરવું? હે મનસ્વિની! પરિણામમાં ગુણવાળી સલાહ આપ.' અનુપમાદેવીએ વાણિયાઓને માર્મિક વચન કહ્યું:

'દ્રવ્યઉપાર્જનથી થયેલા રજોભારથી જાણે (રજના ભારથી અને પાપના ભારથી) અધોગતિને પામવાની ઇચ્છાવાળા પોતાનું બધું નીચે નાખે છે—જમીનમાં દાટે છે.'

આ વચનથી બન્ને ભાઈ પોતે જે કરવા ગયા હતા તે કામ

કેવું હતું તે બરાબર સમજી ગયા હશે. પછી દેવી આદેશ આપે છે:

'માટે જગતની દૃષ્ટિમાં ઉચ્ચ પદવીની સ્પૃહા હોય તેવાઓએ તો ઉચ્ચ સ્થાને પોતાના ધનને સ્થાપવું જોઈએ.'

અનુપમાએ ઉચ્ચત્વનો પાઠ આપ્યો. બન્ને ભાઈઓએ સ્વીકાર્યો — જીવનભર એનું પાલન કર્યું. તાત્કાલિક પરિણામ શત્રુંજય અને ગિરિનાર ઉપર મંદિરોમાં આવ્યું.

૨

બંને ભાઈઓ ગુજરાતના મહામંત્રીઓ બની ગયા છે. પોતાની બુદ્ધિ અને પોતાના શૌર્યથી આખા ગુજરાતને એક તંત્ર નીચે આણ્યું છે. અકુણ્ઠિત ઉદારતાથી સર્વ સંપ્રદાયોના વિરોધ-કલહ દૂર કરાવ્યા છે. પોતે 'દાઢીવાળી સરસ્વતી' બિરુદ પ્રાપ્ત કર્યું છે. અને સરસ્વતીના પુત્રોને અપ્રતિમ ઉદારતાથી પોષ્યા છે. સર્વ પ્રકારની લૌકિક ઋદ્ધિને પ્રાપ્ત કરી છે; અનુપમાની આજ્ઞાનું પાલન સર્વથા સફળ થયું છે. આ સ્થિતિમાં એક વાર નાગેન્દ્રગચ્છના સૂરિએ આવી અર્બુદગિરિનું માહાત્મ્ય ગાયું: 'આ ગિરિરાજ શ્રીજૈન-શાસનમાં અને શૈવશાસનમાં વિશેષતઃ પ્રખ્યાત છે; અને વિવિધ ઋષિઓએ એ સેવ્યો છે,' ઇત્યાદિ. છેવટે નાગેન્દ્ર મુનિ કહે છે, 'રૈવતાચલ જેવું આ ગિરિ ઉપર નિર્માણ કરેલું ચૈત્ય સ્થિરાતલ ઉપર એટલે પૃથ્વીતલ ઉપર સ્થિરસ્થાયી થશે.' વસ્તુપાલે મનમાં વિચાર્યું, 'અમે ચાર ભાઈ હતા. તેમાંથી બે તો નાનપણમાં જ દેવલોક પામ્યા. તેમાં મલ્લદેવના શ્રેય અર્થે તો શત્રુંજયગિરિ ઉપર અષ્ટાપદ સરખું અષ્ટાપદ મંદિર બંધાવ્યું છે. પણ લૂણિગના શ્રેય માટે કાંઈ 'કીર્તન' કરાવ્યું નથી.' આબુ ઉપર મંદિર બંધાવવાનો વસ્તુપાલ વિચાર કરે છે. નાના ભાઈ તેજપાલ મંત્રીને બોલાવ્યો, અને પોતાનો વિચાર જણાવ્યો. તેજપાલે અનુમોદન આપ્યું. અને નેમિનાથનું ચૈત્ય બંધાવવાનો બંને ભાઈઓએ ઠરાવ કર્યો. તેજપાલ ચંદ્રાવતીના રાજા પાસે સહાય્ય માગવા તુરત જ ઊપડ્યો.

૩

મંદિર બાંધવાનું કામ શરૂ થઈ ગયું છે, કારીગરો ઉપર દેખરેખ રાખવા ઉદા નામના વાણિયાને નીમ્યો છે. સર્વ વૃત્તાન્ત તેજપાલે આવી વસ્તુપાલને જણાવ્યો. વસ્તુપાલે કસોટીના પથ્થરની નેમિનાથની મૂર્તિ બનાવી તેજપાલ સાથે આબુ મોકલી. ઘણા દિવસોથી કામ ચાલતું હતું પણ હજી ફક્ત ગર્ભમંડપ તૈયાર થયો હતો. તેનું કારણ ઉદાને પૂછ્યું. ઉદાએ કહ્યું: 'દેવ, આ સૂત્રધારોને હું તો અનેક વાર પ્રેર્યા કરું છું. પણ થોડીક વારમાં બધા થાકી જાય છે. અને કામમાં જરાયે ઉતાવળ કરતા નથી; અને હઠથી આગળથી પૈસા લઈ દામને વેડફી નાખે છે.' 'દામને વેડફી નાખે છે,' એ 'શ્રુતિકટુ' શબ્દો સાંભળી સચિવે કહ્યું:

'ચૈત્ય કરવા માટે નીમેલા લોકોના ઉપકારમાં આવતાં કામ અનેક ગણાં વધે છે, માટે આ સ્થપતિઓને યથારુચિ દામ આપવાં; કેમકે વિવેકીઓએ ધમ કાર્યમાં ઉદાર વૃત્તિવાળા રહેવું જોઈએ. લક્ષ્મી તો દીપશિખાની જેમ સ્નેહ (સ્નેહ — અને તેલ), દશાગુણ (દશાના ગુણ — દિવેટ) સર્વનો નાશ કરી ફક્ત મેંશ રહેવા દઈ નાશ પામે છે.'

પણ કામ જલદી થાય તેનો ઉપાય તો કરવાનો હતો. એ ઉપાય અનુપમાદેવીએ કર્યો; એક વાર — તેજપાલ પૂજાની તૈયારીમાં હતો તે સમયે — 'ચતુરાઈમાં સરસ્વતી સમી' અનુપમાએ કારીગરોની કામમાં મંદતા જોઈ મુખ્ય સ્થપતિ 'શિલ્પીઓના અગ્રેસર શોભન'ને બોલાવી કહ્યું: 'જો આ એક સ્તંભ ઊંચો કરતાં તમને આટલો વિલંબ થયો તો આ પર્વત ઉપર ચૈત્ય ક્યારે તૈયાર થશે? ધર્મની તો પ્રાજ્ઞો ત્વરિત ગતિ કહે છે. અને દેહધારીઓની ભાવી ક્ષણ કેવી છે તે કોણ જાણે છે? લક્ષ્મી અને આયુષ્ય બન્ને ચંચલ છે. માટે વિવેકીએ પુણ્યકાર્ય, સ્વજન્મ સફળ કરવા, વિના વિલંબે કરવું જોઈએ; અને અધિકારીએ તો ખાસ કરીને.' શોભને જવાબ આપ્યો: 'સ્વામિનિ! આ પર્વત દેવોને પણ ચઢતાં કઠણ પડે એવો છે.

અહીંયાં જે ઉગ્ર શીત પડે છે તેથી સવારનું કામ અટકી જાય છે; અને હિમથી શીતલ વાયુ મર્મ વીંધી નાખે છે. બપોરે બધા સ્થપતિઓ પેટ ભરવા માટે રાંધવાના કામમાં પડી જાય છે. જમ્યા પછી જ્યાં કામ શરૂ કરીએ છીએ કે સાંજે વિઘ્નરૂપ ઠંડી પડવા માંડે છે. વળી ખોરાકમાં શાક અને દૂધ મળતાં નથી. એટલે શરીરમાં શક્તિ પણ જોઈએ તેવી રહેતી નથી. આથી પર્વત ઉપર થોડું થોડું કામ થાય છે. સામગ્રી સિવાય ધનથી પણ કાર્યસિદ્ધિ થતી નથી.'

આ બંનેમાં આમ વાત ચાલતી હતી ત્યાં તેજપાલ આવી પહોંચ્યો અને શોભનને પૂછ્યું: 'ભાગ્યશાળી અનુપમાદેવી તમને શું કહે છે?' તેજપાળે બધી હકીકત જાણી અને પત્નીની સલાહ માગી. અનુપમાએ મુદિત થઈ કહ્યું; 'દિવસે અને રાતે જુદા સ્થપતિઓ નીમો. બધા શિલ્પીઓને અમૃતસમાં સર્વદા યથારુચિ ભોજન જમાડો. તેઓને નાહવાધોવા અને આરામ લેવાની સગવડ કરવા જુદા જુદા માણસોની ગોઠવણ કરો. દુનિયામાં આ રીતે જ ધર્મકૃત્યો થાય છે; શાથી જે સર્વે સંતોષ મળતાં કામમાં ઉત્સાહવાળા થાય છે.'

'કાન્તાનો કાન્ત ઉપદેશ' સાંભળી મંત્રીએ તે પ્રમાણે બધી વ્યવસ્થા કરી. આબુનાં મંદિરો કોણે બંધાવ્યાં?

આબુનાં મંદિરો અનુપમાદેવીએ બંધાવ્યાં. આબુનાં મંદિરોમાં અનુપમાદેવીની મહાનુભાવના મૂર્ત થાય છે. ઉદારતાનો — ધન ખર્ચવાનો — પ્રથમ પાઠ અનુપમાએ એ ભાઈઓને શીખવ્યો. શિલ્પીઓને સંતોષી કામ લેવાનો પાઠ પણ અનુપમાએ આપ્યો. જે ગુર્જર દેશમાં આવી સ્ત્રીઓ હોય ત્યાં ધર્મ અને કલા કેમ વૃદ્ધિ ન પામે?

### સ્વાધ્યાય

૧. આબુનાં મંદિર ખરી રીતે કોણે બંધાવ્યાં?
૨. ધનના ઉપયોગ વિષે અનુપમાદેવીના વિચારો જણાવો.

૩. 'દાઢીવાળી સરસ્વતી' એટલે ?

૪. પાછલી વાત અંદર વણાઈ જાય એ રીતે શોભન અને તેજપાલ વચ્ચે સંવાદ ગોઠવો.

૫. ધન દાટવા જતાં બીજું ધન મળ્યું તેની ખબર બંને ભાઈઓ ઘરનાં માણસને આપે છે એનો સંવાદ રચો. (જે સંવાદ ભજવી શકાય એવો હોય તે ભજવવો જ.)

# ગૌરીશંકર જોષી – 'ધૂમકેતુ'

['અવિરામ યુદ્ધ' સમુદ્ર-કાંઠાના માછીઓના જીવનની રોજની કથા છે. દરિયાનાં એ બાળકોના જીવનમાં દરિયો કેવા ભાગ ભજવે છે તેનાં અનેક ચિત્રોમાંથી લેખકે આ વાર્તામાં એક ઉતારી લીધું છે. આટલા ટૂંકા લખાણમાં પણ, શ્રી. ધૂમકેતુની કલમમાં જે જોરદાર શબ્દચિત્રો ખડાં કરવાની શક્તિ છે, તેનો આપણને ખ્યાલ મળી રહે છે. દરિયાપરજ (દરિયા-કાંઠે રહેનાર) લોકોના જીવનની આપણા સાહિત્યમાં બહુ ઓછી વાર્તાઓ કે કવિતાઓ છે એનું શું કારણ હશે, તે તમે કહી શકશો ?]

## અવિરામ યુદ્ધ

દરિયો કેટલો તોફાની હતો એ બરાબર યાદ છે. મેલાં, ડહોળાં પાણીનાં ડુંગર ડુંગર જેવડાં મોજાં ઉપરાઉપરી ચાલ્યાં આવતાં હતાં, અને ખડકની સાથે પછડાઈને જાણે પાણીનો પણ લોટ થઈ જતો હોય તેમ નીચે પથરાતાં હતાં. એક જગ્યાએ તો ખડકમાં ઊંડી ઊંડી ખો હતી. એમાં પાણી ધસારાબંધ ચાલ્યું જતું હતું, અને એક ક્ષણમાં તોપ જેવો અવાજ કરીને પાછું નીકળી, સામેના ખડક સાથે પછડાઈ ઊંચે ઊડી, રજકણ જેવું બનીને બીજી ક્ષણમાં નીચે પડતું હતું. રાક્ષસની ચીસો હોય તેમ પવન સુસવાટા બોલાવતો હતો. મોજાં ઊછળી ઊછળીને ખડકમાં પછડાઈને મોટા 'ધૂબ' અવાજ સાથે ધસારાબંધ પાછાં દોડતાં હતાં. સાંજની ધૂસર જામતી આવતી હતી; અને દેવદાનવના યુદ્ધ જેવો દરિયાનાં પ્રચંડ મોજાંનો અવાજ અંધકારને લીધે વધારે ને વધારે ભયંકર બનતો હતો.

એવી સાંજે દરિયાકિનારે માત્ર એક જ સ્ત્રી પોતાના છોકરા સાથે ઊભી હતી. હંમેશાં દરિયાકિનારે જ ફરવાનો શોખ હોવાથી મને ખબર હતી કે દરિયો આટલા વામાં બહુ તોફાની ગણાય છે. માછીમારના કુટુંબનાં માણસો ટોળેટોળાં મળીને દરિયાપાર ગયેલા પોતાના આદમીઓની રાહ જોતાં ઊભાં રહે છે. તે સ્થળ અહીંથી ઘણું દૂર હતું.

સહજ જ મારાં પગલાં એમના તરફ વળ્યાં. મને જોતાં છતાં દેખતાં ન હોય તેમ બન્ને એક મીટ માંડીને દરિયા તરફ જ જોઈ રહ્યાં હતાં. છોકરો ખુશીમાં આવીને ઊંચો ઊછળ્યો, અને 'આવી આવી' કહીને કૂદવા લાગ્યો. મેં દરિયા ઉપર દૃષ્ટિ કરી, તો દૂર દૂર ઝાંખા ઝાંખા અંધકારમાં એક નાની સરખી હોડકી હિમાલય હિમાલય જેવડાં મોજાં ઉપર ચડીને નીચે પછડાતી ને પવનના ઝપાટાથી હાલકડોલક થતી નજરે ચડી. જેવો આનંદ આવ્યો તેવો જ ગયો હોય તેમ માદીકરો બન્ને અત્યંત ચિન્તાતુર ચહેરે એકીટસે માણસનું અને કુદરતનું તુમુલ યુદ્ધ નીરખી રહ્યાં, અને બીજી ક્ષણે તો, જેમ તીર જાય તેમ, છોકરો બૂમાબૂમ કરતો હમેશ ઊતરવાના કિનારા તરફ દોડ્યો. ત્યાં માણસોની ઠઠ જામી હતી. હોડી એટલે બધે દૂર હતી, પવનનો ઝપાટો એટલો આકરો હતો, દરિયાનો વેગ એવો ભયંકર હતો, ગુસવાટા એવા ભયાનક હતા, કે ભેગા મળેલામાંથી કોઈ પણ પેલી હોડીની મદદે જવા તૈયાર નહોતો. છોકરો બૂમાબૂમ કરતો એ ટોળામાં પહોંચ્યો. પવનનો એકએક સપાટો હોડીને ઊંધી વાળીને હિમાલયના ડુંગર ઉપરથી જાણે નીચે ફેંકતો હોય તેમ હોડીને અફાળી રહ્યો હતો. માણસનું બળ થાક્યું હતું, કુદરતનું બળ વધતું હતું. આખા ટોળાને 'આવી જાઓ' એમ આહ્વાન કરતો હોય તેમ દરિયો વધારે ને વધારે પ્રચંડ બનતો હતો. આ રુદ્રરૂપ હવે ક્યાં અટકશે એ કળવું જ મુશ્કેલ હતું. એમ જ બને છે. શાંત જણાતું આકાશ ફૂટે છે, કે પાન પણ ન ચાલતું હોય તેવી ગંભીરતામાંથી પવન છૂટે છે, કે કોઈ અતળ માનવહૃદયમાંથી જ્વાલા

પ્રગટે. ત્યારે તે ક્યાં અટકશે એ કળવું મુશ્કેલ છે. કેટલાક વૃદ્ધોને મને તેનો ભોગ લેવાનો વખત થયો હતો, ને ભોગ લીધા વિના નહિ અટકે એમ લાગતું હતું. હોડી અને માણસ પરાજય ઉપર પરાજય સહી રહ્યાં હતાં. પછાટ ઉપર બીજી પછાટ ને તરત ત્રીજી, એમ એક પછી એક પરંપરા ચાલી હતી. સુસવાટ કરતા, જાણે રાક્ષસ ગર્જના કરતો હોય એવા ભયંકર અવાજે, આકાશ પાતાળ વીંધી નાખતા, પવનના એક ઝપાટે હોડીને અને માણસને જુદાં કરી નાખ્યાં — અને જાણે આ કૃત્યની જ રાહ જોતું હોય તેવા એક પ્રચંડ મોજાએ બન્નેને દૂર દૂર ફેંકી દીધાં: જીવનને અને જીવનના આધારને.

બધા જાણે સમજી ગયા હોય કે દરિયો ભોગ લેશે જ તેમ તદ્દન શાંત બની ગયા: બળતે હૃદયે, લાચાર મનોદશાએ, તુમુલ યુદ્ધનું છેલ્લું પ્રકરણ જોઈ રહ્યા. મનુષ્ય થાક્યો હતો, એનો બધો પ્રયત્ન વ્યર્થ જતો હતો. હવે ડૂબવું છે, તો છેવટે કાંઠા તરફ જોઈને જ ડૂબવું એટલો જ આશાતંતુ બાકી રહ્યો.

મનુષ્ય હાર્યો. દરિયો છત્યો. ટોળામાંથી રુદનના અનેક સ્વરો છૂટયા. પેલાં માદીકરાનું હૈયું ફાટે તેવું કરુણ આક્રંદ પોતાના પ્રચંડ અવાજથી દાબી દેતો દરિયો વધારેમાં વધારે ભયંકર બનતો ગયો. એ કરુણ ભયંકર દૃશ્ય ઘણા દિવસ સુધી કાંઠા પર ને કાંઠા પર ભટકતું હોય તેમ, જ્યારે જ્યારે હું ફરવા નીકળું ત્યારે નજર આગળ ખડું થઈ જતું.

લગભગ એકાદ વર્ષ વહી ગયું હશે.

એક સવારે વહેલો ફરવા નીકળ્યો. દરિયાકિનારે ભીનાશ જામી હતી. બધે આછી ધૂસર જેવું લાગતું હતું. એ રસ્તા પર થઈને પસાર થતાં, અચાનક પેલા છોકરા પર દૃષ્ટિ પડી. તે દિવસે તેણે કરેલું આક્રંદ, મારેલા પછાડા, ને હોડી દોડીને જાણે દરિયા વચ્ચેથી હડી કાઢીને બાપને મળવા જાઉં એવી એણે બતાવેલી ઘેલછા, બધાં દૃશ્યો નજર આગળ તરી આવ્યાં. તે દિવસે એ એવું રડ્યો હશે કે

દરિયો પથરાનો હોત તોય પીગળી જાત. 'મને હડી કાઢવા દો, હું દોડીને મારા બાપને બચાવી લાવું: મને હડી કાઢવા દો—' એ જ એની ધૂન હતી. 'મારી પ્રચંડતાને પણ કુછ નહિ ગણનાર આવડો નાનો છોકરો નીકળ્યો,' એ જોઈને કદાચ દરિયાને પણ શરમ થઈ હશે.

આજે એ પોતાનું હોડકું તૈયાર કરી રહ્યો હતો. એની મા પણ એની પાસે ઊભી હોય એમ લાગ્યું. હું આગળ વધ્યો: 'કેમ દોસ્ત! ઓળખાણ પડે કે?'

તેણે મારી સામે જોયું! પણ મને ઓળખ્યો નહિ, એટલે પોતાના કામમાં મશગૂલ બની ગયો.

'આ તમે માછીમાર આવા કેવા? હજી તારો બાપ તોફાનમાં સપડાયો હતો એ નજર સામે દેખાય છે, ત્યાં તું પાછો એ ને એ ધંધો લઈને બેઠો?'

તે ઘડી વાર બોલ્યો નહિ. પોતાના કામમાંથી નવરો થઈને મારી સામે ઊભો રહ્યો: 'સાહેબ! ભગવાને આ ધંધો સોંપ્યો છે. બીજો ધંધો સારો આવડતો હોય તો ભલે. નકર બીકના માર્યો બાપદાદાનો આ ધંધો છોડું તો તો મારું નાક વઢાઈ જાય!'

'પણ દરિયાનું તોફાન સાંભરે છે?—તે દિવસ—'

'અરે! મારા સાબ! દરિયાને તોફાન કરતાં આવડે છે ને ભગવાનને બચાવતાં નથી આવડતું? મારો બાપ એ તોફાનમાં મર્યો: મારા બાપનો બાપ પણ દરિયામાં જ મર્યો: અને મારું થવાનું હોય ઈ થાય. પણ બીકનો માર્યો દરિયામાંથી પાછો પડું. તો તો આ મારી મા જોઈ? એનું નામ જ લજે ને?' તે પોતાની મા સામે જોઈને હસ્યો અને ઝપાટાબંધ ચપળતાથી હોડકામાં ચડી બેઠો: 'લો રામ! રામ! સાંજે ફરવા આવશો કે?'

અને ગીત ગાતો ગાતો, જાણે દરિયો રમવાનું મેદાન હોય તેમ, તે આનંદભેર ચાલ્યો ગયો.

'માડી! સાચવજે,' એટલું કહીને, એની મા ઘર તરફ પાછી ફરી: 'અમારો તો સાબ ધંધો. એમ બીક રાખવી કાંઈ પોહાઈ?

અમે દરિયાના દીકરા, દરિયો અમારો બાપ. વહેલું મોડું સૌને મરવું છે ને?'

પેલો છોકરો આનંદભેર દરિયાનાં મોજાં કાપતો, મજા કરતો જતો હતો; હજી મારી સામે હાથ લાંબો કરીને રામરામ કરી રહ્યો હતો: હું એકીટશે દરિયો, હોડી, છોકરો, ને અનેક મછવા જોઈ રહ્યો. દરિયાના મોજા જેવો વિચાર પસાર થઈ ગયો, 'શું શ્રમ-ભરેલું જીવન અને રણમેદાન જ નિર્ભયતા આપતાં હશે? અને નિર્ભયતામાંથી જ ચારિત્ર ઘડાતું હશે?'

'તણખા મંડળ બીજું'માંથી

### સ્વાધ્યાય

૧. આ વાર્તાના મથાળાની ચર્ચા કરો. લેખકને વાર્તા દ્વારા જે કંઈ કહેવું છે તે આ મથાળું બરોબર સૂચવે છે?

૨. આ વાર્તામાં તમને શું ગમ્યું તે જણાવો.

૩. લેખકે તોફાનનું જે વર્ણન કર્યું છે તે ઉપરથી તોફાન તમારા મન સમક્ષ બરોબર ખડું થાય છે? આવાં તોફાનનાં બીજાં કોઈ વર્ણનો તમે વાંચ્યાં છે? ક્યાં?

૪. 'શું શ્રમભરેલું જીવન અને રણમેદાન જ નિર્ભયતા આપતાં હશે? અને નિર્ભયતામાંથી જ ચારિત્ર ઘડાતું હશે?' લેખકના આ પ્રશ્નોના તમે શા ઉત્તર આપશો?

# પરમાનંદ કુંવરજી કાપડિયા

['આશ્વિન માસ' નિબંધના અનેક પ્રકારોમાંનો એક અતિ પ્રચલિત પ્રકાર છે. એની સરળ અને સ્વસ્થ શૈલી નોંધપાત્ર છે. શ્રી. કાકા કાલેલકર આવા વિષયો ઉપરના નિબંધોના આપણા સાહિત્યમાં આચાર્ય છે. તેમના લેખોમાંથી આપણા તહેવારો ઉપરનાં તેમનાં લખાણો વાંચનારને પોતાના શ્રમનો અનેક ગણો બદલો મળેલો લાગશે, અને પોતાની દૃષ્ટિ-મર્યાદા વિશાળ બનતી માલૂમ પડશે. 'આશ્વિન માસ' જેવા અનેક નિબંધોનો અભ્યાસ કરવાથી નિબંધલેખનની કળાનું રહસ્ય સમજાશે, અને સારા નિબંધ લખવાની શક્તિ પણ મળશે.]

## આશ્વિન માસ

આપણું વર્ષ બાર માસમાં વહેંચાયેલું છે અને પ્રત્યેક માસની ચોક્કસ વિશેષતા હોય છે. કોઈ મહિનામાં ધાર્મિક પર્વો વિશેષ હોય, તો કોઈ મહિનામાં આનંદનાં પર્વોની વિશેષ ગોઠવણ હોય. કોઈ મહિનામાં ગુજરાતી વર્ષ શરૂ થતું હોય, તો કોઈ મહિનાથી શાલિવાહનના શકનો પ્રારંભ થતો હોય. કોઈ મહિનાથી ઠંડી, કોઈથી ગરમી કે કોઈથી વર્ષાનો પ્રારંભ થતો હોય. કોઈ મહિનો કોઈ ધર્મપ્રણેતાના જન્મદિવસથી વિશિષ્ટ બનતો હોય, તો કોઈ મહિનાની શોભા કોઈ રાષ્ટ્રનેતાની જયન્તીથી વધતી હોય. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં मासानां मार्गशीर्षोऽहम् । એમ કહીને માગશર મહિનાને વિશેષ વર્ણવ્યો છે, પણ 'માસ' અને 'માર્ગશીર્ષ' વચ્ચે અનુપ્રાસ વિશેષ હોવા ઉપરાંત, અને આજના સમયમાં સાધારણ રીતે માગશર અને નાતાલનો સુયોગ જળવાય છે એ સિવાય, માગશર મહિનાની બીજી કોઈ વિશેષતા ધ્યાન ઉપર આવતી નથી. ઋતુઓમાં વસન્ત મોટી એ ન્યાયે ફાગણ માસનો મહિમા વધે છે. પણ હોળી આસપાસના બે પાંચ દિવસો બાદ કરતાં, ફાગણ માસમાં બીજા કોઈ વિશિષ્ટ દિવસો આવતા નથી. આપણા દેશમાં ગ્રીષ્મ સૌથી વધારે કંટાળો આપે તેવી ઋતુ છે અને તેના મહિનાઓ પણ ખાસ કોઈ વિશેષતા વિનાના લાગે છે. આગળ ચાલતાં શ્રાવણ માસ આવે છે. તેના પ્રારંભથી તે અન્ત સુધી એટલાં બધાં ધાર્મિક પર્વો આવે છે કે એ દૃષ્ટિએ શ્રાવણ માસ અસામાન્ય બને છે. શ્રાવણ માસના પહેલા સોમવારથી અથવા તો નાગપંચમીથી ધાર્મિક પર્વોની શરૂઆત થાય છે. પૂર્ણિમા – બળેવ – ખાસ કરી બ્રાહ્મણોનું પર્વ છતાં બીજી રીતે સર્વસામાન્ય પર્વ બની ગયું છે અને સમુદ્રતટવાસીઓ તો તેને ખાસ મહત્ત્વ આપે છે. આવી જ રીતે ગોકુળઅષ્ટમી ખાસ કરીને વૈષ્ણવોનું – વિષ્ણુના ઉપાસકોનું – પર્વ ગણાય, છતાં શ્રીકૃષ્ણ આખી હિંદુ જનતાના અધિદૈવત હોઈને ગોકુળઅષ્ટમી આખું હિંદુસ્થાન ઊજવતું આવ્યું છે. શ્રાવણના અન્તમાં જૈનોના પર્યુષણપર્વનો આરંભ થાય છે અને

તપ અને ભક્તિનાં આન્દોલનો વડે ચોતરફનું વાતાવરણ પ્રોત્સાહિત બને છે.

આવી જ રીતે આગળ ચાલતાં આશ્વિન માસ આવે છે. શ્રાવણ માસમાં ધાર્મિક પર્વો અને ધાર્મિક ઉત્સવોની બહુલતા છે; આશ્વિન માસમાં સામાજિક પર્વો અને સામાજિક ઉત્સવોની બહુલતા છે. શ્રાવણ માસ સાંપ્રદાયિક પર્વો અને ઉત્સવો દ્વારા ભૂતકાળની જડ વધારે મજબૂત કરે છે; આશ્વિન માસ વર્તમાન ઉપર આપણને ઉતારી દિવાળીનાં પર્વો દ્વારા આપણને ભવિષ્યકાળ તરફ દોરી જાય છે. શ્રાવણ ભક્તિ અને તપપ્રધાન છે; આશ્વિન આનંદ અને રસપ્રધાન છે. શ્રાવણની ધાર્મિકતા આજે ઓસરતી ચાલી છે; આશ્વિનની ઉત્સવમયતા ઊભરાતી જાય છે.

આશ્વિન માસનો પ્રારંભ નવરાત્ર-ઉત્સવથી થાય છે. વર્ષાનું જોર ખલાસ થયું હોય છે, અને આકાશ સ્વચ્છ અને નિર્મળ બનેલું હોય છે. છૂટાંછવાયાં સફેદ વાદળાંઓ આકાશની નીલિમાને વધારે ભવ્ય અને મોહક બનાવે છે. નદીનાળાનાં ડહોળાં પાણી નિર્મળ બને છે, અને પશુ, પંખી તેમ જ પ્રવાસી જનોને કોઈ જુદા જ માધુર્ય અને શીતળતાનો અનુભવ કરાવે છે. પૃથ્વી પ્રસન્ન હોય છે, અને લોકોમાં સ્વાસ્થ્ય અને આગામી વર્ષને લગતી નવી આશાઓનો ઉદ્દગમ થઈ રહેલો હોય છે. પૃથ્વીપટ ઉપરના પ્રદેશો પ્રવાસયોગ્ય બને છે, અને સ્વચ્છ આકાશમાં ટમટમતા તારાઓથી સુશોભિત બનેલી અને ચંદ્રકળાની ઉત્તરોત્તર વૃદ્ધિવડે પ્રકાશિત બનતી જતી રાત્રી જનતાને ઘરની બહાર નીકળવાની પ્રેરણા અને આમંત્રણ આપી રહી હોય છે.

નવરાત્રનું પર્વ આમ તો જગજ્જનની મહાશક્તિની ઉપાસનાનું પર્વ ગણાય છે અને તે કારણે તેની આસપાસ ચોક્કસ પ્રકારની ધાર્મિકતા અને સાંપ્રદાયિકતાનું વાતાવરણ વીંટળાયેલું રહે છે. પણ આજે ખાસ કરીને મુંબઈ, ગુજરાત, કાઠિયાવાડમાં નવરાત્રમહોત્સવના અંગોપાંગોમાંથી આ ધાર્મિકતા કે સાંપ્રદાયિકતાનું તત્ત્વ સરતું જાય

છે અને સામાજિક આનંદઉત્સવનું તત્ત્વ પુરાતું જાય છે. નવરાત્ર સાથે એક બાજુ દેવીપૂજા જોડાયેલી છે, તો બીજી બાજુએ નારીવૃંદોના ગરબાઓ આ દિવસોમાં ગાજી ઉઠે છે. આ દિવસોમાં સ્ત્રીસમાજનો ઉલ્લાસ અને આનંદ કોઈ અજબ પ્રકારનો દેખાય છે. કોઈ પણ મોટા શહેરના રાજમાર્ગ ઉપર સ્ત્રીઓનાં ટોળેટોળાં એક સ્થળથી બીજા સ્થળે વિચરતાં અને લહાણીની ચીજો લેતાં, દેતાં કે દેખાડતાં નજરે પડે છે. મુંબઈ, અમદાવાદ કે સુરતમાં આ પર્વ દરમિયાન માત્ર સ્ત્રીઓ જ મહાલે છે એમ નથી. પુરુષો પણ એ આનંદ અને ઉલ્લાસમાં ભાગ પડાવતા દેખાય છે. કેટલાંક સ્થળોએ નવ દિવસનો ભરચક કાર્યક્રમ ગોઠવવામાં આવે છે અને તેમાં સ્ત્રીપુરુષો, કુમાર કુમારિકાઓ—સૌ કોઈ ખૂબ રસથી ભાગ લેતાં હોય છે. મનુષ્ય-સ્વભાવ જ ઉત્સવપ્રિય છે અને એ ઉત્સવની મસ્તીમાં નાના મોટાના – સ્ત્રી પુરુષના ભેદો ભૂલી જવાય છે. નવરાત્રના અંતે વિજયાદશમી કાંઈ ઓછા મહત્ત્વનું પર્વ નથી. આસો માસ દરમિયાન નિશાળો તેમ જ કોલેજનું પ્રથમ સત્ર પૂરું થાય છે અને બીજું સત્ર શરૂ થતાં પહેલાંની પખવાડિયા વીસ દિવસની રજા પડેલી હોય છે. વિદ્યાર્થીઓનાં, શિક્ષણસંસ્થાઓનાં – વિવિધ પ્રકારનાં રસસંમેલનો – કોન્સર્ટો – પણ આ જ મહિનામાં રજૂ થાય છે. લોકજીવનમાં સંગીત અને નૃત્યની — ગીત અને ગાનની – કોઈ જુદી જ હેલી આવે છે. બાળકો ગાય છે અને મોટાંઓ ડોલે છે; બહેનો ગરબાઓ ગાય છે અને ઝીલે છે, અને પુરુષો એકાગ્ર બનીને સાંભળે છે અને આવકારે છે. આપણે ત્યાં વસંતોત્સવ હજુ માત્ર વાણી અને કલ્પનામાં જ રહેલો છે, પણ શરદુત્સવ તો આપણા જીવનની વસ્તુ બની ગઈ છે.

શરત્પૂર્ણિમાએ કોઈ જુદા જ રસનાં પૂર ઉભરાય છે. જ્યાં જુઓ ત્યાં લોકો – સ્ત્રીઓ અને પુરુષો – મિત્રો અને બહેનપણીઓ – નગર બહાર નીકળી પડે છે અને કોઈ સમુદ્રકિનારે તો કોઈ નદીને કાંઠે, કોઈ વન ઉપવનમાં તો કોઈ પાસે આવેલી ટેકરી ઉપર, એમ સૌ કોઈ ચાંદની મહાલવા નીકળી પડે છે. ભૂતકાળની તો બહુ ખબર

નથી, પણ વચગાળે ચંદ્રિકાની મહત્તા આપણે વીસરી ગયા હતા. બહાર જ્યારે પૂર્ણચંદ્ર ધવલ અને શીતળ પ્રકાશ વરસાવી રહ્યો હોય, પૃથ્વીના વિશાળ પટને રૂપેરી રંગે રંગી રહ્યો હોય, ભૂમિતળના સમવિષમ ભાગોની અસમતા ટાળીને સમસ્ત પ્રદેશને કોઈ જુદી જ મનોહરતા અર્પી રહ્યો હોય, ત્યારે આપણા લોકો બહાર નજર કરવાની પણ પરવા ન કરતા અને રાત્રીના નવ કે દશ વાગે કે નિદ્રાનું શરણ સ્વીકારી લેતા. આજે ચંદ્રજ્યોતનું સૌંદર્ય અને મહત્ત્વ લોકમાનસ વધારે ને વધારે સમજતું અને ઝીલતું થયું છે. પૂર્ણિમા અને અમાવાસ્યાનો ભેદ લોકો વધારે સમજવા લાગ્યા છે. લોકો આજે પ્રકાશોન્મુખ બન્યા છે અને તેજકિરણોને ઝીલતાં શીખ્યા છે. આ રીતે શરત્પૂર્ણિમા આજે તો જનતાના એક અપૂર્વ ઉત્સવનું નિમિત્ત બની રહેલ છે.

તે પાછળ આવે છે દિવાળી. દિવાળી તો ગરીબ અને પૈસાદાર – ભણેલા અને અભણ – આખી આમજનતાનું એક મહાન ઉત્સવપર્વ છે. દિવાળીમાં ઘેર ઘેર મિષ્ટાન્નો થાય છે અને જાત જાતનાં સુંદર વસ્ત્રો અને આભૂષણો ખરીદાય છે. ફટાકડા ફોડીને બાળકો મલકાય છે; દીપમાળો પ્રગટાવીને મોટેરાંઓ આનંદ માને છે. વિદાય થતું વર્ષ ગયું અને આખા વર્ષનાં સુખદુઃખ, નફોતોટો, આધિ, વ્યાધિ અને ઉપાધિ સૌ કોઈ તેમાં સમાઈ ગયાં. આજે એ સર્વ ઉપર પડદો પડે છે. લોકો એ સર્વ ભૂલી જાય છે. થયું તે થયું; ગયું તે ગયું. હવે તેને શું સંભારવું અને શું રડવું? નવી આશાઓ પ્રગટે છે, અને નવી કલ્પનાઓ જાગે છે. લોકો આવતા વર્ષને આવકારે છે અને ઊગમતા પ્રભાતને આદર આપે છે. જૂનાં ખાતાં ખલાસ થાય છે; નવાં ખાતાં શરૂ થાય છે. સૌ કોઈ સુંદર વસ્ત્રોમાં સજ્જ થઈને શેરીએ અને ચૌટે નીકળે છે અને એકમેકને પ્રેમ અને આદરપૂર્વક સન્માને છે. રડતા બાળકને કહેવામાં આવે છે કે આજે દિવાળી છે, રડાય નહિ; કટુભાષી પણ આજે મિષ્ટભાષી બને છે અને કુરૂપ માણસ પણ આજે સુરૂપ દેખાય છે. બાર બાર મહિને

કચરા આજે સાફ કરવામાં આવે છે અને સૌ કોઈ આજે પોતાનું આંગણું અજવાળે છે. મંદિરોમાં ઘંટા વાગે છે અને ચોતરફ દીપશિખાઓ પ્રગટે છે. આનંદો! આનંદો! આજે સૌ કોઈ એકમેકનું શ્રેય અને ઐશ્વર્ય ઇચ્છો અને સર્વત્ર નિરામયતાની પ્રાર્થના કરો!

આમ નૂતન વર્ષને આંગણે ઊભા રાખતા, 'સાલ મુબારક'ને નોતરતા આશ્વિન માસનો ઉત્સવમહિમા તો જેટલો ગાઈએ તેટલો ઓછો છે. આશ્વિન માસ ખરેખર અપૂર્વ અને અસામાન્ય છે.

'પ્રબુદ્ધ જૈન'માંથી

**સ્વાધ્યાય**

૧. લેખક જુદા જુદા કયા કયા માસનું માહાત્મ્ય વર્ણવે છે? તેમના મત સાથે તમે કેટલે અંશે સમ્મત છો તે જણાવો.

૨. 'શ્રાવણની ધાર્મિકતા આજે ઓસરતી ચાલી છે. આશ્વિનની ઉત્સવમયતા ઊભરાતી જાય છે.' આ વાક્યની ચર્ચા કરો.

૩. આશ્વિન માસની મહત્તા શામાં રહેલી છે તે વિગતે બતાવો.

૪. દિવાળી, હોળી, મહાવીર જયન્તી, રેંટિયા બારશ, જન્માષ્ટમી આદિ વિષયોમાંથી પસંદ કરી તમને ગમતા વિષયો ઉપર નિબંધ લખો.

# અંબાલાલ પુરાણી

[સરળ અને નાજુક શૈલીમાં લખાયેલી આ 'એક સાંજ' શ્રી. અંબાલાલ પુરાણીએ લખી છે. એનું સ્વરૂપ વાર્તા જેવું છે, પણ એને વાર્તા કહેવા કરતાં એક પ્રસંગ-ચિત્ર કહેવું કદાચ કોઈ વધુ બંધબેસતું લેખે. વાર્તા, પ્રસંગ-ચિત્ર, રેખાચિત્ર વગેરે શબ્દો સાહિત્ય-ચર્ચામાં વારંવાર વપરાય છે. આ બધાંની વચ્ચે બહુ ઝીણા ભેદ છે. આપણે 'આ સુરતી છે, આ અમદાવાદી, ને આ કાઠિયાવાડી' એવાં એવાં મનુષ્યોનાં વર્ગીકરણ કરીએ છીએ તે કેવા ઝીણા ભેદો ઉપર હોય છે! વાસ્તવમાં એ બધા છે તો મનુષ્ય જ ને? એ ભેદ આપણને બરોબર સમજાય છે, પણ કોઈ અજાણ્યો અમેરિકન આવે તો? તેને મન તો કદાચ અમદાવાદી, સુરતી બધા સરખા જ લાગશે, કારણ કે તેને આપણી ભાષા, આપણો પહેરવેશ, આપણા રીતરિવાજો વગેરેનો જરા પણ પરિચય નથી હોતો, અને આ બધા ભેદો તો ઝીણી ઝીણી વિગતોના ફેરમાંથી આપણે

જન્માવેલા છે. એવું જ જાતજાતનાં રેખાચિત્રો અને ટૂંકી વાતો વચ્ચેના ભેદનું છે. એ ભેદ લેખનના એ જુદા જુદા પ્રકારના ગાઢ પરિચયથી સ્પષ્ટ થાય છે. 'એક સાંજ'માં એક નાનકડો પ્રસંગ ગૂંથાયો છે. પણ એની ગૂંથણીમાં લેખકે કલાત્મક રીતે અનેક ભાવો વિકસાવ્યા છે. એક નિર્દોષ બાલિકાની સરળતાનું આપણને ગમે એવું મધુર ચિત્ર તેમ જ કરુણા, સ્વાતંત્ર્ય, સાચી ઉદારતા વગેરેનાં ચિત્રો, આપણે વાંચતા જઈએ છીએ તેમ તેમ, આપણી દૃષ્ટિ સમક્ષ ચીતરાતાં જાય છે. લેખક પોતાની એક પાલિતપુત્રીને સ્વાતંત્ર્યનું રહસ્ય સમજાવે છે, પણ સાથે સાથે પોતાની પણ તે આકરી કસોટી કરી જે સ્વાતંત્ર્યનો તે બીજાને બોધ કરે છે તે સ્વાતંત્ર્ય અન્યને આપવા પોતે તૈયાર છે કે કેમ એવો પ્રશ્ન પોતાની જાતને પૂછે છે. આમ એક નાનકડા પ્રસંગમાંથી ઊભી થયેલી ચર્ચા એક અતિ ગંભીર વિચારમાં પરિણમે છે. શ્રી. અંબાલાલ પુરાણીની શૈલીની આ એક લાક્ષણિકતા છે. આપણા સાહિત્યમાં એક ચિન્તક તરીકે તે જાણીતા છે, અને ચિન્તનની કણિકાઓ આ 'સભી સાંજ'માં પણ આપણે જોઈ શકીએ છીએ.]

## એક સાંજ

સાંજે ઑફિસથી આવીને મારી પાલિતપુત્રી શાંતિના આવવાની રાહ જોતો હું બારી પાસે આંટા મારતો હતો. શાંતિને નિશાળેથી આવતાં મોડું થયું એટલે મારો જીવ જરા ઊંચો થતો હતો. થોડી વારે એને ઉતાવળી ઉતાવળી બે હાથમાં કાંઈ સંભાળીને લઈ આવતી મેં દૂરથી જોઈ. દાદર ચઢીને ઉપર આવી ત્યારે મેં જોયું કે એના ગાલ લાલ લાલ થઈ ગયા હતા, અને ઝડપથી શ્વાસ લેતી શાંતિ ઘણા જ ઉત્સાહમાં હતી. એના વાળ જરા અનિયમિત થઈ કપાળ પર આડા-અવળા વીખરાયા હતા. એથી એની સુંદરતામાં વધારો થતો હતો.

તેણે વાદળી રંગના લૂગડામાં બે હાથ સંતાડી દઈને સ્મિત કરીને મને લહેંકાતે અવાજે પૂછ્યું: 'બોલો જોઈએ, મોટાભાઈ, મારી પાસે શું છે?' 'કેમ આજે કાંઈ નવું ઇનામ તારા માસ્તરે નિશાળમાં આપ્યું છે કે શું?' મેં એને જ મોઢે જવાબ કઢાવવા માટે યુક્તિપૂર્વક પૂછ્યું.

'જે હોય તે, તમે કહી આપો ત્યારે ખરા!' તેણે ઉત્તર દેવો ઉડાવ્યો. પછી તોફાની આંખો ઝીણી કરીને હસતી હસતી બોલી:

'આજે તો તમને ખબર પડે જ નહિ ને! કહેતા હો તો આપણે શરત બકીએ.'

મેં ઘણો પ્રયત્ન કર્યો, પણ શાંતિ શું લાવી હશે તેની કલ્પના હું કરી શક્યો નહિ. એટલે જે મનમાં આવે તે મેં બોલવા માંડ્યું.

મેં કહ્યું: 'જો ઇનામ ન હોય તો રસ્તા ઉપરનો સરસ પથરો હશે'—

'ખોટું, ખોટું. અલી બા! પથરો તે હોય?' શાંતિ બોલી.

'ત્યારે, મગફળી,' મેં કહ્યું. 'ચણા, મમરા.'

'ખોટું, ખોટું, બા!'

'બોર, ગુલાબ'—ઘણાં ઘણાં નામો દેતો ગયો તેમ તેમ શાંતિ જોરથી હસતી ગઈ.

એને આટલો બધો નિર્દોષ આનંદ લેતી જોઈને મને ખોટાં નામોની અદ્‌ભુત શોધખોળ કરવાની અને એને વધારે હસાવવાની વૃત્તિ થઈ. પણ એટલામાં ઘરડો નોકર રામો સફાળો ઉપર આવ્યો અને શાંતિ તરફ ફરીને બોલ્યો:

'શાંતિ બહેન, તું પેલી ચકલી નથી લાવી? શશી બહેન મને બોલાવીને પાંજરું આપી ગઈ છે.'—અને તેણે પાંજરું આગળ મૂક્યું.

'જુઓ, મારી રમત બગાડી નાંખી.' શાંતિએ ફરિયાદ કરી, અને એણે પોતાના હાથમાં સંતાડેલી વસ્તુ ઉપરથી લૂગડું લઈ લીધું. 'નહિ તો આજે મોટાભાઈને બરાબર હરાવત.' તેણે મારા પર વિજયશાળી દૃષ્ટિ ફેંકી.

એનાં બે હાથમાં ઘાસના તણખલાના કૃત્રિમ માળા વચ્ચે એકબે દિવસનું ચકલીનું બચ્ચું હતું. એની મીંચેલી આંખો અજવાળું પડતાં તેણે ઉઘાડી અને બીકને લીધે તે ડોક ઊંચી નીચી કરવા લાગ્યું.

એને તે બતાવતાં શાંતિએ કહ્યું :

'આજે હું નિશાળેથી આવતી'તી ત્યારે પેલા છજાવાળા ઘરની નીચે આ બિચારું એટલું માળામાંથી પડી ગયું હતું તે અમે નિશાળેથી આવતાં દીઠું. જો અમે થોડાં મોડાં પડ્યાં હોત તો બિચારું કોઈના પગમાં આવી ચગદાઈ જાત.' બહુ દયાભાવભર્યે ચહેરે તે બચ્ચા સામે જોઈ રહી.

'શાંતિ! તું એને લાવી તો ખરી, પણ એની મા માળામાં એની વાટ નહિ જુએ?' મેં એને પૂછ્યું. 'તે અમે એવાં મૂર્ખાં નથી તો!' તેણે પોતાનું ડહાપણ સ્ફોરતાં મારી તરફ જોયું. 'અમે તો એના માળા માટે પહેલી તપાસ કરી. પણ એની મા તો મરી ગઈ છે, એવું છજા નીચે દુકાનવાળો છે તેણે અમને કહ્યું. બિચારા મા વગરનાને એમ ને એમ રસ્તા ઉપર કાંઈ રખાતું મુકાય?'

શાંતિના મુખ ઉપર હું એના મૃદુ ભાવોની સચ્ચાઈ પ્રગટાવતી છાયાઓ જોઈ રહ્યો. એનું કહેવું ખરું છે એમ વિચારી મેં તેને કહ્યું :

'ના, એમ ને એમ તો ના મુકાય.'

રામો પાંજરું લાવ્યો હતો તેમાં સાચવીને માળા સહિત શાંતિએ એ બચ્ચાને મૂક્યું. મેં એને પૂછ્યું :

'પણ શાંતિ! આ બચ્ચાની સંભાળ કોણ રાખશે?'

'કેમ કોણ રાખશે? હું વળી!' મારા સવાલથી નવાઈ પામતી હોય તેમ તે બોલી.

'તું શી રીતે રાખશે? એને દાણા ચણવાની ટેવ પડી નથી લાગતી.'

'એ બધી વાત હું નક્કી કરીને આવી છું. તમારે કશી ફિકર નહિ કરવી પડે.'

'જુઓ, હું એને ખવડાવું છું,' કહી એણે એક કાગળમાં અડધા ફૂટેલા બાજરી અને જારના દાણા કાઢીને હથેળીમાં મૂક્યા. પછી બીજા હાથમાં બચ્ચું લઈને તેની ચાંચ આગળ દાણા ધર્યા,

'ખા, તો! બચ્ચુ! પોપટ! ખા તો!' કહી, એને આશ્વાસન આપે એવા કેટલાયે કાલા કાલા બોલ બોલીને, તથા એને ગમે તેવાં બીજાં લાડ શાંતિ કરવા લાગી.

હું જોઈ રહ્યો. શાંતિ આપોઆપ વિકાસ પામતી હતી. એનાં હૃદયમાં સહાનુભૂતિ અને દયાભાવ સ્ફુરતો જોઈ, પેલી મને વર્ષો પૂર્વેની શાંતિની મા જેમાં મૃત્યુ પામેલી તે હોસ્પિટલ યાદ આવી, અને એની ભિખારણ મા રૂખી ન્યાયમંદિર પાસે કેવી અસહાય દશામાં પડી હતી તેનું પણ મને સ્મરણ થયું.

ચકલીનું બચ્ચું તદ્દન અનુભવ વિનાનું અને તેથી અણઘડ હતું. એને પાંખો હતી નહિ એટલું જ નહિ, પરંતુ આખે શરીરે રુવાંટી પણ ન હતી. અને નરવા લાલ રંગની ચામડી, મોટી આંખો, કઠણ ચાંચ વગેરે જોઈ મેં શાંતિને કહ્યું:

'શાંતિ! તારું આ બચ્ચું બિલકુલ સુંદર દેખાતું નથી, ખરું ને?'

'એ તો એવું જ હોયને? એની બિચારાની સંભાળ લેનાર કોણ કે એને બરાબર રાખે? તમે થોડા દહાડામાં જોજો તો ખરા કેવું સરસ થાય છે તે?'

બચ્ચું ખાતું ન હતું એટલે શાંતિ જરા નિરાશ થતી હતી. એટલામાં શાંતિની નજર દાદર તરફ ગઈ. ચપ દઈને એક મોઢું બચ્ચાએ દાણામાંથી ભરી લીધું!

શાંતિ ઉત્સાહમાં આવી બોલી ઊઠી: 'એણે ખાધું! ખાધું! તમે જોયું કે?'

'હા બહેન! આ તારું બચ્ચું દેખાય છે તેટલું મૂર્ખ નથી. આપણા બધાની નજર બીજે પડે છે એટલે એ લુચ્ચાને ચણવાનો વાંધો લાગતો નથી! એનો દેખાવ મૂર્ખ જેવો છે પણ એ છે ચાલાક! હું ધારું છું કે ભાંગેલા દાણા મૂકીને આપણે દૂર જતા રહીએ તો એકલું પણ ખાશે ખરું.'

'અરે આપણા હાથમાંથી પણ ખાય છે! એ તો હમણાં એણે ખાધું છે એટલે.' કહી શાંતિએ એને પાંજરામાં મૂક્યું.

શાંતિનું મન જાણવા માટે મેં એને પૂછ્યું : 'પણ શાંતિ! બધી કાળજી તું રાખે પણ એક વાતનું આ બિચારાને દુઃખ તો ખરું જ ને?'

'તે શું દુઃખ છે વળી?'

'માળામાં રહેતું હતું ત્યારે એ સ્વતંત્ર હતું; હવે જોને, તારા પાંજરામાં એને પુરાવું પડે છે.'

'પણ તે એના ભલા માટે કેની?' શાંતિ ઉતાવળી ઉતાવળી બોલી. 'વળી, જોડના ઘરની બિલાડી, એને બહાર રાખીએ તો, કોળિયો જ કરી જાય તો!' તેણે મારી અક્કલની ખામી જોઈ મારા પર વિસ્મિત દૃષ્ટિ કરી.

'ના, છૂટું ના મુકાય એ ખરું; પણ ત્યારે એની સ્વતંત્રતા તું ક્યાં સુધી છીનવી લેશે?' મેં શાંતિની પરીક્ષા કરવા પ્રશ્ન કર્યો. 'એને તું છેવટે છોડી મૂકશે કે નહિ?'

'ના–આ–ભાઈ!' શાંતિએ માથું હલાવી લંબાતે મોટે સ્વરે ઉદાસ થઈ ઉત્તર આપ્યો. 'એને ખાવાપીવાનું, રહેવાનું આપીશું, એને માટે બધી ગોઠવણ કરીશું, એને રમાડીશું, પછી? એને બહાર છૂટું મૂકવાની શી જરૂર?'

શાંતિની એ આસક્તિ સમજાય તેવી છે. દુનિયામાં મોટા મોટા માણસો, સુધરેલી ગણાતી પ્રજાઓ, કેળવાયેલા કહેવાતા વકીલો, અને મજૂરોને પાળવાનો દાવો કરતા શેઠિયા પણ શાંતિના જેવી જ દલીલ કરતા નથી હોતા?

'શાંતિ! હમણાં તો એને તું લાવી છે એટલે તારે એની સંભાળ લેવી જોઈએ. પણ ખાવાપીવા અને ખેલવા કરતાં પણ એક વસ્તુ મોટી છે તે તું જાણે છે? ગમે તેટલી સગવડવાળી પણ પાંજરાંની જિંદગી તે પાંજરાંની! બહેન! સૌને સ્વતંત્રતા વહાલી હોય –પશુને તેમ જ માણસોને.'

શાંતિની બુદ્ધિમાં મારા કહેવાનો કાંઈક ભાવાર્થ કદાચ ઊતર્યો હશે એમ મને લાગ્યું. એની વિચારશક્તિ સતેજ થઈ. તેણે પૂછ્યું :

'મોટાભાઈ! બધો વખત એને રાખીએ તે કોઈ છેવટે ઉડાવી દેવા માટે?'

'તો પછી તેં એના ઉપર શો ઉપકાર કર્યો ગણાય? તું એના હિતનો વિચાર ન કરે અને તને ગમે તેટલા ખાતર જ એને પાળે, સંભાળે, એની પાછળ મહેનત કરે — પણ એ તો તને ગમે છે તેથી કેની? બચ્ચાના હિતનો વિચાર તારે ન કરવો જોઈએ?'

મેં શાંતિને એના ગમા ઉપરાંતના વિચાર તરફ દોરી હતી. છતાં બાળકો આવી બાબતો ઉપર વિચાર કરવાને તદ્દન નાલાયક હોય છે એવું હું નથી માનતો. એટલે ઘણીયે વાર શાંતિને એના ગમા ઉપરાંતના વિચારોમાં હું દોરી જાઉં છું. કેટલાક સંસ્કારો એને પરિણામે રહે તો રહે; અને કદાચ ન રહે, તોપણ દરેક બાબત ઉપર વિચાર કરવાની ટેવ પડે એ જ હું તો મોટી વસ્તુ ગણું છું. એને એવી ટેવ પડે એટલા ખાતર પણ આવી નજીવી જણાતી બાબતોને હું ગંભીર બનાવી એના ખીલતા માનસમાં સંસ્કારનાં બીજ મારી શક્તિ પ્રમાણે નાંખું છું.

થોડી વારે લાંબા વિચારને અંતે નિર્ણય પર આવી હોય તેમ ગંભીર થઈને શાંતિ મારી પાસે આવી અને મને પૂછ્યું:

'હેં મોટાભાઈ! આપણે એને પાંજરામાં રાખીએ તેથી એ દુઃખી થતું હશે ખરું?"

'એ બરાબર ખાતરીથી ન કહી શકાય.' મેં પણ ગંભીર થઈને ઉત્તર આપ્યો. 'એણે પાંજરા બહારનું સ્વતંત્ર જીવન ક્યાં જોયું છે? એટલે કદાચ એ પાંજરામાં સંતોષ માને એ બનવા જોગ છે.'

'પણ આપણે એને છૂટું મૂકીએ અને સ્વતંત્ર જીવનનો અનુભવ પણ લેવા દઈએ તો?' તેણે કહ્યું.

'તો સારું.' મેં કહ્યું. 'પણ પછી એ ઊડી જાય અને આવે નહિ તો?' મેં ફરીથી શાંતિની પરીક્ષા માંડી.

'તો એ ખાય ક્યાં?" શાંતિને હવે બચ્ચાની ચિંતા હતી.

મેં કહ્યું: 'બેટા, સ્વતંત્રતા એ એવી ચીજ છે કે તે મળતાં

ખાવાનું મેળવવામાં તકલીફ નથી પડતી. અને ધારો કે સ્વતંત્રતામાં ભય હોય, મુશ્કેલીઓ હોય, જીવનું પણ જોખમ હોય, તોપણ કોણ જાણે શી એની લગની છે કે પશુઓ, માણસો અને મોટી નાની પ્રજાઓ પાંજરાના બંધનમાં પડી રહેવા કરતાં જીવને જોખમે પણ સ્વતંત્ર થવું બહેતર ગણે છે.'

'તો પછી એ પાછું નહિ આવે?' દુઃખી અવાજે શાંતિએ મને પૂછ્યું.

એની શોકપીડિત મુદ્રા મધુર દેખાતી હતી. પણ એનો દૂરનો ભય ટાળવા મેં એને આશ્વાસન આપ્યું: 'બહેન. આજે ને આજે તો એને નથી છોડી મૂકવું ને? નકામી અત્યારથી શા માટે ચિંતા કરે છે? મોટું થાય, પોતાનું રક્ષણ કરે એવું થાય, ઊડતાં આવડે, નિર્ભય બને અને પોતાના —' એમ કહેતાં હું વિચારમાં પડી અટકી ગયો. મારી નજર બારીની બહાર ગઈ. નીચે રસ્તામાં જતો વિનાયક બારીમાં ઊભેલી શાંતિને જોતો જોતો જતો હતો. છેક દૂર રસ્તો વળ્યો ત્યાં પહોંચતાં સુધી એણે ડોક વાંકી કરી કરી ચાર વખત શાંતિ તરફ જોયું.

મને બોલતો અટકી ગયેલો જોઈ શાંતિએ પૂછ્યું: 'કેમ મોટાભાઈ! અટકી ગયા? તમે કહેતા હતા કે આ બચ્ચાને પોતાના—'

'હા બહેન!' તુરત મારા મનમાં રમતા વિચારોને સંકેલી લઈને મેં શાંતિને કહ્યું: 'જોને બહેન! પંખીને પંખીઓમાં ગમે — દરેકને પોતાની જાતમાં રહેવું, પોતાની જાતના જોડે જિંદગી ગાળવી ગમે, ખરુંને?'

શાંતિ મારા કથનનો પૂરો ભાવ તો ન સમજી શકી, પરંતુ પંખીઓ ટોળે રહેવું પસંદ કરે એટલું તેના મનમાં ઊતર્યું જણાયું.

પાંજરું લટકાવી પાણી વગેરે અંદર મૂકવા માટે અને રાત્રે બચ્ચાને સલામત રાખવા માટે ગોઠવણ કરવા શાંતિ ચાલી ગઈ.

એકલો પડ્યો એટલે મારા મનની વિચારમાળા પાછી શરૂ થઈ. ઘરડો થતાં માણસ પોતાની વિચારમાળામાં જીવે છે એમ મને

લાગે છે. નિરાધાર બચ્ચાની સંભાળ શાંતિને કેવી સ્વાભાવિક લાગે છે? નમાયા બાળકની માતા થવા એની ઉત્સુકતા જોઈ મને ઘણો સંતોષ થયો, અને એ નિરાધાર ચકલીને ઉડાવી દેવાનો બોધ આપતાં મારા પોતાના મનમાં શાંતિને વિષે જ જે વિચારધારા ચાલી હતી તે જોતાં, મને પણ શાંતિના જેવી જ દુઃખની લાગણી પ્રથમ તો થઈ, એ મારે કબૂલ કરવું જોઈએ. એનું બચ્ચું ઊડી જાય એ શાંતિને નથી ગમતું, શાંતિ પરઘેર જાય એ મને ક્યાંથી ગમે?

વિચારને અંતે મારા જ મનને હું બોધ આપું છું. 'શાંતિને જ્ઞાનભરી સલાહ આપનાર વડીલ શ્રી. વાસુદેવ! પરોપદેશે પંડિતાઈ છોડો. ચકલીના બચ્ચા કરતાં તો શાંતિ સ્વતંત્રતા માટે વધારે લાયક છે એટલું સ્વીકારો. અને તમને ગમે કે ન ગમે એ વિચાર દૂર રાખીને, એના કલ્યાણનો, એના ભાવિનો વિચાર પ્રથમ કરો.'

પછી ઉમેરું છું—'તારી વૃદ્ધાવસ્થામાં સંભાળ લેવા સારુ પાલિતપુત્રીની સ્વતંત્રતા લઈ લેવી એ કાંઈ યોગ્ય છે?' અને હું પોતે જ તેનો ઉત્તર આપું છું: 'ના, ના! મેં ક્યાં હજી સુધી એની સ્વતંત્રતા લેવા પ્રયત્ન કર્યો છે?'

મારું સમગ્ર અંતઃકરણ એકાગ્ર થઈ પ્રાર્થના કરે છે: 'જ્યારે આ બાળા પોતાની સ્વતંત્રતા લઈ શકે એવી થાય ત્યારે, એને બોધ દેનાર મને તે બોધ વર્તનમાં ઉતારી એના વડીલ થવાની યોગ્યતા, હે પ્રભો! તું મને આપજે.'

વિચારમાળામાં ઊંડા ઊતરતાં મને વિનાયક અને શાંતિ વચ્ચે કોઈ ગૂઢ હેતુ સાંકળ-રૂપે કાર્ય કરી રહેલો દેખાયો. એને જોઈને જીવનની ગહનતા નિહાળી હું એકલો એકલો સ્મિત કરું છું, અને મારાથી બબડી જવાયું:

'લખ્યા લેખ કદી મિથ્યા થયા છે? જગત આખાનો એ રાહ છે. શાંતિ અપવાદ થશે એમ શા માટે કલ્પવું કે ઇચ્છવું?'

[ કર્તાની એક અપ્રસિદ્ધ કૃતિ ]

### સ્વાધ્યાય

૧. 'એક સાંજ'માં કેટલાં પાત્રો છે? તે દરેકનું ઓળખાણ આપો.

૨. શાન્તિ સાથે થયેલી વાતચીત સંવાદના રૂપમાં ગોઠવો.

૩. પંખી ઉપર સાચું હેત શામાં રહેલું છે તે સંબંધી લેખક શાન્તિને શો બોધ કરે છે? લેખક આ નિયમ મનુષ્ય અને પાળેલાં પંખીઓ ઉપરાંત બીજા કોને કોને લાગુ પાડે છે?

૪. લેખક છેવટના ભાગમાં શાથી ગંભીર વિચારમાં ડૂબી જાય છે?

૫. શાન્તિને જો પંખીને માટે મોહ હતો તો લેખકને કોને માટે મોહ હતો? છેવટે લેખક કયા નિર્ણય ઉપર આવે છે?

# ચંદ્રવદન મહેતા

['રાઈનો પર્વત' સંસ્કૃતમાં નાટકો જે રીતે લખાતાં હતાં તે પદ્ધતિનો આપણને ખ્યાલ આપે છે, તો 'અખો' નવી શૈલીનું ઉદાહરણ છે. જે પ્રસંગ અહીં ઉતારવામાં આવ્યો છે તે અખાના જીવનની એક અતિ અગત્યની ઘટના રજૂ કરે છે. અખો (અક્ષયદાસ) જન્મે સોની છે, સોનીનો ધંધો કરે છે, અને સાથે સાથે અમદાવાદની બાદશાહી ટંકશાળના અમલદાર તરીકે પણ કામ કરે છે. અખાનું જીવન અનુભવની એરણ ઉપર ટિપાઈ ટિપાઈને ઘડાયું છે. જીવનની શરૂઆતમાં જ પિતા ગુમાવ્યા, પત્ની ગુમાવી, અને પોતાના જીવનસર્વસ્વ જેવી બહેન ગુમાવી. બહેનના મરણનો આઘાત તેને અસહ્ય થઈ પડ્યો. જમના નામની એક બાઈએ તેની ધર્મની બહેન બની એ ઘા રુઝાવવા અખા ઉપર અપાર હેત વર્ષાવ્યું. આ પ્રવેશ શરૂ થાય છે ત્યારે અખો પોતાની એ ધર્મભગિની માટે અતિ ઉમળકાપૂર્વક એક કંઠી કરવામાં નિમગ્ન થયેલો આપણને માલૂમ પડે છે. એટલામાં લાલદાસ કરીને એક ઘરાક આવે છે. તેની સાથે વાતચીત ચાલતી હોય છે ત્યાં જમના આવે છે. જમનાના આગમન પછી જે ઘટનાઓ બને છે તેણે અખાનું જીવન ખારું કરી નાખ્યું. એ ઘટનાઓ અને એની અખાના જીવન ઉપર થયેલી અસર આ પ્રવેશમાં વર્ણવી છે. શ્રી. ચંદ્રવદન મહેતાએ આપણા જૂના અને નવા કવિઓનાં જીવનને આપણી સમક્ષ ફરીથી જીવતા કરવાના જે યત્નો કર્યા છે તે જોવા જેવા છે. 'અખો' અને 'નર્મદ' એના સારા નમૂના છે.

'જમનાબહેન, તમે નસીબદાર તો ખરાં, હાં,' એમ લાલદાસ કહે છે, અને તેની ટીકાને અખો ઉડાવી દે છે એ નોંધવા જેવું છે. જમના આવી તે પહેલાં લાલદાસ અને અખા વચ્ચે જે વાતચીત થઈ હતી તે સાથે તેને સમ્બન્ધ છે. અખાને ખૂબ કાળજીપૂર્વક એ કંઠી બનાવતો જોતાં લાલદાસ એ કંઠી સંબંધી જ અખા સાથે ચર્ચા કરે છે, અને તે ચર્ચામાંથી જાણી શકે છે કે અખાની ધર્મ-બહેન જમનાએ ત્રણસો રૂપિયાની એ કંઠી અખા પાસે કરાવરાવી છે; પણ અખાએ બહેન માટેના હેતથી, અને બહેનને જરા પણ જાણ કર્યા વિના ગાંઠના સો દોઢસો રૂપિયા ઉમેરી કંઠી લગભગ ચારસો સવા ચારસો રૂપિયાની તૈયાર કરી છે. લાલદાસ એ કંઠીની સાચી કિમ્મત કરી શક્યો અને અખાને ખરી વાત તેને કહેવી પડી, એથી તે જમનાને કહે છે, 'તમે નસીબદાર તો ખરાં, હાં.' અને એ સાંભળતાં અખાને ધ્રાસકો પડે છે કે રખેને જમનાને તે સાચી વાત જણાવી દે. કારણ કે જમના ઉપર પોતે કંઈ ઉપકાર કર્યો છે એવું જમનાને અખો બિલકુલ જણાવવા નથી ઇચ્છતો અને તેથી વાત ઉડાવે છે.]

## અખો

જમના — કેમ અખાભાઈ, કંઠી તૈયાર થઈ કે? આજે તો મારે પહેરવી જ છે.

અખો — આ હમણાં જ તમને સંભાર્યાં હતાં. આ રહી. છે તો તૈયાર, પણ જરા સાફ કરી આપું એટલી વાર છે.

જમના — કેટલી વાર લાગશે હજી?

અખો — અરે વાર શાની?

જમના — ના ના, પછી સાફ કરજો; હમણાં તો હું પહેરી જ જાઉં છું. મારે હમણાં બહાર જવું છે.

લાલદાસ — જમનાબહેન! તમે નસીબદાર તો ખરાં, હાં.

જમના — કેમ?

અખો — કંઈ નહિ; એ તો શેઠને કંઠી ઘણી ગમી ગઈ તેથી કહે છે. તમને કેવી લાગી?

જમના — અરે કંઠી તો સરસ — બહુ સરસ બનાવી છે, હાં. વાહ! પહેરી જ જાઉં છું; પછી સાફ કરી આપશો ને?

અખો — અરે, પણ મેં ના ક્યારે કહી છે? લાવજો ને. ગમી એટલે બસ. આ ત્રણ દિવસથી મેં બીજું કશું હાથ પર લીધું જ નથી. આ શેઠનું ઘડવાનું પણ એમ જ રહ્યું છે ને!

જમના — અરે ગમી તો ઘણી જ, લો પહેરી જ લઉં છું. ચાલો જાઉં છું, પછી આવીશ.

અખો — પણ આવડી ધાડ શી? આવ્યાં શું ને ચાલ્યાં શું!

જમના — જરા ઉતાવળે જવું છે; પછીથી આવીશ, હાં? જાઉં છું, અખાભાઈ!

અખો — વારુ! આવજે જમનાબહેન!

(જમના જાય છે.)

લાલદાસ — ચાલો હવે મારાં કડાં લો.

અખો — શેઠ, મારે આ સગી બહેન કરતાં પણ વધારે છે, હાં! અને એનો પણ મારા પર બહુ ભાવ, હાં!

લાલદાસ — ભાઈ. લેણાદેણાની વાત છે. હવે અમારાં કડાં ક્યારે આપશો?

અખો — અરે હાં, જુઓને આજે કયો વાર?

લાલદાસ — મંગળવાર.

અખો — બસ તો —

(બહારથી અવાજ)

અવાજ — એ અખેદાસ સોની કા ઘર કીધર હય?

અખો — એ ઇધર, ભાઈ! ઇધર! આવો. કંઈ બાદશાહી ફરમાન લાગે છે.

(બાદશાહના બે સિપાઈઓ દાખલ થાય છે.)

એક સિપાઈ — ટંકશાલ કે અમલદાર રહીઆદાસ સોની કુટુંબકા અખેદાસકો બાદશાહ સલામતકા ફરમાન હય.

અખો — પણ છે શું?

એક સિપાઈ — યે ખરીતા હય — પઢો. (કાગળ ધરે છે.)

અખો — (ખરીતો લેતાં) પણ ખાં સાહેબ, કંઈ કારણ તો કહેશો ને?

એક સિપાઈ— વો સબ ઇસિમે લિખા હય.

અખો — લો શેઠ વાંચો; તમે તો હોશિયાર છો.

લાલદાસ — ( મહામહેનતે વાંચે છે. ) દેસાઈકી ખિડકીમેં રહનેવાલે રહીઆદાસ કુટુંબકે સોની અક્ષયદાસને ટંકસાલમેં ઉસીકા અમલ દરમ્યાન સોના ચાંદીકે સિક્કેમેં દુસરી ગલત ધાતુ મિલાયા હય વૈસા ઉસકે પર આરોપ હય, ઇસ લિયે બાદશાહ સલામતકી સૂબેદારી કચેરીમેં અભી હાજર હોનેકા ફરમાન હય.

અખો — મારા પર આરોપ ? ખાં સાહેબ ! કાંઈ ભૂલ થાય છે.

પહેલો સિપાઈ— વો સબ કચેરીમેં કહના. ચલો અભી. દેરી મત કરો.

લાલદાસ — ખાં સાહેબ ! અખેદાસ કદી એવું કરે એ મનાય જ નહિ.

પહેલો સિપાઈ— વો હમ ના જાને. એ ફરમાન બરાબર ઉન્હે અભી આના હી પડેગા.

લાલદાસ — ભાઈ ! કંઈ બાદશાહના ફરમાનને ના પડાવાની હતી ? જઈ આવોને, એટલે ખબર પડશે.

અખો — હાસ્તો, કંઈ છૂટકો છે ? જોયું ને ? ઘડીની ખબર નથી. પણ આપણે શી ચિંતા ? જેના દિલમાં મેલ એને ડંખ. ચાલો ખાં સાહેબ, જરી અંગરખો પાઘડી પહેરી લઉં.

(અખો અંદર જાય છે.)

લાલદાસ — ખાં સાહેબ ! આ શી ભાંજગડ છે ? અખેદાસ કદી એવું કરે નહિ. બચારો ભગવાનનો માણસ — નેક માણસ.

એક સિપાઈ— ક્યા માલૂમ ! કચેરીમેં કુછ ખટપટ ચલતી હય. કિસીને કુછ ધોકા દે દિયા હોગા.

લાલદાસ — એમ જ હશે; નહિ તો બધા તો સોની વાલમાંથી રતી ચોરે, ત્યારે આ તો ઉમેરે એવો માણસ છે. આ તો એનો કંઈ દિવસ જ વાંકો, બાકી એના પર આવું આળ ?

બીજો સિપાઈ—ટંકશાળ કે અમલદાર પર સખ્ત નજર રહેતી હશે.

(અખો અંદરથી આવે છે.)

અખો—ચલો ખાં સાહેબ! તમે, ભાઈ, બેસજો; હું હમણાં જ પાછો આવીશ, ઘણું કરીને તો.

(સિપાઈઓ સાથે એ પણ જાય છે.)

લાલદાસ—શો કળજગ આવ્યો છે? અખાભાઈ જેવા પર આળ! સરકારી નોકરીમાં કોઈ સલામત જ નહિ! આવો નિખાલસ માણસ, પ્રમાણિક માણસ, સીધો પાધરો એનો ધંધો કર્યા કરે; કોઈની સાથે ખટપટ નહિ, વાત નહિ. ખરેખર! કળજુગના માયાવી બંધનમાં જગત ઘેરાતું જાય છે. એ તો જે થાય તે જોયા કરવાનું. પણ અખેભાઈને કાંઈ આંચ નહિ આવે.

* * * *

[જમના આવે છે.]

જમના—કેમ, અખેભાઈ નથી?

લાલદાસ—ના, કચેરીમાં ગયા છે.

જમના—કચેરીમાં? ત્યાં કેમ?

લાલદાસ—એમના પર સોના ચાંદીમાં હલકી ધાતુ ભેળવવાનો આરોપ મુકાયો છે, તે બાદશાહના સિપાઈ આવીને લઈ ગયા.

જમના—હાય હાય! અખેભાઈ પર એવો આરોપ! શું કહો છો?

લાલદાસ—ખરું કહું છું. કોઈ અદેખાનું કારસ્તાન લાગે છે.

જમના—ઓ પ્રભુ! શું થશે હવે?

લાલદાસ—સિપાઈઓ કહેતા હતા કે કોઈની કાનભંભેરણી છે એટલે છૂટીને જ આવશે. હવે તમે અહીં બેસો તો હું દરબારમાં જતો આવું. મને પણ ચિંતા થાય છે.

જમના—હા, હા. હું અહીં બેઠી છું. તમે જલદી જાઓ, ને કંઈ ખબર પડે કે તરત મને કહી જજો. અખેભાઈને કંઈ થાય નહિ એ જોજો, હાં.

(લાલદાસ જાય છે.)

જમના — અરેરે! આ મારા જ પાપનું ફળ તો નહિ હોય? મનેયે શી બુદ્ધિ સૂઝી? એનો મારા પર કેટલો ભાવ! કેટલું હેત! કેટલી લાગણી! મારા એની પાસે મૂકેલા ત્રણસો રૂપિયા. એના પર મેં અવિશ્વાસ આણી આ કંઠીને બહાને એ લઈ લેવાનો મનસૂબો કર્યો. એણે બિચારાએ કેટલી હોંસથી આ કંઠી કરી આપી! કીધી તો કીધી, પણ એમાં ગાંઠના સો રૂપિયા ઉમેર્યા. એણે એટલું કર્યું, ત્યારે મેં મૂર્ખીએ એમાં અણવિશ્વાસ આણી કંઠીની ચોકસીને ત્યાં કિંમત કરાવી. અરેરે! મને એ શું સૂઝયું? એનો મારે માટે નિઃસ્વાર્થ ભાવ, એનો મેં આવો બદલો વાળ્યો! મારું જ પાપ એને નહિ નડયું હોય? અપરાધ મારો ને ગુનેગાર એ. આ તો ચોર કોટવાળને દંડે એવું થયું. ઓ ભગવાન! એ જાણશે ત્યારે એને કેટલું લાગશે! મેં આ શું કીધું? બનશે તો એને હું કહીશ જ નહિ, પણ આ કંઠી પર ચોકસીએ મૂકેલો કાપ કંઈ છૂપો રહેશે? અને હું આપીશ નહિ તોયે એ તો સાફ કરવા માગશે જ. જગતમાં આવો ભાઈ તે ક્યાંથી પામીશ? મેં માગી લીધેલો મારો ભાઈ, ને એણે મૂકેલો મારામાં વિશ્વાસ, અને એને આપેલા મારા વચનમાંથી હું ચળી. ઓ ભાઈ! ભાઈ! મને માફ કર. અખેભાઈ! અખેભાઈ!

(અખો આવે છે.)

અખો — કંઈ ચિંતા ન કર, કંઈ નથી. જમના બહેન! હું નિર્દોષ ઠર્યો છું.

જમના — (સફાળી) અખેભાઈ! અખેભાઈ! આવ્યા તમે! આવ્યા તમે!

અખો — હા, ઈશ્વરે લાજ રાખી લીધી છે. કોઈએ સૂબેદારને જૂઠું ભંભેર્યું હતું.

જમના — ચાલો સારું થયું! (અચકાતાં) સત્યનો અંતે જય જ થાય છે.

અખો — હા, પણ જગતનાં પાખંડોનો પણ પાર નથી હોતો તો. આવાં જૂઠાણાંથી શો ફાયદો થતો હશે!

જમના — તમારા પેલા ઘરાક તમને મળ્યા? એ તમને જોવા જ દરબારમાં ગયા છે.

અખો — હા. એ મને રસ્તે મળ્યા. હમણાં આવે છે પાછા. કેમ કંઠી લાવ્યાં છો? લાવો સાફ કરી આપું.

જમના — ના, ના. હવે સાફ કર્યા વગર ચાલશે.

અખો — અરે, સાફ કર્યા વિના ચાલે? ચળક જ નહિ આવે; લાવો.

જમના — લો. ને...ને અખાભાઈ! (કંઠી આપતાં) આ કાપ છે તે પણ જરા સમો કરી આપો ને?

અખો — (કંઠી લઈને) આ શેનો કાપ છે?

જમના — અરે, એ તો અમસ્તો. ઉંદર મુંદર...ના ના. કોણ જાણે કેમ એ કાપ પડ્યો. પણ બરાબર થશે ને?

અખો — જમના બ્હેન! શી વાત કરો છો? આટલી વારમાં અને ઉંદરનો કાપ! મને ખરું કહો.

જમના — એ જાણીને શું કામ છે? તમે સમો નહિ કરી આપો?

અખો — દસ વાર સમો કરી આપીશ. ક્યારે ના કહી છે? પણ મારે આ કાપ વિષે જાણવું જ છે.

જમના — તે હું નથી કહેવાની ત્યારે.

અખો — બ્હેન! યાદ છે? તમે મારાં ધર્મ-ભગિની થાઓ. મારાથી આજે છુપાવો છો ને? મને જ નથી કહેવું? આજે મારાથી આટલી જુદાઈ રાખવા માંડી એમ જ ને?

જમના — ભાઈ! ઓછું આણવાની જરાયે જરૂર નથી. એ કહેવામાં કંઈ લાભ નથી, એટલે નથી કહેતી.

અખો — લાભ કે ગેરલાભ! જે હશે તે વેઠવા તૈયાર છું. મને તમારા ભાઈ તરીકે ઓળખતાં હો, તો કહો.

જમના — ભાઈ! સત્તર વાર ભાઈ! જન્મોજન્મ મળજો મને તારા જેવો ભાઈ. (ઓવારણાં લે છે.) મને માફ કરો અખેભાઈ! પણ મેં મૂર્ખીએ ભૂલ કરી છે.

(રડે છે.)

અખો — હોય. ભૂલ તો કોણ નથી કરતું? જે હોય તે, જમનાબહેન! એવું તે શું છે? મને જરૂર કહો.

જમના — ભાઈ, શું કહું? મેં તારામાં અવિશ્વાસ આણ્યો અને આ કંઠી ચોકસી પાસે કિંમત કરાવવા લઈ ગઈ. ત્યાં ચોકસીએ મૂકેલો આ કાપ છે. મને માફ કર ભાઈ! તારી નિઃસ્વાર્થ લાગણીનો આ બદલો! અરેરે, મને એટલો પસ્તાવો થાય છે! મને કોકે ભંભેરી સોનીના ધંધા પર આળ ચડાવ્યાં. સત્યાનાશ જાય એ ભંભેરનારનું, અખેભાઈ! અખેભાઈ!

(રડે છે.)

અખો — (બેત્રણ ક્ષણ પછી) બહેન રડ નહિ. હમણાં આ તને બરાબર કરી આપું છું, અને બીજું પણ કંઈ જોઈતું કરતું હોય તો આપું.

જમના — મને કંઈ નહિ જોઈએ. તું જેવો ભાઈ મળ્યો, એથી વધારે મને શું જોઈએ? અરેરે! મને આ શી મતિ સૂઝી?

અખો — હવે પસ્તાવો કર્યે શો ફાયદો? કંઈ નહિ. એમાં તારો દોષ છે જ નહિ. આ જગતની માયા જ એવી છે. પાખંડથી ભરેલી આ દુનિયામાં આપણે પામર માત્ર, ઘણીયે વાર એમ ભરમાઈએ છીએ. મારા મનમાં કંઈ જ નથી. આ ઘર તારું ગણીને જ વાપરજે; એ તો આ મારા પરની આળ-ઘડી આવી ને ચાલી ગઈ.

જમના — અખાભાઈ! આવું ફરીથી નહિ કરું, હાં. હું શું મોં બતાવી રહું તને? તારા મનમાં કંઈ નહિ રાખેને? હું જાઉં છું.

અખો — (વિચારમાં લીન) કંઈ ઓછું ન આણતી, જમના! આવજે હાં!

[જમના જાય છે.]

માટીના માળખામાં આટલો બધો પ્રપંચ, એમ? માનવ-માત્રને માયાનાં બંધન છે, એમ? મારી બહેન જેવી આ બહેન, જેને મેં બહેન કરતાં પણ અધિક ગણી એને પણ મારામાં વિશ્વાસ નહિ! પાંચ પાંચ વર્ષ આટલી નિમકહલાલ સેવા બજાવી તોયે સૂબેદારના મનમાં મારે માટે અવિશ્વાસ આવ્યો! લોભ ને અદેખાઈના સડાથી ઊભરાઈ રહેલા આ જગતમાં પ્રમાણિકપણાને ક્યાંય પણ સ્થાન નથી શું? શું થવા બેઠું છે? સગી બહેન જેવી બહેન ભાઈમાં વિશ્વાસ ન મૂકે, એ હડહડતો કળજુગ નહિ તો બીજું શું? હો! હો! માનવજીવન કેટલું સડેલું! માયાનાં આવરણ કેવાં લીલાંપીળાં દેખાડે છે?

જગતના આદિકાળથી જન્મેલી ઓ માયા-નટી! ખરેખર તારાં અટપટાં આવરણોમાં સઘળાં ગુલામ છે. તારી ઇન્દ્રજાળ-વિદ્યા, તારા વિવિધ સંકલ્પ-વિકલ્પ, તારા તરેહવાર વેષરંગ, તારી ચિત્રવિચિત્ર પ્રપંચલીલા, તારી કૂવા પરના ચક્કર જેવી ગતિ, તારું ચંચળ ચાતુર્ય, એ સર્વ વડે તું માનવજાતને મર્કટ માફક નચવી રહી છે! રે, બાળકના ધંધોળિયા રમાડી રહી છે! ધન્ય છે તને! અંતે તું કોને નથી ઠગતી? કોને દગો નથી દેતી? કરશણી કરશણ ઉગાડે ને પછી કાચું પાકું જોયા વગર કાપી ખાય, એમ તું પણ કંઈક રંગરાગ ઉત્પન્ન કરી ક્યારે કંઈકને ગળી ખાય છે, એનો ભરોસો પણ નહિ!

સોનીનો ધંધો એટલે જગતના અવિશ્વાસને પાત્ર ધંધો! સોની એટલે વાલમાંથી રતી ચોરે જ. સોની થયો ત્યારે આ દુઃખ ને! સોનું ઘડ્યું ત્યારે આળ આવ્યાં ને? મારે નથી કરવો એ ધંધો. આ સાણસી. ચીપિયો, ભૂંગળી, બધું લાવ નાખું કૂવામાં કે થાય નિરાંત.

(બધું ઊંચકી અંદર નાખવા જાય છે ને ઘરાક આવે છે.)

### સ્વાધ્યાય

૧. આ પ્રવેશનો સારાંશ લખો.

૨. આ પ્રવેશમાં કેટલાં પાત્ર આવે છે, અને તેમાં મુખ્ય પાત્ર તમને ક્યાં લાગ્યાં તે જણાવો.

૩. જમનાના વર્તન માટે તમારા મનમાં કેવો અભિપ્રાય બંધાયો? જમનાના એ વર્તનમાં અખા પ્રત્યે અવિશ્વાસ કેટલો હશે અને સોનીમાત્ર ચોરે એવી માન્યતા ઉપર બંધાયેલો અવિશ્વાસ કેટલો હશે તે કહી શકશો?

૪. અખાની જગ્યાએ તમે હોત તો આ પ્રવેશમાં જે પ્રસંગો આવે છે તે પ્રસંગમાં તમારા મન પર શી અસર થાત તે કહી શકશો?

૫. માયાનાં બંધન સમ્બન્ધી અખાના ઉદ્‌ગારો સમજાવો.

# નટવરલાલ બૂચ

[ 'ઉપવાસીના વિચારો' અને 'વહેલી ગાડીમાં જવા વિષે' એ શ્રી. નટવરલાલ બૂચની હળવી કૃતિઓ છે. એમાં આપણા મનની એક સામાન્ય નબળાઈ ઉપર કટાક્ષ કરવામાં આવ્યો છે, અને એ કટાક્ષ લેખકે પોતાની જાત ઉપર જ વાપર્યો હોઈ એનું વાચન રસિક થઈ પડે છે એટલું જ નહિ, પણ એમાં રહેલો ડંખ કોઈને લાગતો નથી, અને છતાં એનું કથન સચોટ રહે છે. આ પ્રકારની સાહિત્યકૃતિઓ આપણે ત્યાં બહુ ઓછી લખાય છે એટલી આપણા સાહિત્યની ઊણપ લેખાવી જોઈએ. શ્રી. બૂચના 'રામરોટી' નામના સંગ્રહમાં તેમ જ શ્રી. જ્યોતીન્દ્ર દવે, શ્રી. ધનસુખલાલ મહેતા, શ્રી. રામનારાયણ પાઠક વગેરેનાં લખાણોમાંથી આ પ્રકારનું આપણું સાહિત્ય જોવાનું મળે છે તે અવશ્ય જોવા જેવું છે. ]

## ૧

## ઉપવાસીના વિચારો

[ હરિજન પ્રવૃત્તિ સંબંધે એક વખત ગાંધીજીએ ઉપવાસ આદરવાનો નિર્ણય કર્યો. ઉપવાસને પહેલે દિવસે બધાએ સાથે ઉપવાસ કરવો એમ સૂચવાયેલું. હું તેમાં જોડાયો. ઉપવાસના દિવસની મારી મનોદશા : ]

'બસ, આખરે એક દિવસ પણ ખાવાપીવાની જંજાળમાંથી છૂટયા. આજે તો બાપુજી ઉપવાસ આદરશે તેની જોડે હું પણ ઉપવાસ કરીશ. આજ તો મનમાં સદ્‌વિચારો જ આવે છે. એમ થાય છે કે કાંઈક ધાર્મિક વાચન કરું. ચાલ, ઝટ ચા પીને—

અરે! ભૂલી ગયો કે આજે ચા પીવાની જ નથી. ટેવ

ખરીને! એટલે મનમાં વિચાર આવી ગયો. બાકી તો આજ મનમાં ચા પીવાની ઇચ્છા થતી જ નથી.

જુઓ, સૂર્યોદય કેવો સુંદર છે! સવારના પહોરમાં ચા માટે ચૂલો સળગાવે તેમાંથી જેમ ભડકો નીકળે તેમ પૂર્વ ક્ષિતિજમાંથી કેમ જાણે ભડકો નીકળતો હોય! પૂર્વાકાશનો રંગ કેવો સુંદર — થોડા દૂધવાળી ચા જેવો — છે!

* * *

આજ માથું સહેજ ભારે હોય તેમ લાગે છે. શાથી હશે? સમજ્યો; આજના ઉપવાસના કારણે બધી શક્તિઓ એકત્રિત થઈ, ઊર્ધ્વગમન કરી, મગજમાં ભરાવા લાગી છે. તેથી માથું જરા ભારે લાગતું હશે; ચા ન પીવાથી માથું દુઃખે એ વાત તો કોઈ વ્યસનીએ જ ઉપજાવી કાઢી હશે.

કોઈ દિવસ નહિ ને આજે સૃષ્ટિમાં જાણે કે માધુર્ય ભર્યું હોય તેમ લાગે છે. આ લીમડો પણ જાણે કડવો મટી મીઠો બની ગયો હોય તેમ લાગે છે. જો દાળ કઢીમાં નાખ્યો હોય તો જરૂર સ્વાદ આપે. મહારાષ્ટ્રીઓ તો વળી મીઠા લીમડાની ચટણી ખૂબ બનાવે. લોને આજ તો હુંયે જમવામાં મીઠા લીમડાની ચટણી કરે તેમ કહું — પણ સાચે જ, આજે તો જમવું નથી. ભૂલી ગયો. સાળી કંઈ ટેવ છે!

છતાં-મને ખાવાનું મન તો જરાયે થતું નથી. અરે! પાણી પીવાનું મન થતું નથી. ઊલટું, મોંમાં જ પાણી આવ્યા કરે છે.

આહાર-નિદ્રા એ શબ્દો એક સાથે જ કેમ વપરાય છે તે આજે સમજાયું. આહાર થયો હોય તો જ નિદ્રા આવે. આહાર ન થાય તો નિદ્રા પણ ન આવે. માટે આહાર-નિદ્રાનો કાર્યકારણ સંબંધ છે. તેથી જ તે બન્ને શબ્દો ભેગા બોલાય છે. મને પણ આજ તેથી જ ઊંઘ નહિ આવતી હોય. પણ કંઈ નહિ. ' या निशा सर्वभूतानाम् . . .' તેમાં હું જાગીશ ને શિવનું ધ્યાન ધરીશ. ચાલ જીવ, તારા સાથી શિવને આંખ આગળ કલ્પના વડે મૂર્તિમાન કરું.

જુઓ ટેકરી ઉપર ત્યાં શિવાલય કેવું શોભી રહ્યું છે! ટેકરી તો જાણે લાપશીનો ઢગલો! જાણે સુરતી બરફીનું બાંધ્યું હોય તેવું શ્વેત મન્દિર શોભી રહ્યું છે, ને ટેકરી પર ચઢવાનાં પગથિયાં શાનાં— મોહનથાળનાં છે? અંદર જઈ શિવલિંગનાં દર્શન કરું — અહા! કેવું ગોળમટોળ એ લિંગ! ઘડીભર તો મોટા બધા ચૂરમાલાડુની ભ્રાંતિ ઉત્પન્ન કરે છે.

બસ, આવા શિવ હોય તો જરૂર એની મૂર્તિ ઉરમાં સ્થાપવાનું મન થાય જ. ચાલ તેમ જ કરું — અરે! પણ આજ તો ઉપવાસ છે!

## ૨

## વહેલી ગાડીમાં જવા વિષે

અકાળે ઊઠવું એ અકાળે મરવા કરતાંયે વધારે વસમું છે. રાતની ત્રણ ચાર વાગ્યાની ગાડીમાં જવાનું જેઓને બન્યું હશે તેઓ આ વાત કબૂલ કરશે. રાતે બાર એક વાગ્યા સુધીમાં જ ગાડી જતી હોય તો તો ઠીક; ત્યાં સુધીનો વખત વાતચીત કે વાચનમાં જ વિતાવી યોગ્ય સમયે ગાડી ભેગા થઈ જવાય. પણ એથી મોડું, એટલે કે લગભગ બે–ત્રણ–ચાર વાગ્યે જવાનું હોય ત્યારે ખૂબ આકરું લાગે છે. ભવિષ્યની ચિંતા પ્રથમથી જ ઘર ઘાલે છે. આગલી સાંજથી જ આપણું મન ઊંચું થઈ જાય છે. આપણે જે સ્થળ છોડવાના

છીએ ત્યાંથી આપણું ચિત્ત ફરી જાય છે; જ્યાં જવાના હોઈએ છીએ ત્યાંના તો આપણે હોતા જ નથી. એટલે આપણા મનની સ્થિતિ ધોબીના કૂતરા જેવી થાય છે—ન ઘરના, ન ઘાટના; ન અહીંના, ન ત્યાંના. રાતે નવ દસ વાગ્યે સામાન બંધાઈ જાય. ઘરની વસ્તુઓથી અલગ મુકાયેલો સામાન પણ જાણે સમાજથી બહિષ્કૃત થયેલ કોઈ અનાથ ને અસહાય બાળક હોય તેમ પડેલો હોય છે. સ્વજનો સાથે સામાન્ય રીતે આપણે 'આપણા' 'આપણું' એવી રીતે વાતચીત કરતા હોઈએ તેને બદલે તેઓને હવે 'તમે' 'તમારું' એવી રીતે બોલાવીએ છીએ. સ્વજનોની વિદાય, ક્ષમા-યાચના, ભલામણ લેવી દેવી વગેરે કામ પતાવી લઈએ. ગાડી ચાર વાગ્યે જતી હોય તો અઢી ત્રણ વાગ્યે એલારમ મૂકી, ઘડિયાળને ઓશીકા પાસે રાખી, જેટલું વધારે ઊંઘાય તેટલું ઊંઘી લેવાના ઇરાદાથી આપણે દસ વાગ્યે પથારી ભેગા થઈએ. બરાબર તે જ વખતે પાડોશના ગ્રામોફોન ઉપર 'વહાલું વતન' એ ગીત શરૂ થાય. વતન આપણને ખૂબ વહાલું હોય છતાં એ ગીત બહુ જ અકારું લાગે અને એ વાજાની તાવડીને તોડવા માટે તન મન ધન ઓવારી નાખવાનું મન થાય! થોડી વારે માંડ માંડ આંખ મળે.

* * *

ચાલતી ગાડીનો છૂક છૂક અવાજ અને ઉપરાઉપરી થતી વ્હીસલો સાંભળતાં આપણે ઝબકીને જાગીએ — હાંફળાફાંફળા બનીએ, આપણને થાય કે આપણે ઊંઘતા જ રહ્યા અને ગાડી ઉપડી ગઈ કે શું? ઝટ ઊઠીને ઘડિયાળ સામું જોઈએ; માત્ર સાડાદસ થયા હોય. ઘડિયાળ તરફ શંકાની નજરે જોવા લાગીએ તેવામાં પડોશના ગ્રામોફોન ઉપર નવી રેકર્ડ શરૂ થાય : 'પિયુ પહેલી પેસેંજરમાં આવજે.' એ સાંભળીને આપણા મનમાં ખાતરી થાય કે અત્યારે સાચેસાચ સાડાદસ જ થયા છે અને આ આપણે જવાની ગાડી નહિ, પણ રાતે આવતી છેલ્લી પેસેન્જર જ છે. વળી પાછા આપણે સૂઈએ. ઊંઘની સાથે જ ભયંકર સ્વપ્નો આવવાં શરૂ થાય. સામાન્ય

રીતે ગાડી ચૂકી જવાનાં સ્વપ્નો જ આવે. જાણે કે આપણો સામાન ગાડીમાં મૂકી પાણી પીવા ગયા ત્યાં ગાડી ઊપડી ગઈ. આપણે સહકુટુંબ ક્યાંક જતા હોઈએ. સ્ટેશને જઈએ અને એક બાળકને લઈ પત્ની ગાડીમાં માંડમાંડ ચડે. ત્યાં ગાડી ઊપડી જાય અને બીજા બાળક સાથે આપણે મોઢું વકાસતા પ્લૅટફૉર્મ પર જ રહી જઈએ. કોઈ વાર વળી એવું પણ સ્વપ્ન આવે કે કોઈ આપણા આત્માને ઉઠાવી જાય છે, અને દેહને પાછળ મૂકતું જાય છે. આવું સ્વપ્ન આવતું હોય તે વખતે કોઈની કારમી પોક સંભળાય; આપણે ઝબકીને જાગીએ; આપણને ઘડીભર કુશંકા થાય કે શું ખરેખર આપણો આત્મા કોઈ ઉઠાવી ગયું છે ને તેની પાછળ કોઈ પોક મૂકે છે? પણ જરા વધારે શુદ્ધિમાં આવતાં ખ્યાલ થાય કે એ અવાજ તો ટંડીની ફરિયાદ કરતા કોઈ કૂતરાનો છે! આવડે તેવી ગાળો તેને દઈ, જાગી ગયા તેનો લાભ લઈ, ઘડિયાળમાં વખત જોઈએ. બરાબર બે કે સવાબે થયા હોય. પણ થોડો વખત જે વધારે ઊંઘાય તે ઊંઘી લેવાનું નક્કી કરી આપણે સૂઈએ. તરત જ ઘસઘસાટ સ્વપ્ન વગરની ઊંઘ આવી જાય. જાણે કે નિર્વિકલ્પ સમાધિ!

* * *

પ્રલયકાળ આવતો હોય તેવો ભયંકર કોલાહલ થાય ને આપણે જાગી ઊઠીએ; ભાનમાં આવીએ એટલે પ્રલય-ગર્જનને બદલે આપણા કાન ઉપર એકનો એક જ પ્રશ્ન પૂછ્યા કરતા જક્કી બાળક જેમ વાગતો એલારમ સંભળાય. મહિનાઓ સુધી ગર્ભવાસની એકલતા અને શાંતિ અનુભવ્યા પછી દુનિયામાં પ્રવેશ કરતા બાળકને બહારનો કોલાહલ સાંભળી જેવી ગભરામણ થતી હશે તેવો ગભરાટ ઘડીભર આપણને થાય છે. મનમાં 'મૂગી મર' કહેતા, ઘડિયાળનો ઘંટ બંધ કરવા આપણે અંધારામાં આમતેમ ફાંફાં મારીએ છીએ; માંડ માંડ એલારમ બંધ થાય છે. ઘડિયાળનો ઘા કરી દેવાનું મન થાય છે, પણ દુર્ભાગ્યે તે આપણી પોતાની જ હોય છે. એલારમ બંધ કરી 'હમણાં ઊઠીશ' એમ કરી આપણે જરા આળોટીએ છીએ

ને તેમ કરતાં નસકોરાં બોલવા લાગે છે, ત્યાં જ ઘરડાં ડોશીમા કે ચિંતાતુર પત્ની આપણને ઢંઢોળી જગાડે છે. રાતે ગાડી ચલાવવામાં રેલવેવાળાઓની મૂર્ખાઈ, ઠંડી અને ઉજાગરાને લીધે ડ્રાઈવરો, ગાર્ડ, સ્ટેશનવાળાઓને પડતી તકલીફ, વહેલા ઊઠવામાં પેસેંજરોને પડતી હાડમારી વગેરે ઘણી બાબત ઉપર વિચાર કરતા આપણે અનિચ્છાએ ઊઠીએ છીએ. આજુબાજુના બીજા લોકોને પોતપોતાના ઘરમાં શાંતિથી ઊંઘતા જોઈ આપણને તેઓની અદેખાઈ થાય છે. ટાંગામાં બેસી સ્ટેશન ભેગા થઈએ છીએ. સ્ટેશને પહોંચતાં સુધી મનમાં ગુસ્સો અને અસંતોષ વ્યાપી રહેલાં હોય છે. ત્યાં ગયા પછી આ બધા ભાવો પલટાય છે. બીજા મુસાફરોને પોતે ક્યારે ઊઠ્યા, કેવી મુશ્કેલી પડી વગેરે વસ્તુઓનું વર્ણન કરતા સાંભળી આપણે મનમાં સંતોષ પામીએ છીએ.

'**રામરોટી**'માંથી

## સ્વાધ્યાય

૧. આજે પોતાને ઉપવાસ છે એ હકીકત લેખક કયે કયે પ્રસંગે ભૂલી જાય છે તે નોંધો.

૨. હાસ્ય ઉત્પન્ન કરે એવી આમાં કઈ કઈ વિગતો છે તે જણાવો.

૩. 'વહેલી ગાડીમાં જવા વિશે'માં છે તેવા તમને કોઈ અનુભવ થયા હોય તો તે ઉપર ટૂંકમાં લખો.

૪. તમે હાસ્યરસની કોઈ બીજી કૃતિઓ વાંચી હોય તો તેનો ટૂંક પરિચય આપો.

# સાહિત્ય પલ્લવ

ભાગ ૧

સંપાદકો

'સ્નેહરશ્મિ'

ઉમાશંકર